॥ ૐશ્રી ॥

# ગૃહસ્થાશ્રમ.

## ગૃહસ્થાશ્રમ સંબંધી સંપૂર્ણ માહિતી આપનાર

## સચિત્ર પુસ્તક.

સુધારા વધારા સાથે આવૃત્તિ બીજી.


રચનાર

પ્રભુશંકર નર્ભેરામ વ્યાસ,

તંત્રી—ચંદ્રપ્રકાશ, ખપાટીઆ ચકલા,

સુરત.


મૂલ્ય રૂા ૧-૮-૦.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

તંત્રી ચંદ્રપ્રકાશ,

ખપાટીઆ ચકલા–સુરત.



પ્રત ૧૫૦૦.  સંવત ૧૯૭૨.

શા. ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન એન્જીન પ્રિન્ટિંગ પ્રેસમાં

પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું, ખપાટીઆ ચકલા–સુરત.



    

श्लोक

ॐ सहनाववतु ॥ सहनौभुनक्तु ॥ सहवीर्यं करवावहै ॥ तेजस्विना वधी तमस्तु माविद्विषावहै ॥

॥ ॐ शांतिः शांतिः शांतिः

कठनोपानिषत्

(અદ્રષ્ટ સત્તા) અમારૂં બંનેનું સાથેજ રક્ષણ કરો (અદ્રષ્ટ સત્તાવડે) અમારા બંને જણનો સાથેજ સદુપયોગ થાઓ. અમે બંને જણ સાથેજ વીર્યને ઉત્પન્ન કરીએ. અમે બંને જણા તેનાથી તેજસ્વી થઇ અમારાથી ઉત્તમ જ્ઞાના ભ્યાસ થાઓ અમે બંને કોઈનો પણ વિશેષ રૂપ દ્વેષ ન કરીએ એવું બનો.

    




## શાર્દૂલ વિક્રિડિત.

જે સાથે રહીને પ્રયાણ કરતાં, નિત્યે સુમાર્ગો પ્રતિ,
પામે ઉન્નતિમાત્ર જેહ રહીને સાથે સદા દંપતી.
અત્યાનંદપણે દીયે ઉભયને જે પ્રેમ કેરી અમી,
પૂરાં ધન્ય ગણાય આ જગતમાં તેવાં ગૃહસ્થાશ્રમી.






योगीन्द्र भूषण परमहंस महात्मा श्री माधवदासजी महाराज.
खाक चोक, मालसर.

यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं
यद्वन्दनं यच्छ्रवणं यदर्हणम ।
लोकस्य सद्यो विधुनोति कल्मषं
तस्मै सुभद्र श्रवसे नमो नमः॥



**અર્થ**—જેનું કીર્તન, જેનું સ્મરણ, જેનું દર્શન, જેનું વંદન, જેનું શ્રવણ તથા જેનું પૂજન લોકના પાપનો તરત નાશ કરે છે તે કલ્યાણ કીર્તિવાળા કૃષ્ણ પરમાત્માને નમસ્કાર, નમસ્કાર.

# अर्पण पत्रिका

**પરમ પ્રભુ પ્રેમ મૂર્તિ, યોગીન્દ્રભૂષણુ, પરમકૃપાળુ**
**સંતમંહત શિરોમણી પરમહંસ મહાત્મા**
## શ્રી માધવદાસજી મહારાજ
**ખાકચોક માલસર.**

આપ પરમકૃપાળુ નિરાશ્રિતને આશ્રય આપનાર સંસારના સમગ્ર જીવોને સત્ય અને સરળ માર્ગ દર્શાવનાર વ્યાવહારિક યોગીશ્વર સર્વજ્ઞ મહાપુરૂષ છો. તેમજ શ્રી નંદનંદન કૃષ્ણચંદ્રના પરમપ્રિય ભક્તશિરોમણી છો. આપના દર્શનથી આ લેખકના તેમજ આપના અગણીત ભકતોના અંતઃકરણમાં જે અવ્યક્ત આનંદ ઉદિત થાય છે તે નિસંશય અવર્ણનીય છે. આપની એ પરમકૃપાના યત્કિંચિત સ્મારક રૂપે આ સંસાર સુધારાના સાચાં અને સરળ ઉપાયોને દર્શાવનાર આ **ગૃહસ્થાશ્રમ** નામક પુસ્તકની દ્વિતીયાવૃત્તિ આપના પુણ્ય પવિત્ર અને અઘૌઘહર દિવ્ય ચરણકમળમાં સમર્પણ કરી સફલ થાઉં છું; આપ પ્રભુ તે સ્વીકારી આ રંક કિંકરને ઉપકૃત કરશો.

શ્રી ચરણનો દાસાનુદાસ, ચરણરજ રેણભોગી,

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ**

ના અનેકાવધિ સાષ્ટાંગ દંડવત.

**પ્રણામ.**

# સતિ-પતિ-દંપતિ.

## ( શાર્દૂલ વિક્રિડિત )

દારિદ્રે ભય દુઃખ વિઘ્ન સમયે, વ્યાધિ વિપત્તિ વિષે
કષ્ટોમાં વ્યવહારકાર્ય મંહિ જ્યાં, હેતુ વિરોધી દીસે
એ આદિ પ્રતિકૂલ સર્વ સમયે આનંદ ને પ્રેમથી
નિત્યે રે' પતિસાથ સંસૃતિ વિષે, તે શ્રેષ્ઠ જાણો સતિ

સૌ વાતે સુખ આપવા ચહી કરે યત્નો ઉમંગે ભર્યાં.
પત્નીની પ્રગતિ થવા સતત ય-ત્નો જેમણે આદર્યાં.
દોષોને મનથી ઉપેક્ષી ઉરમાં, સદ્ભાવ પત્નીપ્રતિ.
ધારી સ્નેહથી વર્તતો, ભવ વિષે, તે શ્રેષ્ઠ જાણો પતિ.

હેતુ ક્લેશ તણા પરસ્પર વિષે, જે ઉપજાવે નહિ,
હોયે જે કંઇ પ્રાપ્ત તે સ્થિતિ વિષે, સંતોષથી રે વહી;
દેખાયે તનુ ભિન્ન તોય મનથી, છે ભિન્ન ના જે રતી,
આનંદે મુખ જેમનાં મલકતાં, તે શ્રેષ્ઠ છે દંપતિ.

श्रीउपेन्द्रभगवान.

# પહેલી આવૃતિની-પ્રસ્તાવના.

માનવજીવન સુખી અથવા દુઃખી હોવાનો, મુખ્ય આધાર તેના ગૃહસ્થાશ્રમની સારી અથવા નઠારી હાલત ઉપર રહેલો છે. અને તેથી ગૃહસ્થાશ્રમને સંપૂર્ણ સુખમય બનાવવાને માટે કયા ઉપાયો મનુષ્યે કરવાની જરૂર છે તે સંબંધમાં મારા વિચારો જનસમાજ આગળ ખુલ્લા મૂકવાની ઘણા સમયથી મને ઇચ્છા હતી અને તેના ફળરૂપ આ પુસ્તકની પ્રસિદ્ધિ આજે થઇ શકી છે.

આધુનિક ગૃહસ્થાશ્રમનું અવલોકન કરતાં તેમાં સેંકડે નેવું ટકા દુઃખ જ જોવામાં આવે છે. આ દુઃખને ટાળવાને તથા ગૃહસ્થાશ્રમને સ્વર્ગસમાન બનાવવાને માટે અનેક વિદ્વાનો વ્યાખ્યાનો દ્વારા, માસિકો તથા સાપ્તાહિકો દ્વારા, તેમજ પુસ્તકો દ્વારા પ્રયત્ન કરી રહ્યા છે. એ પ્રયત્નના મહા રણશીંગામાં આ પુસ્તકરૂપ તતુડીનો અવાજ સામેલ થાય છે. આવા અવાજની શી જરૂર હતી; ગૃહસ્થાશ્રમનું રહસ્ય જણાવનારાં પુસ્તકો શું ઓછાં હતાં એવા પ્રશ્ન પણ કદાચ અત્ર ઉપસ્થિત થશે. પરંતુ તેનો જવાબ આપી સામસામાં વાદ વિવાદને કરવાનું આ સ્થાન નથી તેથી અત્ર એટલુંજ જણાવવામાં આવે છે કે આ પુસ્તકની જરૂરવાળા મનુષ્યો પણ સૃષ્ટિમાં છે જ. અને તેથી તેની પ્રસિદ્ધિ લેખક તરફથી થઇ શકી છે.

મધ્યરાત્રિના સમયમાં સુખપૂર્વક નિદ્રા લેનાર મનુષ્યો ચંદ્રને જોઈ શકતા નથી. તેથી તેઓ એમ જણાવે કે મધ્યરાત્રિએ ચંદ્રની શી જરૂર હતી તો તે કથન જેમ તેમનું અયોગ્ય ઠરે છે કેમકે ચંદ્રને જો કે તેઓ જોઇ શકતા નથી પણ તેને જોનાર કુમુદીની હોયછે જ. રસિક દંપતીઓ પણ તે સમયે તેને જોતા હોય છે

અને તેથી ચંદ્ર તો પ્રકાશ્યાજ કરે છે. તેમ આ ગ્રંથના સંબંધમાં પણ છે. આજે તેને કોઈ જોઇ શકતા નહિ હોય પણ સોમાંથી પાંચ તો જોતા હશેજ અને એટલાથીજ લેખક પોતાના શ્રમને સાર્થકય માનશે. રજનીના સમયમાં નભોમંડળમાં તારા અસંખ્ય ઉગ્યા હોય છે આપણે તે બધાને જોઇ શકીએ છીએ પણ કેટલાક અપવાદ રૂપ તારા શિવાય આ તારો આ છે અને આ આ છે એમ ઓળખી શકાતા નથી તેથી તે તારાએ ન ઉગવું એમ કહી શકાય તેમ નથી તેમ આ ગ્રંથના માટે પણ તે પ્રસિદ્ધ કરવાની જરૂરીયાત શી હતી એવો પ્રશ્ન કોઇથી થાય તેમ નથી.

આ ગ્રંથમાં ઘણા ખરા દ્રષ્ટાંતો અનુભવનાં અને ખરાં બનેલાં જ લખેલાં છે કેમકે જે ખરાં હોય છે તેવાંજ દ્રષ્ટાંતો આપવાથી અસર ઘણી સારી થાય છે. આવી અસર કાલ્પનિકથી થતી નથી. લેખકનો દ્રષ્ટાંત આપવાનો હેતુ કોઇની ટીકા કરવાનો જરા પણ નથી. પરંતુ પોતાની અમુક જગ્યાએ થતી ભૂલોને સમજી તે માણસ સુધરે એવેજ ઉચ્ચ હેતુ તેનો છે.

પુસ્તકમાં જે જે વિષયો લખવામાં આવ્યા છે. તે આ પછીના પૃષ્ઠોમાં આપેલી અનુક્રમણિકા જોવાથી સ્પષ્ટ થશે. બનતા સુધી ગૃહસ્થાશ્રમ સંબંધી સઘળીજ માહિતી આ પુસ્તકમાં આપવા પ્રયત્ન કર્યો છે તે છતાં દ્રષ્ટિ દોષથી કોઇ રહી ગઇ હશે તો તે આવતી આવૃત્તિમાં આપવામાં આવશે. ભાષા જેમ બને તેમ સરળ રાખવા પ્રયત્ન કર્યો છે. કેમકે વિશેષ કરીને કેળવાયલા વિદ્વાન કરતાં બાળકો અને સ્ત્રીઓમાં તેનો વધારે ઉપયોગ થાય એવી આશા રાખી શકાય છે. અને તેથી ભાષાની સરળતાની જરૂર છે.

પુસ્તકમાં ભિન્નભિન્ન પ્રકરણો દ્વારા જે જે વિચારો પ્રકટ થયા છે. તે આચારમાં મૂકવા સવડતા પડી શકે તે અર્થે તે પ્રકરણના વિચારોની તારવણી કરી સંક્ષિપ્ત મુદ્દાઓ તે પ્રકરણની છેવટે આપવામાં આવ્યા છે આશા છે કે આ નવીન યોજના વાંચકોને પ્રિય થઇ પડશે જ.

આ પુસ્તકને પ્રકટ કરવાનો મુખ્ય ઉદ્દેશ ગૃહસંસારમાં ચાલતો કલેશ દૂર થાય, સલાહસંપથી વર્તવામાં આવે, દંપતીઓ સાચા પ્રેમી બને, અને આ ગૃહસ્થાશ્રમ ધર્મમાંજ પોતાનાં કર્તવ્યો બરાબર રીતે સાધી કૃતકૃત્ય બની રહે તે છે અને તેને માટે કયા કયા ઉપાયો છે તે વર્ણવી બતાવ્યા છે.

વર્તમાનસમયમાં ગૃહસ્થાશ્રમીઓમાં બે પક્ષ પડી ગયા છે. કેટલાક નવીન વિચારશ્રેણીના છે. અને કેટલાક જૂની પદ્ધતિ અનુસાર વર્તે છે. આ બંને પક્ષમાં પોતાનો પક્ષ ખરો છે એ સાબીત કરવાને અતુલ પ્રયત્ન ચાલે છે. પરિણામમાં તેઓ એક બીજા સાથે વાદવિવાદમાં ઉતરી છેક લડાઈ કરી મારામારીમાં ઉતરવા સુધી તૈયાર થઇ જાય છે. આ પ્રમાણે કરવું એ તેમને જરા પણ જરૂરનું નથી. આવો વાદવિવાદ કરવાથી તેમને લાભને બદલે નુકસાન થાય છે. માટે તેનાથી દૂર રહી પોતપોતાના વિચારો હોય તે દર્શાવવા એ જ કર્તવ્ય છે. આ વિચારોમાં જેમના વિચારો યોગ્ય હશે તેમને પ્રજા વધાવી લેશે. જેમના અયોગ્ય હશે તેમની ઉપેક્ષા કરશે.

આ વિશ્વમાં એવો એક સ્વાભાવિક નિયમ પ્રવર્તી રહેલો છે અને તે એ છે કે સત્યને હમેંશા મદદ મળે છે. અને આ પ્રમાણે હોવાથી તમારા વિચારો સત્ય હશે તો તેને ગ્રહણ કરવાને સમાજ આજે નહિ તો થોડા સમય પછી પણ તૈયારજ રહેશે આથી

વિચારો ફેલાવવા પહેલાં તેની યોગ્યાયોગ્યતાનો ખ્યાલ કરો અને પછી તેને ફેલાવતા તત્પર થાઓ. તમારા વિચાર આવી રીતે યોગ્યાયોગ્યતાનો ખ્યાલ થયા પછી મૂકાયા હશે અને ભલે પછી તમે એકલાજ તેના તે સમયમાં અનુયાયી હશો પણ સમય જતાં તેનાં સેંકડો અનુયાયી થશે. બગદાદ શહેરમાં રહેનાર મનસુર હલ્લાજ નામના મનુષ્યે સુફી ધર્મનો સ્વીકાર કરી 'અનલહક્ક' હુંજ પરમેશ્વર છું अंहब्रह्मास्मि એ નામના મંત્રનો જાપ કર્યો. આ જાપ ખરેખરોજ હતો કેમકે મનુષ્ય એ પરમાત્માના અંશ રૂપજ છે. પરંતુ તે સમયમાં સેંકડો ઇસ્લામીધર્મવાળા તેની સામે થયા અને હીઝરી સન ૩૦૯ માં ખલીફ રાજાએ તેને ફાંસીનો હુકમ કર્યો ફાંસી દેતી વખત પણ અનલહક્ક મંત્રનો જપ તેનાં અંતરમાં ચાલુ હતો. આ મંત્રના પ્રભાવથી તેનાં મરણ બાદ તેના સેંકડો અનુયાયીઓ થયા કેમકે મનસુરનો ઉપદેશ એ પરમ સત્યરૂપ હતો અને તે સત્ય આખરે પ્રકાશી નીકળે એમાં નવાઈ નથી.

આ ઉપરના દ્રષ્ટાંત શિવાય આપણે બીજા દ્રષ્ટાંતો સંબંધમાં વિચાર કરીએ. આખા વિશ્વમાં अहिंसापरमोधर्मની સ્થાપના કરનાર ભગવાન બુદ્ધદેવ એકજ હતા. સનાતનધર્મનો ઝુંડો આખા હિન્દુસ્તાનમાં ફેરવનાર ભગવાન શંકરાચાર્ય એકજ હતા. આખા યુરોપને એક વખત ધ્રુજાવી મૂકનાર મહાન યોદ્ધો નેપોલીયન બોનાપાર્ટ એકજ હતો. આખા બંગાળામાં હરિસ્મરણરૂપ ધુનની મસ્તીમાં અજબ ભક્તિ નિશાથી લોકોને ગાંડાઘેલા કરી નાંખનાર ગૌરાંગપ્રભુ એકજ હતા. અને આજ પ્રમાણે બીજા પણ અનેક નરરત્નોએ પૃથ્વીમાં આશ્ચર્યકારક મહત્તા મેળવી છે તેઓ પણ એકજ હતા. તેઓ એકજ હોવા છતાં તેમના અનુયાયીઓ આટલા

બધા થવાનું કારણ તેમનો ઉપદેશ સત્ય હતો. વધુ આગળ વધીને જણાવીએ તો તેઓ સત્યનીમૂર્ત્તિ હતા તેજ હતું. તેને જ લીધે આખા વિશ્વમાં તેમની નામના થઇ રહી હતી. તમે પણ સત્યને સ્વીકારો. સત્યનીમૂર્ત્તિ બનો અને નિશંસય માનજો કે તમારી પણ તેમના જેવી જ ખ્યાતિ થશે.

જનસમાજના અંતરમાં ઘણે ભાગે પોતાની કિલષ્ટતા દર્શાવવાનો પ્રચાર આજના સમયમાં પડી ગયો છે અને પ્રસંગ આવતા તેઓ 'હું અલ્પશકત છું' 'હું પામરછું' 'મારૂં તે શું ગજું' ઇત્યાદિ બીજા આના જેવા જ વિચારો દર્શાવી તેઓ પોતાની હલકાઈ પ્રદર્શીત કરે છે. તેવા મનુષ્યોને આ ઉપરનો પેરેગ્રાફ વાંચી આશ્ચર્ય થશે કે મહાત્મા પુરૂષની ગણનામાં અમને મૂકયા શિવ ! શિવ ! અમે તો પામરપ્રાણી છીએ પરંતુ અમે તેમને જણાવીએ છીએ કે મનુષ્યે શા માટે પોતાને પામર માનવા ? શું તેમનામાં પરમાત્માનો અંશ નથી ? શું **तत्वमसि** ઇત્યાદિ શ્રુતિનાં વાકયો ખોટાં છે ? ના, ત્યારે આવા પરમાત્માના અંશરૂપ આત્માને શા માટે હલકો માનવો ? આ પ્રમાણે હોવાથી ઉપર જે લખ્યું છે તે યથાર્થ સત્ય જ છે.

આપણાં શાસ્ત્રમાં લખેલા કેટલાંક વાકયોના અનર્થ કરી અનાડી લોકોએ ભારે ખળભળાટ પેદા કર્યો છે. **द्वारःकिमेकं नर्कस्य ? नारी** ઇત્યાદિ વાકયનો અર્થ પણ બરાબર સમજ્યા વગર "નારી એ નર્કનું દ્વાર છે" એવો ઉપદેશ જન મંડળમાં ઠસાવવામાં આવે છે. આ ઉપદેશની અસર કોઇક કોઇકને લાગે છે અને તેઓ પોતાની સ્ત્રીનો ત્યાગ કરી ભગવા લેવાંથી જ મોક્ષ પ્રાપ્ત થશે એમ માને છે પરંતુ એમાં તેઓ પોતાના જ અજ્ઞાનને હાથે કરી ઉઘાડું

પાડે છે સ્ત્રી એ નર્કનું દ્વાર નથી. કેમકે સ્ત્રી એ સાક્ષત શક્તિનો અવતાર છે સૃષ્ટિના આરંભકાળથી જ તેમની ઉત્પત્તિ છે અર્ધના-રીશ્વર મહાદેવ આદિ અનાદિ હતા અને તે ઉપરથી શરૂઆતથીજ સ્ત્રીની ઉત્પત્તિ હતી એમ કહેવામાં અસત્યનો જરા પણ અંશ નથી, આવી શક્તિ સ્વરૂપ કલ્યાણપ્રદાત્રી સ્ત્રી એ નર્કનું દ્વાર સ્ત્રી છે એમ શી રીતે માની શકાય ? ત્યારે ઉપર નર્કનું દ્વાર સ્ત્રી છે એમ શા માટે કહ્યું હશે એમ કદાચ કોઇ પ્રશ્ન પૂછશે તો તેના સંબંધમાં જણાવવાનું કે તે પ્રમાણ વાક્ય નથી, વેદ અને ઉપનિષદ્માં જે વાકર્ય કહ્યાં હોય તેજ પ્રમાણ વાક્ય છે અને તેજ માનવા યોગ્ય છે. વેદ અને ઉપનિષદ્ શિવાયનાં વાક્યો મનુષ્યોએ પોત પોતાની બુદ્ધિની માન્યતા પ્રમાણે ઉત્પન્ન કરેલાં છે અને તેથી તેનો અર્થ આમ અને તેમ જે બાજુ તરફ કરવો હોય તે તરફ થઇ શકે છે. દાખલા તરીકે આ પ્રસ્તુતઃ બાબતનુંજ ઉદાહરણ આપીશું આમાં 'નર્કનુંદ્વાર કોણ તો સ્ત્રી' એમ કહેવામાં આવ્યું છે. તે સ્ત્રી તે અન્ય નહિ પણ આપણી કુબુદ્ધિ છે. કેમકે જો તેમ ન હોય અને સ્ત્રી જ નર્કનું દ્વાર હોય તો તે શક્તિસ્વરુપ કહેવાય નહિ તેમજ તેની ઉત્પતિ શરૂઆતથીજ થાય નહિ; આ પ્રમાણે હોવાથી કુબુદ્ધિ એજ સ્ત્રીરૂપ ગણીને તેને નર્કના દ્વાર રૂપ કહી છે, કુબુદ્ધિ હોય તો નઠારાં કામો કરવા સુઝે છે અને નઠારાં કામોના પરિણામમાં નર્કવાસ ભોગવવો પડે છે.

આજ પ્રમાણે બીજાં વાક્યો આદિ અનાદિ નથી અને જેની ઉત્પત્તિ હાલના સ્વાર્થમન્ય પંડિતો તથા અંદરમાં ભોગની લાલસાવાળા અને બહારથી ખોટા વિરાગને ધરવાવાળા સાધુ સંન્યા-

એએજ કરેલી છે તેથી તે પણ પ્રમાણરૂપ નથી તેનો જેમ અર્થ કરવો હોય તેમ થઇ શકે છે.

કાળચક્રના નિયમ પ્રમાણે હવે આપણા અભ્યુદયનો સમય પાસે આવતો જાય છે. ભગવાં વસ્ત્રથી ઢંકાયલા વેરાગીઓમાંથી કેટલાકના ખોટા ઉપદેશની અસરથી આપણે હવે ધીમે ધીમે મુક્ત થતા જઇએ છીએ, ભગવાં વસ્ત્રમાંજ કાંઈ મોક્ષ રહ્યો નથી, મોક્ષ અને વસ્ત્રને સંબંધ નથી એવું આજે જ્યાં ત્યાં મનાવા લાગ્યું છે. અને આ સર્વ ઉપરથી એમ જ માનવામાં આવે છે કે અરૂણોદય કયારનોએ થઇ ચૂકયો છે. તથા ધીમેધીમે તે ગગનમંડળે ગતિ કરતો ઉપર જાય છે.

આ પુસ્તકમાં બનતા સુધી જૂના અને નવા વિચારવાળાના મતોમાં જે મતો આ લેખકને યોગ્ય ભાસ્યા છે તે શમાવવા પ્રયત્ન કરી પુસ્તકની તટસ્થતા જાળવી રાખવા બનતું કર્યું છે અને તેથી આશા રાખી શકાય છે કે બંને પક્ષના મનુષ્યોને તે પ્રિય થઇ પડશેજ.

અધિકાર પ્રાપ્ત થયા વગર આપેલો તમામ બોધ નકામો થઇ પડે છે. જેમ એક બાળપોથી ભણનાર છોકરાથી અંગ્રેજી બીજી ચોપડી વાંચી શકાતી નથી તથા કાણાં પાત્રમાં વસ્તુ ભરવામાં આવે છે તો તે રહી શકતી નથી તેમ અધિકાર વગર ગૃહસ્થાશ્રમનો ત્યાગ પણ ઇષ્ટ નથી. તથાપી આ રહસ્યને ન સમજી કેટલાક ગુરૂઓ વર્તમાન સમયમાં યુવકોને 'ગૃહસ્થાશ્રમ દુ:ખરૂપછે.' 'સંન્યાસ શ્રેષ્ઠ છે.' 'જગત્ એ માયાની જાળ છે' એવાં એવાં બીજા અનેક વિરાગનાં વાકયો શ્રવણ કરાવે છે. જેના પરિણામમાં તેવા મનુષ્યોનો એ ગૃહસ્થાશ્રમ બગડે છે અને અધિકાર લીધા વિના ગ્રહણ કરાયલો

સંન્યાસાશ્રમ પણ સુખને આપતે નથી. આમ હોવાથી બ્રહ્મચર્યાશ્રમ પછી ગૃહસ્થાશ્રમની જરૂર છે. અને એ આશ્રમમાં જ પોતાના વિહિત પ્રાપ્ત કર્તવ્યો ને સાધી કૃતકૃત્ય થઈ રહેવાનું છે.

નદી જેમ તેના મૂળ આગળથી નીકળે છે ત્યારે નાના સ્વરૂપમાં હોય છે. અને પછી આપણે જેમ જેમ તેના મુખ તરફ જઈએ છીએ તેમ તેમ તેનો વિસ્તાર વધતો જાય છે. તેજ પ્રમાણે આ પુસ્તકમાં પણ શરૂઆતમાં સામાન્ય જેવી બાબતો ચર્ચાયલી લાગશે પણ આગળ જતાં તેમાં સર્વ બાબતો આવી ગએલી છે તેની ખાંત્રી થશે.

વિદ્યાદાન એ સર્વથી શ્રેષ્ઠ દાન છે અને તેથી પોતાને ત્યાં આવતાં વિવાહ લગ્નના પ્રસંગોમાં આવાં સંસારોપયોગી પુસ્તકો વહેંચવાની કોઈ સદ્‌ગૃહસ્થ ઇચ્છા દર્શાવશે તેમને તેમના નામ સાથે છપાવીને ખાસ કીફાયત ભાવથી આપવાની યોજના લેખકે કરી છે. અને તે ધનવાન્ ગૃહસ્થોના ઉત્તેજનને પાત્ર છે.

અંતમાં આ પ્રસ્તાવનાને પૂર્ણ કરતાં સર્વ શક્તિમાન પરમાત્મા પ્રતિ એટલુજ માગવામાં આવે છે કે જે કલ્યાણકર હેતુથી આ પુસ્તક રચવામાં આવ્યું છે તે હેતુ સિદ્ધ થવા અર્થે તેનો જન સમાજમાં ફેલાવો થઈ તેના જ્ઞાનને આચારમાં ઉતારી સર્વ **ઉત્તમ ગૃહસ્થાશ્રમી** બનો. **अस्तु.**

ચંદ્રપ્રકાશ ઑફીસ સુરત. **પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**

કાર્તિક પૂર્ણિમા ૧૯૭૧.

ચંદ્રવાસર.



# દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના.

પ્રથમ આવૃત્તિની સઘળી પ્રતો બાર માસ જેટલા અલ્પ સમયની અંદર ખપી જવાથી અને જન સમાજની ચાલુ માગણીને લીધે આ સદ્ગ્રંથની દ્વિતીય અવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો યોગ આજે પ્રાપ્ત થયો જાણી આનંદ થાય છે. આપણા ગુર્જર સાહિત્યની પ્રગતિનો અરુણોદય હવે ધીમે ધીમે થવા લાગ્યો છે. ઉત્તમ પુસ્તકોની કદર સમાજ તરફથી અવસ્ય થાયછે જ એ સંતોષ પ્રદ છે.

આ આવૃત્તિમાં ખાસ સુધારા તરીકે તેના મુદ્રણ કાર્યમાં સુધારો કર્યો છે. પ્રથમ આવૃત્તિ પૈયકા ટાઈપમાં હતી પણ આ પુસ્તક વિશેષ કરી સ્ત્રીયોમાં વધારે વંચાતુ હોવાથી તેના ટાઇપ સવાઇ પૈયકા રાખવામાં આવ્યા છે કે જેથી વાંચવા માટે સુગમ પડે. આશા છે કે આ ઉપયોગી સુધારાથી દરેક વાંચક બંધુ ભગિની સંતોષ પામશેજ.

ખાસ વધારા તરીકે પ્રકરણ ૩૦ માં આવેલો **સ્ત્રીઓની પરાધિનતા** નામનો નવીન નિબંધ દાખલ કરવામાં આવ્યો છે. તથા આ પ્રસ્તાવનાની પાછળ આપેલા પરિશિષ્ટ પ્રમાણે ગરબાઓ દાખલ કરવામાં આવ્યાછે. આ પરિશિષ્ટ દરેક ભગિનીને ઉપયોગનું થઈ પડશે. ચિત્રમાં પણ વધારો કરવામાં આવ્યો છે.

આ પુસ્તકની આ આવૃત્તિ છપાય છે એ સમય યુરોપીય વર્તમાન દારૂણ યુદ્ધનો છે. આજે પૂરાં બે વર્ષ થયાં યુરોપમાં ભિષણ સંગ્રામ મચી રહ્યો છે. અને તેના પરિણામને લઇ આજે દરેક વસ્તુના તેમજ છાપવાના સાહિત્યના ભાવ પુષ્કળ વધી ગયા

છે. કાગળના ભાવમાં તો અઢી ગણો વધારો થયો છે. અને પૂંઠા ઉપર છાપવાના સોનેરી અક્ષરો માટેના વરખો તો હવે મળવા પણ અશક્ય થઈ પડ્યાં છે. આ કારણને લઇ આ આવૃત્તિની કિંમતમાં ચાર આનાનો વધારો કરવામાં આવ્યો છે. અમારે કહેવું જોઇએ કે પ્રથમ આવૃત્તિ કરતાં લગભગ સો પૃષ્ઠનો આ આવૃત્તિમાં વધારો થયોછે તેથી નહિ પણ કાગળ વગેરેની સખ્ત મોંઘવારીને લઈનેજ આ આવૃત્તિની કિંમતમાં ચાર આના વધારવામાં આવ્યા છે.

આ પુસ્તક જન સમાજમાં કેટલું ઉપયોગી છે તે સંબંધમાં વધુ વિવેચન કરવાં કરતાં પુસ્તકની છેવટના ભાગમાં આપેલા આ પુસ્તક સબંધીના અભિપ્રાયો વાંચવાથી ખાત્રી થશે.

પ્રથમ આવૃત્તિ પ્રકટ થવા પછી એને ઉત્તેજન આપી યોગ્ય નકલો ખરીદ કરનાર ઓનરેબલ સર પ્રભાશંકર દલપતરામ પટણી રા. રા. છોટુભાઈ ડાહ્યાભાઇ કાપડીયા. ભાવનગર સ્ટેટ, વડોદરા સ્ટેટ વગેરે સર્વેનો આ સ્થળે પુનઃ આભાર માનવામાં આવે છે. ઉદાર ચિત્ત સદ્દગૃહસ્થોને પોતાના તરફથી વહેંચવા ઈચ્છા થતાં આ પુસ્તક ખાસ કીફાયત દરથી આપવામાં આવે છે.

જે પરમાત્મના બળથી આ પુસ્તકની પ્રથમાવૃત્તિ સત્વર ખપી જવાનો યોગ આવ્યો તે સત્તા આ આવૃત્તિનો પણ યોગ્ય પ્રચાર કરવામાં સહાયભૂત થાઓ એવી આશા પુર્વક **ॐ शांतिः**

ચંદ્રપ્રકાશ ઓફીસ સુરત.<br>સંવત ૧૯૭૨<br>આશ્વિન પૂર્ણિમા.

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**



# अनुक्रमणिका.

# શ્રી અંબાજીના છંદ.



નવરાત્રિના દિવસોમાં સુરતમાં માતા અંબાજીના છંદ ગવાય છે. તે છંદ બનાવનાર તથા ગાનાર સુપ્રસિદ્ધ વિદ્વવર્ય વયોવૃદ્ધ રા. રા. **અમીચંદ મોતીચંદ ઝવેરીના** નામથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે. આ પુસ્તકમાં આદ્ય શક્તિ જગત જનુની માતા અંબાજીના છંદ-વીર-શૃંગાર, કરૂણ, અને ભક્તિરસથી ભરપુર તેમની હૃદયંગમ પ્રાસાદિક વાણીથી અલંકૃત કરવામાં આવ્યા છે. દરેક ધર્મ પ્રેમી જીજ્ઞાસુ મનુષ્યોએ વાંચવા વિચારવા યોગ્યછે. મૂલ્ય છ આના.



## ચંડીપાઠ.

સમગ્ર ધર્મ અને પુરાણોમાં જેમ ગીતાજીનું પુસ્તક ઉત્તમ ગણાય છે, તેમ શક્તિ પૂજનમાં ચંડીપાઠ અગ્રગણ્ય છે. આ પુસ્તક પણ પૂર્વોક્ત લેખક તરફથીજ લખાયલું છે. અને તેમાં ચંડીપાઠ સરહસ્ય સરળ ગુજરાતી ભાષામાં પદબંધ કરવામાં આવ્યો છે. શુંભ નિશુંભ યુદ્ધ પ્રસંગ તેમજ ચંડીપાઠમાં આવતા બીજા અનેક પ્રસંગો તેમાં સમાવવામાં આવ્યા છે. મૂલ્ય ફકત દશ આના.

લખોઃ—"**ધી સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસ**"

ખપાટીયા ચકલા સુરત. અથવા

આમલીરાન વાડીમાં આ ગ્રંથના કર્ત્તા

**અમીચંદ મોતીચંદ ઝવેરી.**

॥ ॐ श्री ॥

॥ नमः श्रीरूपा विष्णुमोहिनी श्रियै नमः ॥

# ગૃહસ્થાશ્રમ.

मंगलम्.

સમગ્ર જગત્ જેમના સ્વરૂપમાંથી આવિર્ભાવને પામ્યું છે, તથા જેઓ આ જગતમાં સૂત્રરૂપે ઓતપ્રોત વ્યાપી રહેલા છે. એવા સર્વ શક્તિ સંપન્ન પરમાત્માને આરંભમાં સપ્રેમ અનેક પ્રણતિઓ કરીએ છીએ.

---

## પ્રકરણ ૧ લું.

## ગૃહસ્થાશ્રમનું રહસ્ય જાણવાની જરૂર.

---




સુંદર ગુલાબના પુષ્પને જુઓ ! તે કેવું સરસ ખીલી રહ્યું છે ? તેને સંભાળ પૂર્વક તોડી હાથમાં લેવાથી તે કેવી સરસ અને મીઠી સુગંધ આપી તન તથા મનને તૃપ્ત કરે છે ખરેખર ! તેના સુગંધની મધુરતાની તો બલિહારીજ છે ! હવે આ બીજું પુષ્પ જુઓ તે પણ કેવું સરસ ખીલી રહ્યું છે ! પણ આ તેની સામે ઉભેલા મનુષ્યે તેને એકદમ લેવાની લાલચે ઝાડને ઝાલીને પુષ્પને ઝુડની માફક તોડી નાંખ્યું. છે. પણ અરે ! તેના હાથ તો જુઓ ! તેને સ્થળે સ્થળે કાંટા વાગ્યા છે. તેમાં કેટલેક ઠેકાણેથી લોહી નીકળે

છે, વળી તેના હાથમાં રહેતું પુષ્પ છિન્નભિન્ન થઈ ગયું છે. તેની ઘણી ખરી પાંખડીઓ ચોળાઇ ગઇ છે અને કેટલીક તૂટીપણ ગઈ છે અને આ પ્રમાણે તે પુષ્પની દુર્દશા થઈ છે, પુષ્પની દુર્દશા થઈ છે એટલેથી બસ નથી પણ તેને લેવા જનાર મનુષ્યને હાથે વાગેલું હોવાથી તેને દુઃખ થાય છે એટલે તેની પણ દુર્દશા થઇ છે એમ કહીએ તો તે ખોટું કહી શકાય તેમ નથી.

આપણા ગૃહસ્થાશ્રમની અને તે આશ્રમનું પાલન કરનાર આપણે ગૃહસ્થાશ્રમીઓની પણ ઉપર પ્રમાણે જ પુષ્પના જેવીજ હાલત થએલી છે. ગૃહસ્થાશ્રમ ધર્મને બરાબર રીતે–જે પ્રકારે સમજવો જોઈએ તે રીતે–જે સમજે છે તેમને તે ગુલાબનું પુષ્પ સંભાળથી તોડનારને જેમ તેની સુવાસજ પ્રાપ્ત થાય છે તેમ સર્વ પ્રકારનાં સુખ પ્રાપ્ત થાય છે. અને તેના રહસ્યને ન સમજનાર મનુષ્યને જેમ તે પુષ્પ સંભાળપૂર્વક ન લેવાથી કાંટા વીગેરે વાગી પીડા થાય છે તેમ તેમનો ગૃહસંસાર તદન દુઃખમય બની જાય છે. અને આમ હોવાથી ગૃહસ્થાશ્રમના ખરા રહસ્યને સમજવું એ દરેક સ્ત્રી પુરૂષને એક સરખું ઉપયોગી છે.

## પ્રાચીનકાળના ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા.

પ્રાચીન કાળનાં ગૃહસ્થાશ્રમની સ્થિતિનું અવલોકન કરતાં તેની સર્વ રીતે શ્રેષ્ઠતા આપણુને જણાઈ આવ્યા શિવાય રહેતી નથી. જનક જેવા નૃપતિના જીવનનું અવલોકન કરો ! તેઓ ગૃહસ્થાશ્રમીજ હતા. પણ વિદેહી અને જીવન્મુક્ત

કહેવાયા છે. વસિષ્ઠ જેવા બ્રહ્મવિદ્યામાં નિપુણ મહાન ઋષિના જીવનનું અવલોકન કરો ? તેઓ ગૃહસ્થાશ્રમીજ હતા. સાક્ષાત ઇશ્વરાવતાર રામ અને કૃષ્ણના જીવનનું અવલોકન કરો ? તેઓ પણ ગૃહસ્થાશ્રમીજ હતા. વેદવ્યાસ, પરાશર વીગેરે વેદવેત્તા સમર્થ મહાત્માઓ તથા સ્વયંભુમનુના જીવનનું અવલોકન કરો ? તેઓ પણ ગૃહસ્થાશ્રમીજ હતા. આ શિવાય કર્દમ, જમદગ્નિ, અત્રિ, વિગેરે બીજા અનેક ઋષિઓ ગૃહસ્થાશ્રમીજ હતા તેઓ પોતાના મનમાં નક્કી સમજતા હતા કે બ્રહ્મચર્યાશ્રમ પછી ગૃહસ્થાશ્રમનીજ જરૂર છે. અને તેથી તેઓ ગૃહસ્થાશ્રમનાં સંપૂર્ણ રહસ્યને બરાબર રીતે સમજતા હતા. અને સર્વમાં તેમની શ્રેષ્ઠતા દર્શાવતા આધુનિક કાળમાં જે ગૃહસ્થાશ્રમનું સ્વરૂપ કેટલાક મંદબુદ્ધિવાળા મનુષ્યો જે પ્રકારનું સમજે છે તેવું તેઓ સમજતા નહોતા. તેઓ ગૃહસ્થાશ્રમને એક કર્તવ્યની ભૂમિકા સમજી તેનું પાલન કરી તેનાથી કૃતકૃત્ય થઇ રહેતા હતા. ટુંકમાં જણાવીએ તો તેમનો ગૃહસ્થાશ્રમ સંપૂર્ણ પ્રકારના સુખમાં વ્યતિત થતો હતો.

**અર્વાચીન ગૃહસ્થાશ્રમનું સ્વરૂપ.**

અર્વાચીન એટલે હાલના ગૃહસ્થાશ્રમનું સ્વરૂપ જોતાં તેમાં તદન સડો પેસી ગયેલો લાગે છે. ગૃહસ્થાશ્રમ એ દુઃખમાં નાંખનારી બેડી છે. અને તેનાથી સદા દૂર રહેવું એવું કેટલાક મનુષ્યો આજ કાલ માને છે. ગૃહસ્થાશ્રમના ખરા સ્વરૂપને સમજનાર

ભાગ્યેજ કોઇક હોય છે. નહિતર ગૃહસ્થાશ્રમી થવા સ્ત્રી પરણવી તેનાથી વિષયસુખ ભોગવવું મોજ મઝા મારવી એટલામાં જ ગૃહસ્થાશ્રમની વ્યાખ્યાનો અર્થ મંદબુદ્ધિઓ સંપૂર્ણ કરે છે. આ પ્રમાણે આજ ખરા રહસ્યને ન સમજવાથી તેવા મનુષ્યોનો ગૃહસંસાર તદન વિપરીતતાને પામે છે. ગૃહસ્થાશ્રમી દંપતીઓમાં જે પરસ્પરનો પ્રેમ જોઇએ તેને બદલે એક બીજાનાં ઉંચાં દીલ હોય છે. અરે ! કેટલેક ઠેકાણે તો એ પ્રેમને બદલે ઢીક, મૂઠ્ઠી, લાત વગેરેના પડઘા દંપતીઓમાં પડતા જણાય છે અને આ પ્રમાણે આ ગૃહસ્થાશ્રમ એટલી બધી દુર્દશાને પામ્યો છે કે તેનું વર્ણન પણ પૂરેપુરૂં થઈ શકતું નથી. કેમકે તે કરવા જતાં પૂર્વકાળના ગૃહસ્થાશ્રમની દિવ્યતા અને આધુનિક કાળના ગૃહસ્થાશ્રમની લોકોએ હાથે કરીને કરી મૂકેલી અધમતાને જોઈ હૃદય દ્રવિભુત થાય છે.

**ગૃહસ્થાશ્રમ સંબંધી ખોટા વિચારો કોણે ઉપજાવ્યા?**

પરાપૂર્વથી ચાલતા આવેલા આ ગૃહસ્થાશ્રમ સંબંધી તે દુઃખની બેડીરૂપ છે. એવા અને બીજા તેના જેવાજ વિચારો મનુષ્યના અંતઃકરણમાં ઘણે ભાગે ઉત્પન્ન થવાનું કારણ માત્ર પરણવું તે વિષયસુખને માટેજ છે .એ પ્રકારની બુદ્ધિની મંદતાથી માન્યતા મનાતી હોવાથી પણ તે વિચારો ઉપજી શકયા છે. ગૃહસ્થાશ્રમના ખરા રહસ્યને ન સમજ-

વાથી પણ આવા વિચારો ઉત્પન્ન થયા છે પણ આ બધા કારણમાં એક આનાંથી પણ મોટું કારણ આ વિચારોનો ફેલાવો થવામાં સબળ સાધનરૂપ છે. અને તે કારણ તે અન્ય કંઇ નહિ પણ ગેરૂથી વસ્ત્ર રંગી ભગવાંવસ્ત્ર પોતાના કોઇ સ્વાર્થની ખાતર પહેરીને આજ કાલ ઉભરાઇ જતા કેટલાક ઢોંગી સાધુ અને સન્યાસીઓ છે તેમણે આ સંબંધી જનસમાજને એવું તો ભરમાવી દીધું છે કે द्वारं किमेकं नरकस्य ! નારી નરકનું દ્વાર એ કોણ છે ? તો સ્ત્રી. का शृंखला प्राण भृत्तांच ? નારી આપણને બાંધી લેનાર બેડી કઈ છે ? તો સ્ત્રી. એ અને બીજા એવાજ પ્રકારનાં ઘણાં વાકયો પોતાના ઉપદેશમાં મુખથી બોલી અને પોતાના ગ્રંથોમાં લખીને તેમણે આવી ખોટી ગેરસમજ ઉત્પન્ન કરી છે.

નારી એ નરકનું દ્વાર છે ? તો પૂર્વે જણાવેલા જનક, વસિષ્ઠ ઈત્યાદિને તે નરકના દ્વારરૂપ કેમ ન થઈ ! તેનું કારણ તેઓ સ્ત્રીની ખરેખરી મહત્તાને તથા તેના સ્વરૂપને બરાબર સમજતા હતા. ઘરનું કામ કરનારી એક દાસીતુલ્ય તેઓ સ્ત્રીને ગણતા નહુતા. વિષયસુખ ભોગવવાના સાધનરૂપ તેઓ સ્ત્રીને ગણતા નહુતા. પણ તેઓ સ્ત્રીને ગૃહદેવી તરીકે ગણતા. તેમને શક્તિ સ્વરૂપ ગણતા. અને આ પ્રમાણે સ્ત્રીતત્વ સંબંધી ખરા સ્વરૂપને તેઓ જાણતા હોવાથી તેમને તે નરકના દ્વારરૂપ અને બેડીરૂપ જણાતી નહોતી. પણ પોતાનાં જીવનની પ્રગતિ કરવાના સાધનરૂપ જણાતી હતી.

સ્ત્રીઓ સંબંધી ખોટા વિચારો ફેલાવવામાં તેના સ્વરૂપને ન જાણનારજ ભૂલ કરે છે. એ આપણે સંપૂર્ણ રીતે સિદ્ધ કરી શકયા છીએ. હવે આપણે આધુનિક ભગવાં વેષધારી ખરા સન્યાસી નહિ પણ સન્યાસનો વેષધારી નામમાત્રના સન્યાસીઓની સ્થિતિનું અવલોકન કરીશું તો જણાશે કે તેઓ માત્ર બહાર દેખવા માત્રનાજ સન્યાસી છે. પણ અંતઃકરણથી તેમની સ્થિતિ જુદા પ્રકારની છે, બ્રહ્મચર્યાશ્રમની જરૂર છેજ પણ તેઓ બાળવયથીજ સન્યાસી થઈ ગયેલા હોય છે. ઉપર ઉપરથી જોતાં તેઓ 'જય ભગવાન' 'જય રાધાકૃષ્ણ' 'જય ગોપાળ' એવાં વાકયો બોલે છે પણ અંદરખાનેથી જોતાં તેમને અંતઃકરણમાં કંઇને કંઈ સ્વાર્થ હોય છે. તરતમાં તો તેના સહવાસવાળા ગૃહસ્થને તેની ખબર પડતી નથી. પણ સમય જતાં કુદરત આપોઆપ તેના સ્વરૂપને ખુલ્લું દર્શાવી આપે છે. સૂર્ય ઉપર વાદળની છાયાં આવવાથી જેમ થોડો સમય તે ઢંકાઈ જાય છે પણ તે છાયા ચાલી જતાં તેનું મૂળ સ્વરૂપ પ્રકાશી નીકળે છે તેમ એવા મનુષ્યોના સંબંધમાં પણ છે.

આ ઉપરથી અમે ખરા સન્યાસીઓને વગોવવા માગતા નથી. તેમના પ્રતિ અમારો સંપૂર્ણ પૂજ્ય ભાવ છે. કેમકે તેઓ પોતાના તેમજ ગૃહસ્થાશ્રમીઓના ધર્મને બરાબર રીતે સમજતા હોય છે. અને તેથી અધિકાર આપ્યા શિવાય

તેઓ કોઇને સન્યાસની દીક્ષા આપતાજ નથી. પરંતુ અધિકારને પ્રથમ જુએ છે. ભગવાન બુદ્ધદેવ જ્યારે સન્યાસ લેવા ગયા ત્યારે તેમના ગુરૂએ ત્રણ વખત કસોટિ કર્યાબાદજ દીક્ષા આપી હતી. આવા ખરા સન્યાસીઓ અમારે પરમ વંદનીય છે. આધુનિક કાળના નામ ઉપરથી સન્યાસનો વેષ લેનારના ઉપરજ અમારો આ આક્ષેપ છે. તેઓની સ્થિતિનું અવલોકન કરતાં જણાઈ આવે છે કે—

**પદ.** (ગૃહસ્થાશ્રમની શોભા સઘળી નારીથી સચવાય એ લય)

ત્યાગાશ્રમની'૧ ખરી રીતનું કવચિત્ પાલન થાય.
(બાકી) સઉ જગમાં દ્રષ્ટિ કરી જોતાં, વિપરીતમય તે જણાય, (૩)—
ઉપરથી ભગવું તન રાખે, અસાર છે આ વિશ્વજ ભાખે;
પણ જો અંતર દ્રષ્ટિ કરાય, સત્યા સત્યજ સદ્ય ભળાય. સઉ૦
ટીલાં ટપકાં કંઇ જન કરતા, પગ પાળા કંઇ વનમાં ફરતા,
(એવા) ઢોંગી સ્વરૂપથી કંઈ છેત્તરાય જાણી સંત તે નમતાં પાય;સઉ૦
બગ પેઠે કો ધ્યાનજ ધરતા, હોય જાણે મહા સુખને વરતા;
ભક્ષ કદી કંઇ આવ્યું જણાય, તરત ઉપાડી ત્યાંથી પળાય; સઉ૦
ત્યાગાશ્રમના માર્ગ ન સહેલા, પણ જન જાતા તે મંહિ પહેલા;
અંતે પછી દુઃખ અનુભવ થાય, વિષય વાસનામાં મન જાય; સઉ૦
સુજ્ઞે વિચારી પ્રથમજ આવું, ક્રમથી ત્યાગીપણાને સહાવું,
જેથી કદી પસ્તાવું ન થાય, કીર્તિ પણ નિજની'૨ સચવાય. સઉ૦

આ પદ્યમાં લખેલા ગુણવાળા દ્રષ્ટિગોચર થાય છે.

---

૧ સન્યાસાશ્રમ. ૨ પોતાની.

એવો એક સામાન્ય નિયમ છે કે એકડે એક શીખનાર છોકરો તરતજ ત્રીજી ચોપડીના પાઠ વાંચવાની ઈચ્છા કરે તો તેની ઈચ્છા ફળીભુત થઈ શકતી નથી કેમકે તેણે પહેલી ચોપડી અને બીજી ચોપડી પ્રથમ શીખવીજ જોઇએ. આ જ પ્રમાણે આપણા આશ્રમ સંબંધમાં પણછે. બ્રહ્મચર્યાશ્રમનું બરોબર રીતે પાલન થયા પછી ગૃહસ્થાશ્રમી થવુંજ જોઇએ પછી સન્યાસની દીક્ષા લેવી હોય તો લેવાની જરૂરછે. પણ જો તેમ નથી થતું તો તેના ઉભય આશ્રમ ધૂળ થાય છે. નથી તો ગૃહસ્થાશ્રમની સફળતા થતી કે નથી તો સન્યાસાશ્રમની સફળતા થતી. તેથી ત્રિશંકુના જેવી તેમની દશા થઈ રહી તેઓ અહીંયાના તેમજ ત્યાંના રહી શકતા નથી.

ગહસ્થાશ્રમ એ દુઃખને દેનાર છે માટે તેમાં ન પડવા ઈચ્છનાર મનુષ્યો તેના ખરા રહસ્યને સમજતા નથી. અને તેનાથી દૂર રહે છે. પણ વાસ્તવ રીતે તેના ખરા રહસ્યને જાણનાર મનુષ્ય તે સર્વ આશ્રમમાં શ્રેષ્ટ આશ્રમ છે એમ જણાવે છે, તેમ છતાં આધુનિક ગૃહસ્થાશ્રમીઓમાં તેના રહસ્યનું જ્ઞાન કેટલાકને ન હોવાથી તે દુઃખમય બની ગયો છે પણ તેમાં દોષ પોતાનોજ છે. તરવાર રક્ષણ કરવામાં સબળ સહાયરૂપ હોવા છતાં તે પોતાની ઉપર ચલાવવાથી પોતાનોજ નાશ કરે છે. ભોજન પોષણ આપનાર હોવા છતાં તેને અકાંતીયાપણે વધુ ખાવાથી વિવિધ વ્યાધિના ભોગરૂપ થઈ પડવાનું તે એક સાધન થાય છે. અગ્નિ

રાંધવા વિગેરે કામમાં અત્યંત જરૂરનો હોવા છતાં તેને હાથમાં ઝાલવાથી દઝાય છે. તેજ પ્રમાણે આ ગૃહસ્થાશ્રમ સંબંધમાં પણ છે. અર્થાત્ ગૃહસ્થાશ્રમ એ સુખ આપવાના સાધનરૂપ છે તથાપિ તેના ખરા રહસ્યને ન સમજવાથી દુઃખના સાધનરૂપ તે આજ જ્યાં ત્યાં થઇ પડયો છે. અને તેથી આપણે આપણોજ દોષ પ્રથમ સુધારવાનો છે. અને ગૃહસ્થાશ્રમ સંબંધી સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. આ જ્ઞાનને શી રીતે પ્રાપ્ત કરવું તે દર્શાવી આપવાને આ પુસ્તકના હવે પછીના પ્રકરણનો ઉપક્રમ છે.

## प्रकरण १ लाना सिद्धांतो.

१ गृहस्थाश्रमनी श्रेष्ठता परापूर्वथी छे तेथी गृहस्थाश्रमी थवुं तेमां पाप नथी.

२ गृहस्थाश्रम संबंधी खोटा विचारो आपणा अज्ञानने लीधेज प्रवेशेला होवाथी ते अज्ञानने दूर करवा गृहस्थाश्रमना खरा रहस्यनुं ज्ञान संपादन करवुं.

## પ્રકરણ ૨ જું.

## ગૃહસ્થાશ્રમનો પ્રારંભ-લગ્ન.



મનુષ્યના ગૃહસ્થાશ્રમનો આરંભ તેના લગ્ન પછીથીજ થાય છે. જ્યાં સુધી મનુષ્યના લગ્ન થએલાં નથી ત્યાં સુધી તેને સંસાર વ્યવહારના સઘળા સુખોનો અનુભવ થયો નથી. અને તેથી પણ આગળ વધીને સ્પષ્ટ શબ્દોમાં જણાવીએ તો તેના ગૃહસ્થજીવનનો આરંભ થયો નથી એમ કહીએ તો તે લેશ માત્ર પણ ખોટું નથી. મનુષ્યનું જીવન એ સંસારરૂપી ગાડીનું એક પૈડું છે. અને જ્યારે તેનાં લગ્ન થાય છે ત્યારે તેની સાથે સ્ત્રી રૂપી બીજું પૈડું જોડાય છે. અને જેમ એક પૈડાંથી ગાડી બરાબર નિર્ભય રીતે સ્થિરતાથી ચાલી શકતી નથી પણ બે પૈડાં હોય છે તોજ ચાલે છે. તેમ આ સંસારરૂપી ગાડી પણ એક પૈડાંથી ચાલતી નથી. આ પ્રમાણે હોવાથી અર્થાત્ મનુષ્યના ગૃહસ્થ જીવનનો પ્રારંભ તેના લગ્ન પછીથી થતો હોવાથી પ્રથમ લગ્ન સંબંધી કાંઈક વિવેચન કરવામાં આવે અને તેના ખરા રહસ્યને સમજાવવામાં આવે તો તે અધિક ઉપયોગી થઈ પડશે. કેમકે લગ્નના જેવું મહત્વનું કાર્ય બીજું એક પણ નથી. સઘળી જિંદગીના સુખનો આધાર મનુષ્યના અનુકૂલ અથવા પ્રતિકૂલ લગ્ન ઉપરજ રહેલો છે.

કં ૮ ૨૫



મનુષ્યજીવનના સઘળા આધાર રૂપ આ લગ્નની બાબતમાં હજી ઘણા થોડા મનુષ્યોજ તેના ઉપર ધ્યાન આપતા થયા છે. નહિ તો બાકીના તો લગ્ન કરવું એ વિષયસુખને માટે છે તથા સ્ત્રી ઘરનું દાસી તરીકે કામકાજ કરવા માટે છે એવુંજ જ્યાં ત્યાં મનાય છે. જો એવું ન મનાતું હોય તો આ લગ્ન જેવી બાબત ઉપર લોકોનું ધ્યાન ખેંચાયા શિવાય ભાગ્યેજ રહી શકે. ખરેખર પૂર્વના લગ્નના રહસ્યને સમજનાર મનુષ્ય ક્યાં ? અને હાલના આવા ક્ષુદ્રમતિથી કલ્પેલ લગ્ન કરનાર મનુષ્ય ક્યાં ? બંનેની અંતઃકરણની સામગ્રીમાં આકાશ અને પાતાળ, પૂર્વ અને પશ્ચિમ, તથા ઉત્તર અને દક્ષિણ જેટલો ફેર છે. દીવાસળી ક્યાં ! અને ઝળહળ પ્રકાશ મારતી વિદ્યુતદ્યુતિ ક્યાં ! હાથી ક્યાં ! અને કુતરૂ ક્યાં ! ચિંતામણી ક્યાં ? અને કાચનો કટકો ક્યાં ! મોતી ક્યાં ! અને છીપ ક્યાં ! કરીયાતુ ક્યાં ! અને સાકર ક્યાં ! નાના મોટા વાસણને ઘડનાર કુંભાર ક્યાં ! અને બ્રહ્મા ક્યાં ! સોમલ ક્યાં ? અને અમૃત ક્યાં ? કથિર ક્યાં ! અને સુવર્ણ ક્યાં ! જેમ સર્વ દ્રષ્ટાંતોમાં પરસ્પર મોટો ભેદ છે. તેમ પૂર્વના સંસ્કારપુરઃસર લગ્નના રહસ્યને સમજીને કરેલા લગ્ન અને હાલના માત્ર બાહ્ય લગ્નમાં તેટલોજ ભેદ છે. પ્રથમનું લગ્ન સુખને આપનાર થઈ પડે છે અને બીજું દુઃખ દેનાર થઈ પડે છે.

ભરતખંડની ઉન્નતિનો કોઇ અમુક ઉપાય બતાવે છે. તો કોઈ અમુક બતાવે છે. પરંતુ જ્યાં સુધી આ લગ્નના ખરા રહસ્યને સમજી તે પ્રમાણે વર્તન થઈ શકયું નથી. ત્યાં સુધી તેની ઉન્નતિની

**દેશોદયનો પાયો શાના ઉપર છે !**

આશા રાખવી વ્યર્થ છે. કેમકે મનુષ્ય જિંદગીનો ખરો પાયો તેના લગ્ન ઉપર રહેલો છે તેમ દેશોદયનો પાયો પણ તેના ઉપર રહેલો છે.

**લગ્ન સંબંધી કંઈક વિચારો.**

લગ્નનો અર્થ જોડાવું એ થાય છે. જોડાવું એટલે શું ! તેના સ્પષ્ટીકરણમાં જણાવીએ છીએ કે જોડાવું એટલે એક થવું પરસ્પરથી એકમેકતાંને પામવું. પુરૂષની પ્રકૃતિ પોતાના ખૂટતા અંશો મેળવવા સ્ત્રી સાથે જોડાય છે અને સ્ત્રી પુરૂષ સાથે જોડાય છે. અને આ પ્રમાણે જ્યારે જોડાણ થાય છે ત્યારે તેને આપણે લગ્ન થયું એમ કહીએ છીએ. પુરૂષતત્વની સાથે સ્ત્રીતત્વનું જોડાણ થાય અને સ્ત્રીતત્વ સાથે પુરૂષતત્વનું જોડાણ થાય ત્યારેજ તેઓ પૂર્ણતાને પામે છે. અને તેથી આ વિશ્વમાં પૂર્વે પુરૂષ અને પ્રકૃતિ બેજ હતાં. અને તેમનું જોડાણ થતાંજ આ સકળવિશ્વની ઉત્પત્તિ થઈ છે. અને આજ કારણથી લગ્નને જીવનક્રમમાં એક મહત્વના પગથીઆ રૂપે ગણવામાં આવે છે. લગ્ન કર્યા શિવાય અર્થાત્ પુરૂષતત્વને

પ્રકૃતિ તત્વસાથે જોડ્યા શિવાય કોટિ કલ્પે પણ આપણે યથાર્થ પૂર્ણતાને પામી શકતા નથી. આપણે પામી શકતા નથી એટલુંજ નહિ પણ દેવ વર્ગમાં વનસ્પતિ વર્ગમાં પશુ વર્ગમાં ટુંકમાં સર્વ વર્ગમાં યથાર્થ પૂર્ણતા લગ્ન કર્યા શિવાય પમાતી નથી. અને આમ હોવાથીજ આ સૃષ્ટિને ઉત્પન્ન કરનાર, પોષણ કરનાર અને સંહાર કરનાર ત્રણ મોટા દેવો બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર લગ્ન કરી ગૃહસ્થાશ્રમી થયા છે. અને પોતાની સાથે લક્ષ્મી પાર્વતી અને સાવિત્રી નામની ત્રણ શક્તિઓને રાખે છે. વનસ્પતિવર્ગમાં પણ અમુક ફુલોમાં સ્ત્રી કેસર હોય છે. અને અમુકમાં પું કેસર હોય છે. આ બંન્નેનું જોડાણ થતાંજ ફળની ઉત્પતિ થાય છે. અને આ પ્રમાણે લગ્નનું પ્રાધાન્ય સર્વ સ્થળે સૂચવવામાં આવે છે. કેમકે પુરૂષત્વ એ એક પાંખવાળું પક્ષી છે તેની સાથે સ્ત્રીતત્વ રૂપી પાંખ મળે છે તોજ તે ઉડીને ગગનવિહારી થઈ શકે છે.

**લગ્નની વખતે ઉમર કેટલી જોઇએ ?**

લગ્નની ક્રિયા એ એક અત્યંત મહાન અગત્યની ક્રિયા હોવાથી તે કરતી વખત સ્વાભાવિક રીતે ઉમર કેટલી જોઇએ તેનો નિર્ણય કરવો પ્રથમ આવશ્યક છે. **લગ્ન એ શું છે તેને સમજી શકવાની શકિત પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તે કરવું ન જોઈએ.** કેમકે એવી સમજ વગરના લગ્ન ઈપ્સિત ફળને આપી શકતા નથી અને તેથી સાધારણ રીતે દેશના હવા પાણી જોતાં

પુરૂષનું ૨૦ થી ૨૫) વર્ષની વયે અને કન્યાનું ૧૩ થી ૧૪ વર્ષની વયે લગ્ન થવું જોઈએ. નબળા બાંધાના સુકલકડી જેવા મનુષ્ય તથા સ્ત્રીએ તો લગ્નની ઉમર આના કરતાં પણ વધારે વધારવી જોઈએ. અને આમ હોવાથી આ બાબતમાં શરીરનો બાંધો જોઈ લગ્ન કરવાનું રાખવું એ બહુ ઉત્તમ છે. પણ જો કે ૨૦ થી ૨૫ વર્ષની અંદરની તો પુરૂષની ઉમર નજ હોવી જોઇએ. કેમકે તેમ કરવાથી લગ્નનો હેતુ બરોબર રીતે સાચવી શકાતો નથી અને અકાળે બ્રહ્મચર્યના ભંગથી વિવિધ વ્યાધિ થવાનો સંભવ આવે છે. જસમાજની સ્થિતિનું અવલોકન કરતાં અફસોસ થાય છે કે આ બાબત ઉપર હજી કોઈકનુંજ ધ્યાન ખેંચાય છે.

ન્હાનપણમાં છોકરાં છોકરીના લગ્ન કરવાથી પરિણામ કોઇપણ જગ્યાએ શુભ આવ્યું હોય એમ અમારી જાણમાં નથી. અમારાં છોકરાના વહેલા લગ્ન થાય તો તેને પ્રજા પણ વહેલી થાય તે અમને જોવા મળે અને અમને લ્હાવો વીતે એ પ્રમાણે વિચાર કરીને પણ કેટલાક માબાપો પોતાનાં છોકરાંઓને વહેલા પરણાવી દે છે! આનું શું પરિણામ આવે છે! નાનપણમાં શક્તિનો એવા માર્ગે ઉપયોગ કરવાથી શરીર દુર્બળ પડી જાય છે. કદાચ તેમને પ્રજા થાય છે તો તે મગતરાં જેવી હોય છે. આવા બાળકો કોનો શું ઉદ્ધાર કરી શકવાનાં હતા તે વિચારવું મહા મુશ્કેલ થઈ પડશે નહિં.

ભરત જેવા શૂરવીર અને લવ કુશ જેવા બાણાવળી

બાળકો કયા છે ? આજના બાળકોની સ્થિતિની તપાસ કરશો તો સોમાં પંચોતેર ટકા દુબળાં પડી ગયેલાંજ તમને જણાશે. આ સર્વ થવાનું કારણ શું ? તો એજ કે નાની ઉમરનો સંબંધ ? હે ભારતવાસીઓ ? શરમાઓ. તમારાં આવાં કૃત્યથી શરમાઓ. તમારાજ હાથે તમારા પ્રિય પુત્ર પુત્રીના નાશના બીજ ના રોપો. તેને ઉખેડી નાંખો. જ્ઞાતિના અગ્રેસર શેઠીઆઓ ! તમારી જ્ઞાતિની આ રીતે પાયમાલી થતી હોય તો તેને એકદમ અટકાવી દો. તેમાં તમારી મહુત્તા છે.

જાપાન દેશ આજકાલ ઘણુંજ આગળ પડતા દેશ તરીકે ગણાય છે. ત્યાંની પ્રજા સાહસિક અને બળવાન છે. આ શિવાય પ્રાશ્ચાત્ય પ્રજામાં પણ બળવાનપણું વિશેષ જોવામાં આવે છે તેનું કારણ જોતાં એક રીતે તેઓ યોગ્ય વય થયા વીના પરણતા નથી એમ પણ કહેવાય છે. જાપાનમાં લગ્ન વખતની ઉમર નીચે પ્રમાણે છે.

૧૫ વર્ષથો નાની છોકરીએ અને ૧૭ વર્ષથી નાના છોકરાએ લગ્ન કરવું નહિ એવો કાયદો છે. આંકડાઓ ઉપરથી જણાય છે કે દરવર્ષે બે હજાર છોકરીઓ ૧૫ વર્ષની વયે સાત હજાર છોકરીઓ ૧૬ વર્ષની વયે અને ચાલીસ હજાર છોકરીઓ ૨૦ વર્ષની વયે લગ્ન કરે છે. સને ૧૯૧૦ માં ૪૭૫૩૬ છોકરીઓએ ૨૧) વર્ષની વયે અને ૪૫૨૨૧ છોકરીઓએ ૨૨ વર્ષની વયે લગ્ન કર્યું હતું. આથી સામાન્યં રીતે એમ કહી શકાય કે જાપાનમાં ૨૧ વર્ષની

વયે છોકરીઓના લગ્ન થાય છે. અને ૧૬ વર્ષની વયે પુરૂષનાં લગ્ન થાય છે, ૧૯૧૦ માં સત્તરમે વર્ષે લગ્ન કરનાર છોકરાની સંખ્યા ફક્ત ૩૦ ની હતી.

બાળલગ્નનો જ્યાં આ પ્રમાણે નિષેધ હોય ત્યાં ઉન્નતિ થાય તેમાં શી નવાઈ ?

**બાળલગ્ન.**

વર્તમાન સમયમાં ઘણે ભાગે માબાપ પોતાના છોકરાને નાની ઉમરમાં પરણાવી દેવામાં મોટી આબરૂ સમજે છે. અને આ લેખકના મિત્ર તરફથી તેને એક વખત કહેવામાં પણ આવ્યું હતું કે નાની ઉમરમાં અમારા પુત્ર પુત્રાદિના લગ્ન ન થાય તો અમારી આબરૂ ઓછી ગણાય છે. ખરે આબરૂ તો મહા મોટી ઓછી થાય. ધિક્કાર હુજો એવી આબરૂ ઉપર અને એવામાં આબરૂ માની વહેલું લગ્ન કરી નાંખનાર પુત્ર પુત્રાદિનાં માબાપો ઉપર કે જેઓ પોતાને હાથેજ પોતાના પુત્રને કૂવામાં નાંખે છે. અને પોતાના પુત્રનો સ્વાર્થ પોતાને હાથેજ બગાડે છે. નાની વયમાં લગ્ન કરવાથી ઘણા ઘણા અનર્થ થવા સંભવે છે. વર્ષ અને છ માસના છોકરા છોકરીઓને પણ તેમના માબાપ પરણાવી દેનાર કેટલેક સ્થળે જોવામાં આવે છે. આથી કુજોડાં થઈ રહે છે. તેમજ જો કદાચ નાનપણમાં છોકરાંઓને મરણનો ભય વિશેષ રહેતો હોવાથી જો કોઈ પરમધામને પામે છે અને ન્યાતમાં પણ જો પુનર્લગ્ન કરવાની છૂટ હોતી નથી

બિચારી કન્યાના ફુશ ભોગજ મળે છે. કેમકે તેને આખો જંન્મારો વૈધવ્યમાં વ્યતિત કરવો પડે છે. અને જો કદાચ છોકરીનું મરણ થાય છે અને ન્યાતમાં પણ જો ભોગ જોગે કન્યાવિક્રય કરવાનો ધારો હોય છે. અને પરણનાર પક્ષનાં ગરીબ હોય છે તો તેમાં આખો જન્મારો કુંવારાપણામાં જાય છે. છોકરા છોકરીઓને વહેલા પરણાવી દેનાર માબાપ આ વખત "દૈવ" નો દોષ કાઢી રડે છે પણ એમ વિચારતા નથી કે આપણે જાતેજ આમાં ભૂલ કરી છે પોતાના બારણામાં પ્રથમ બાવળ વાવી કાંટાનાં ત્રાસથી કંટાળનાર મનુષ્યના જેવી તેઓ ટેવ રાખે છે. કેમકે **દૈવ એ કાંઇ અન્ય વસ્તુ નથી પણ મનુષ્યના કર્મ પ્રમાણે ફળ આપનાર એક કુદરતી સત્તા છે.** અને એ સત્તા સર્વને કર્મ પ્રમાણે ફળ અબાધિતપણે આપ્યેજ જાય છે. અને આમ હોવાથી આમાં ભૂલ માબાપનીજ છે. તેમ છતાં તેઓ હાથે કરી બાવળ વાવો મને કાંટા વાગે છે અને દિવો હાથમાં લઇ કૂવામાં પડયા પછી હું કૂવામાં પડી ગયો એ પ્રકારની પ્રવૃત્તિ કરે છે. અને પછીથી પોતાનાં પુત્ર પુત્રી આદિને આવેલા દુઃખને જોઇને રડે છે પરમાત્માએ આ મને દુઃખ આપ્યું છે માટે તેનું નિવારણ કરો એમ સર્વત્ર વદે છે પણ તેને સાચી શાંતિ મળતી નથી આવા મનુષ્યોને તે સાચી શાંતિ અને સુખ કયાંથી મળે ? આવાં મનુષ્યોને માટે શ્રી કૃષ્ણ

ભગવાન્ પોતેજ જણાવે છે કે " જેઓ પોતાના સ્વકર્તવ્યને વિસારીને ભૂલને પાત્ર થાય છે. તેને અગણિત દુઃખો આવી પડે છે પછી આ દુઃખને ટાળવા તે અહિં તહિં ફાંફાં મારે છે પણ કરેલાં કર્મ ભોગવ્યા શિવાય તેનો છૂટકારો થતો નથી. "

એક નાના કુમળા ઝાડને તે બરોબર પૂર્ણતામાં આવે તે અગાઉ જો તે ઝાડને ઉખેડી નાંખવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે ઝાડ તરતજ સુકાઈ જાય છે. તેજ પ્રમાણે આપણા શરીરને માટે પણ સમજી લેવાનું છે અને તેના ઉપરં ધ્યાન આપી તેનું સંરક્ષણ કરવાનું છે.

માનવતનુ આ જગતમાં બહુ પુણ્યથીજ પમાય છે,<br>
ચિંતામણી સુરવૃક્ષ, સમ તન, શાસ્ત્ર સર્વે ગાય છે;<br>
સાવધ થઈ કદી તે પ્રતિ કંઇ લક્ષ નહિ રખાય છે,<br>
તો અંતમાં ધૂળથી મળી, તનું સદ્ય આ વિલાય છે.

આ વાક્ય પ્રમાણે આપણું માનવતનુ બહુ પુણ્યથી પ્રાપ્ત થએલું હોવાથી જો તેના પ્રતિ આપણે સાવધાનતા રાખતા નથી તો ખોટું પરિણામજ આવે છે. જેમ વાંદરાની કોટમાં મણિ બાંધ્યો હોય તેની તેને લેશ પણ કિંમત હોતી નથી તેમ આપણા શરીરની આપણને કિંમત હોતી નથી તેથી તેનો ફાવે તેમ ઉપયોગ કરીએ છીએ. આથી પરિણામ એ આવે છે કે આપણું આવું મોઘું શરીર આખરે ધૂળમાં મળી જઈ નાશ પામે છે.

મનુષ્ય સુદૃઢ શરીરવાળા બાળકોની ઇચ્છા રાખે છે. મનુષ્ય પોતાના બાળકો ભરત કે શુકદેવ જેવા બળવાન અને સુબુદ્ધિવાન કરવાની ઈચ્છા રાખે છે? મનુષ્ય પોતાને શરીરે સુખી રહેવા ઇચ્છા રાખે છે! મનુષ્ય પોતાની સ્ત્રી પૂર્વની વીર અને ધાર્મિક સ્ત્રીઓના જેવી થાય તેવી ઇચ્છા રાખે છે? પણ એ ઈચ્છા પરિપૂર્ણ થઈ શકે તે અર્થે જે બાળલગ્નનો અટકાવ કરવાની જરૂર છે તે સંબંધમાં આંખ આડા કાન કરે છે અને તેથીજ પોતાની ઇચ્છાને અનુરૂપ ફળ તેને પ્રાપ્ત થતું નથી. અને તેથી જેમ કાગળની હોડી કરી સમુદ્રને તરી શકાતો નથી. પૂર્વના માર્ગમાં પગલા ભરનાર પશ્ચિમમાં જઇ શકતો નથી. પાણી વલોવાથી માખણ નીકળી શકતું નથી અને નેવના પાણી મોભે ચઢી શકતાં નથી. તેમ બાળલગ્ન કરી પછી તેનાથી ઉત્તમ ફળની આશા રાખી શકાતી નથી. કેટલાક મનુષ્યોનો એવો પણ સ્વભાવ પડી ગયો છે અને તે એકે તેઓને બાળલગ્ન કરવાં કરાવવાં પ્રિય હોતાં નથી પણ એક કારણને લઇને તેને કરવાં પડે છે.

પોતાને પ્રિય ન હોવા છતાં બાળલગ્ન કરવાની ફરજ તેમને રૂઢી અથવા ચાલ પાડે છે.

**બાળલગ્ન કરવામાં રૂઢીનું પ્રાબલ્ય.** તેમની ન્યાતમાં અમુક રિવાજ ચાલતો હોય તો તેને અનુસરીને તેઓ ચાલ્યા કરે છે. અને આ બાળલગ્નના સંબંધમાં પણ તેમજ કરે છે. જ્ઞાતના બંધનથી

અથવા આપણા બાપદાદાના રિવાજને અનુસરી જો આપણે બાળલગ્ન ન કરીએ તો આપણી આબરૂ જશે એમ વિચાર કરી તેઓ પોતાનાં છોકરા છોકરીઓને વહેલા પરણાવી દેવામાં પોતાની મહત્તા (?) સમજે છે પણ આમ કરવામાં તેઓ અત્યંત ભૂલ કરે છે.

પોતાના સહજ મિથ્યા સ્વાર્થની ખાતર અથવા રૂઢીની ખાતર પરણનાર દંપતીનો ભવ બગાડવાનું કામ કોઈ પણ સમજુ માબાપે કરવું જોઈએ નહિ સારૂં દેખાય આબરૂ જળવાય અને રૂઢીનો ભંગ ન થાય. તેટલા ખાતર કેટલાક માબાપો આ કર્મ કરે છે પણ આ સારૂ દેખાવાનો, આબરૂ જળવાઈ રહેવાનો અને રૂઢીનું પાલન કરવાનો અર્થ એવો ન હોવો જોઈએ કે આપણે દુઃખી થઇને પણ માત્ર જન સમાજમાં સારૂ દેખાડવાને અમુક કામ કરવું. આબરૂનો અર્થ એજ છે કે આપણી સ્થિતિ અનુસાર ચાલી દેશકાલ પ્રમાણે કોઇ કાર્યમાં અમુક સુધારો કરવાની જરૂર જણાય તો તે કરી વિહિત માર્ગે ચાલવું, અવિહિત કર્મો અર્થાત્ પાપકર્મો કરવાથીજ આબરૂ જવાનો સંભવ આવે છે. માટે તેવાં કર્મો એક પણ કરતાં સાવધાનતા રાખવી. અને જે નિર્દોષ અને શુદ્ધ કર્મો હોય તેનુંજ પાલન કરવું પણ આ પ્રમાણેના આબરૂના અર્થને કોઇ સમજતું નથી પણ તેનાથી ઉલટું હજારો મનુષ્યો માત્ર આબરૂની ખાતર અથવા

લોકાચારની ખાતર પોતાની સ્થિતિ ન હોવા છતાં ન્યાત જાતમાં હજારો રૂપિયાનો ખર્ચ દેવું કરીને પણ કરે છે. પણ આ યથાર્થ આબરૂ નથી કેમકે થોડો સમય વિત્યા બાદ જેને ત્યાંથી રૂપિયા આણ્યા હોય છે તેને ન ભરી શકાવાથી તેને બારણે તગાદો થાય છે. છેવટે ફરીયાદ થઈ વારંટ પણ નીકળે છે, અને તે મનુષ્યને અંતે કેદમાં જવું પડે છે. અને તેથી આ પ્રમાણે વહેલી નહિ તો મોડી પણ આવા મનુષ્યોની આબરૂ ગયા વગર રહી શકતી નથી. અને આમ હોવાથી પ્રથમથીજ પોતાની સ્થિતિનો વિચાર કરી ખર્ચ ખર્ચ્યો હોય છે તો તેની આબરૂ જવાનો વખત આવતો નથી.

यद्यपि शुद्धं लोक विरुद्धं ना करणीयं ना चरणीयम् અર્થાત આપણું કામ શુદ્ધ હોય તોપણ લોકાચાર અને તેમાં જો તે લોક વિરૂદ્ધ હોય તો તેને

**કરવો જોઇતો સુધારો.** બિલકુલ ન કરવું એવું સંસ્કૃત વાક્ય બોલી કેટલાક મનુષ્યો લોકાચાર પ્રમાણે ચાલ્યા શિવાય અમારો છૂટકો નથી એમ જણાવે છે. પણ વિચાર કરીને જોતાં દેશકાળની સ્થિતિને અનુસરી લોકાચારમાં પણ થોડો ફેરફાર કરવાની જરૂર છે. આપણા વૃદ્ધો બહારગામ મુસાફરી કરતા ત્યારે રેલ્વેટ્રેનના અભાવે ગાડામાં બેસતા હતા. તેથી હજી પણ આપણે ગાડામાં બેસીને મુસાફરી કરવી એમ કહીએ તો તે ઠીક

ગણાતું નથી. તે વખતમાં ગાડીનું સાધન નહોતું તેથી તેઓ તેમ કરતા હતા પણ હવે તે સાધન થયા પછી પણ આપણે તેજ પ્રમાણે કરવું એ એક પ્રકારના ગાડરીયા પ્રવાહને સૂચવે છે. અને તેથી તેમાં જેમ આપણે સુધારો કરી હવે ગાડાને બદલે રેલ્વેટ્રેનમાંજ મુસાફરી કરતા થયા છીએ તેજ પ્રમાણે દરેક બાબતમાં આપણા પૂર્વના રીતરિવાજને અનુસરીને ચાલતાં તેમાં થોડો કાંઈક સુધારો કરવાની જરૂર જણાય તો તે કરવાની પ્રણાલિકા રાખવી યોગ્ય છે.

મુસલમાની રાજ્યના વખતમાં પણ હિંદુઓને અમુક અમુક કષ્ટો સહન કરવા પડતાં હતાં અને તેને લીધે પણ તે વખતમાં કેટલાક રીતરિવાજો આપણા પૂર્વજોએ દાખલ કર્યા હતા. હજી પણ તેને અનુસરીને ચાલી તેમાં સુધારો કરવાની જરૂર જણાય તે છતાં ન કરવો એ એક પ્રકારની નાહિમ્મત અથવા બાયલાપણુંજ છે.

આ જગતના મનુષ્યો પ્રતિ દ્રષ્ટિ કરીને જોતાં તે એક 'અંધેરી ટોળી દો દાતાર'ની માફક ગતિ કરતા હોય તેમ ઘણે ભાગે જણાય છે, હિરાલાલભાઈએ પોતાના માબાપની પાછળ બે હજાર રૂપિયા ખર્ચ્યા તેથી મારે પણ ખર્ચવાજ જોઈએ અને મગનલાલભાઈએ પોતાના પુત્રના લગ્ન પાંચ વર્ષની વયે કર્યા અને હું ન કરૂં તો મને હલકો ગણે તેથી મારે પણ કરવાંજ જોઈએ. એ પ્રમાણે દેખાદેખી કરી પૈસાના ખર્ચ ખર્ચવા

અને પોતાનાં પુત્ર પુત્રીઓને વહેલાં પરણાવી દેવા તૈયાર થઈ જાય છે. પણ આમ કરવું એ સદ્વિવેકી મનુષ્યનું લક્ષણ નથી. આપણે પણ આંધળાની ટોળી જેવા નથી કે એક ચાલ્યો કે તેની પાછળ બીજાએ ચાલવું. આપણે મનુષ્ય છીએ. આપણે દેખતા છીએ. આપણને બુદ્ધિ છે તો પછી શામાટે આપણે આવી અધોગતિ કરનાર અનુકરણની ટેવ રાખવી જોઈએ. તે જરા પણ સમજી શકાતું નથી. તમારાં અંતઃકરણમાંજ વિચારી જુઓ કે માત્ર દેખાદેખી કરી હદ ઉપરાંતનો ખર્ચ ન્યાતી વરામાં કરી દેનાર અને નાની ઉમરમાં પોતાના પુત્ર પુત્રીઓને પરણાવી દેનાર મનુષ્ય શું જ્યારે તેને ખર્ચના રૂપિયા તેનો લહેણદાર માગવા આવશે ત્યારે અને કોર્ટમાં દાવો કરી તેને કેદમાં બેસાડશે ત્યારે અને પુત્ર પુત્રીમાંથી કોઈનું પ્રારબ્ધવશાત આવી ખુટશે અને તેની પાછળ રહેનાર વ્યક્તિ દુઃખ પામશે ત્યારે પોતાની આબરૂને શું મધ મૂકીને ચાટશે? ધિક્કાર હજો એવી આબરૂ ઉપર કે જે આવી વિપત્તિમાં ઉતારનાર થઈ પડે છે! પૂળો મૂકજો એવી રૂઢી અને લોકાચારપર કે જે આપણને દુઃખના ઉંડા ખાડામાં હડસેલી મૂકે છે.

મનુષ્યે શાથી ડરવાનું છે! માત્ર પાપથીજ. અંતઃકરણ જે યોગ્યમાર્ગ સૂચવે તે વહન કરનાર મનુષ્ય જ પોતાના ગૃહજીવનને વધારે ને વધારે ઉત્તમ કરી શકે છે. અને

તેથી સદ્વિવેકી મનુષ્યે પોતાના અંતઃકરણનો ડર રાખી પ્રત્યેક કાર્ય કરવાનાં છે. બાળલગ્ન કરવાં એ અવનતિને કરનાર છે; એવું અંતઃકરણમાં માનનાર પણ લોકાચારને લીધે તેને વર્તનમાં મૂકતાં ડરે છે. પરંતુ તેમ નહીં કરતાં આ બાબત ઉપર ધ્યાન આપી પોતાના અંતઃકરણની પ્રેરણા અનુસાર ચાલવાની ખાસ જરૂર છે.

**બાળલગ્ન કરવાનું એક સબળ કારણ.**

પોતાનાં છોકરા અને છોકરીઓને વહેલાં પરણાવી દેનાર માબાપો આ સ્થળે આક્ષેપ કરશે કે જો અમે અમારાં પુત્ર પુત્રીના લગ્ન ન કરી નાંખીએ તો વ્યભિચાર થવાનો પ્રસંગ આવશે તથા 'સ્નેહ લગ્ન' 'આનંદ લગ્ન' જેવાં લગ્નો થશે. પણ વિચાર કરીને જોતાં આ આક્ષેપ બાળલગ્ન કરવાના સંબંધમાં ટકી શકે તેમ નથી. આજના વર્તમાન સમયમાં વહેલાં લગ્ન કરી નાંખનાર કુટુંબોમાં વ્યભિચાર બિલકુલ ચાલતો નથી એમ કોઈથી કહેવાય તેમ નથી. થોડા અથવા ઘણાં પ્રમાણમાં એ સડો તેમાં પેઠેલો હોય છે; તેનું નિરિક્ષણ બારીકપણે અવલોકન કરવાથીજ થઈ આવે છે; અને તેથી બાળલગ્ન ન કરીએ તો વ્યભિચાર વધે એ માનવું સર્વાંશે યોગ્ય નથીજ. જેમ પાડાને રોગ થયો હોય અને પખાલીને ડહામ દેવામાં આવે તો તે નિરૂપયોગી થઈ પડે છે; તેમ વ્યભિચારનો સડો દૂર કરવા

બાળલગ્ન કરવાં તે પણ નિરૂપયોગીજ છે. અને આથી એ ખોડ દૂર કરવા ઈચ્છનાર મનુષ્યે બાળલગ્ન કરવાં ઈષ્ટ નથી પણ કાંઈક બીજુંજ કર્તવ્ય કરવાની જરૂર છે.

**વ્યભિચાર શાથી અટકી શકે ?**

ઉત્તમ પ્રકારની નૈતિક અને ધાર્મિક કેળવણી અને ઉત્તમ સહવાસ આ બે સાધનો વ્યભિચારને અટકાવવાને એક રામબાણ જેવા અમોઘ છે. સ્કુલોમાં અપાતી કેળવણી તેનેજ ખરી કેળવણીનું સ્વરૂપ આજ કેટલાક મનુષ્યો સમજે છે પણ તેમ નથી અને તેથી ખરી કેળવણી કેવી હોવી જોઇએ તેનું જ્ઞાન સંપાદન કરી પ્રત્યેક માબાપે પોતાના બાળકને તે આપવી જોઈએ. અને જ્યારે તેમ કરવામાં આવે છે ત્યારે વ્યભિચાર નિર્મૂલ થવા લાગે છે. આ શિવાય વ્યભિચારનો નાશ કરવાનું બીજું પણ એક સબળ સાધન છે અને તે સહવાસ છે. ઉત્તમ પ્રકારના મનુષ્યોનો સહવાસ હમેંશા રાખવો જોઇએ. કેમકે **સહવાસ એ મનુષ્ય જીવનને સારૂં અથવા નઠારૂં કરવાના સબળ સાધનરૂપ છે.** જેમ સારા અંજીરને નઠારા અંજીરની સાથે મૂકવામાં આવે તો તે પણ નઠારૂં થઈ જાય છે; તેમ ઉત્તમ મનુષ્ય હોય અને જો તેને નઠારા મનુષ્યનો સહવાસ થાય તો તે પણ નઠારો થઈ જાય છે. અને તેથી સહવાસના સંબંધમાં મનુષ્યે અત્યંત સાવધાનતા

રાખવાની છે. પોતાના પુત્રે અથવા પોતાની પુત્રીએ ઉત્તમ કેળવણી લીધી છે તેથી તે બગડવાનો સંભવ નથી એવું માની માબાપ બેસી રહે છે. અને જો એ મનુષ્ય સહવાસ સારો હોતો નથી તો તેનું પરિણામ ઘણુંજ ખરાબ આવે છે; અને વિપરીત પ્રસંગો ઉભા થવા પામે છે. આથી મા બાપે બનતાં સુધી પોતાના પુત્ર પુત્રીને સહવાસ કોનો છે તેના સંબંધમાં દેખરેખ રાખવાની અગત્ય છે,

એક પાણીનું ટીપું તપી ગએલા લોઢા ઉપર પડે છે તો તે તરતજ બળીને ભસ્મ થાય છે. પણ જો તેજ ટીપું સમુદ્રની છીપમાં રહેનારી માછલીના ઉદરમાં યોગ્ય દેશકાળે પડે છે તો તેનું મોતી થાય છે. પાણીનું ટીપું એકનું એક છતાં તેનામાં આવો અદ્દ્ભૂત ફેરફાર કોનાથી થાય છે? સહવાસથી. એક ટીપાએ લોઢાનો સહવાસ કર્યો તેથી તે બળીને ભસ્મ થયું. બીજાએ છીપનો સહવાસ કર્યો તેથી તેનું મોતી થયું. અહા! કેવું મોટું પરિવર્તન આ સહવાસ કરી શકે છે! અને આમ હોવાથી હમેશાં પુત્ર પુત્રીને સહવાસ કોનો છે. અને તેમાં પણ તે યોગ્ય છે કે કેમ તેનો નિર્ણય પ્રત્યેક માબાપે કરવાનો છે. અને તેમણે પોતાનાજ વર્તનથી તેમના મગજમાં સારા સંસ્કારોની છાપ પાડવી ઘટે છે.

બાળલગ્ન કરવાં જેમ હાનિકારક છે તેમ વૃદ્ધલગ્નં, અર્થાત્ ઉમરે આવી ગયા પછી છેક

**વૃદ્ધ લગ્ન.**

વૃદ્ધાવસ્થાએ લગ્ન કરવા તે પણ સર્વાંશે હાનિકારકજ છે. ઉમર થઈ ગયા પછી લગ્ન કરવાથી પણુ કજોડું થાય છે. અને તેથી તે કરવા યોગ્ય નથીજ. કેમકે વૃદ્ધાવસ્થા હોવાથી વખતે મૃત્યુને શરણુ થઈ જવાય અને પાછળ પોતાની સ્ત્રી કે જેણે સંસાર શું છે તે પણુ બરાબર જાણ્યું નથી તેને બિચારીને દુઃખમાં નાંખી જવી તેનાં કરતાં વૃદ્ધાવસ્થાએ અમુક કોઇ માણુસ રાખી તેની પાસે કામ કરાવવું સર્વોત્તમ છે. જેઓ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છે, જેનું શરીર છેકજ લથડી જઈ ડાચાં બેસી ગયાં છે, જેને પુત્ર પુત્રવધુ ઈત્યાદિનું સુખ છે, તેવાં મનુષ્યો માત્ર અમારૂં શરીર ઘરડું થયું છે, કાંઇ મન ઘરડું થયું નથી એ સ્વભાવ તથા વિચારને અનુસરી ‘વૃદ્ધ લગ્ન’ કરવા તૈયાર થાય છે; તેમને તે કામ પોતાની આબરૂ ઉપર પાણી ફેરવવા જેવું છે. તેમના ધોળામાં ધૂળ નાંખવા રૂપ આ કામ છે અને તેને સર્વ જનસમાજે સર્વદા વખોડી નાંખવાની જરૂર છે.

**વૃદ્ધલગ્ન કરવામાં મદદ કોણુ કરે છે?**

ઉમરે આવી ગએલા મનુષ્ય સાથે પોતાની પુત્રીઓના લગ્ન કોઈ પણુ વિચાર સંપન્ન સમજુ માબાપ કરતાંજ નથી પણુ તેમાં મદદરૂપ કેટલાક કન્યાવિક્રય કરનાર માબાપો થાય છે. વૃદ્ધા-

વસ્થાએ લગ્ન કરવા ઈચ્છનાર પાસે તેઓ મોં માંગ્યા પૈસા લે છે. અને તે લઇ પોતાની પુત્રીને તે 'મંડદાં સાથે મીંઢળ' બંધાવા રૂપનું લગ્ન કરે છે. આવા મનુષ્યો પણ સર્વદા ધિક્કારને પાત્ર છે.

**કન્યા- વિક્રય.** પોતાની પુત્રી પરણાવતી વખતે તે પરણનાર મનુષ્ય પાસેથી મોંમાંગ્યા રૂપિયા લેવા એ કન્યાવિક્રયનો સામાન્ય અર્થ છે. કન્યાવિક્રય એટલે પોતાની કન્યાનું વેચાણ. આ કન્યાવિક્રયનો જે જે ન્યાતમાં ધારો છે તે કોઇ પણ દિવસ વાસ્તવ ઉન્નતિને પામી શકવાની નથી. પોતાનાજ માંસને-કન્યાને વેચવી એ કેટલું બધું નીચું કૃત્ય કહેવાય. કન્યાવિક્રય કરનાર માબાપો પોતાની કન્યા વેચી તેના પૈસાવડે સુખી થવા ઈચ્છેછે પણ આ ઈચ્છા તેમની કોઇ પણ દિવસ ફળીભુત થઇ શકતી નથી. શું ધૂળની ઉપર મોટો મહાલય રચી શકાય છે ખરો કે ? ના ત્યારે શું નેવના પાણી મોભ ઉપર ચઢી શકે છે ખરાં, કે ? ના. તેમજ આ કન્યાવિક્રય કરનારની પાસે પણ પૈસા રહી શકતા નથી. પ્રથમ તો તે મોટા ઢગલાને જુએ છે. પણ પાછળથી તેમાંથી એક પાઈ પણ રહેતી નથી. કાંતો ચોરી થાય છે. કાંતો ખોવાઈ જાય છે. કાંતો બેંકમાં મૂકયા હોય અથવા કોઈ શ્રૉફની પેઢીએ રાખ્યા હોય તો તે બેંક ભાગી

જાય છે. અને શ્રૉફ દેવાળું કાઢે છે. કાંતો આગ લાગી બળી જાય છે. પણ આ પ્રમાણે કોઇ પણ રીતે તેનો નાશ થયા સિવાય રહેતો નથી. અને 'કન્યાવિક્રય કરનારના હાથમાં આખર ધૂળને ધૂળ' એ વાક્ય પ્રમાણે તેના હાથમાં આખરે ધૂળજ રહે છે.

કન્યાવિક્રય કરનાર મનુષ્ય નીચમાં નીચ કહેવાય છે. અને તે નીચેની આખ્યાયિકાથી સ્પષ્ટ સમજી શકાશે. એક વખતે એક નીચમાં નીચ ધંધો કરનારી ભંગીયણ માંસ રાંધતી હતી તેવામાં ત્યાં થઈને એક મનુષ્ય ગયો અને તેના ગયા પછી તરતજ તે ભંગીયણ ઉઠીને તે જે રસ્તેથી ગયો હતો ત્યાં પાણી છાંટયું તેની આ ક્રિયાને પાછળથી આવતા એક બીજા મનુષ્યે જોઈ તેથી તે તેને કહેવા લાગ્યો કે હે ચંડાલિની ? તેં આમ શાને કર્યું ? ત્યારે તે બોલી કે મારા કરતાં પણ આ હમણાં ગએલો મનુષ્ય પાપી વધારે છે તેથી તે અહિંથી ગયો હતો તેથી જગ્યા અપવિત્ર થઈ હતી તેને પાણી છાંટી પવિત્ર કરી. આ સાંભળી તે મનુષ્ય બોલ્યો કે તારા કરતાં એ મનુષ્ય નીચ શાથી છે ? ખરેખરી નીચમાં નીચ તો તુંજ છે. આના જવાબમાં તે બોલી કે સાંભળો હું જાતે નીચ છું અને પશુ વીગેરેનું માંસ રાંધીને ખાઉં છું; પણ આ મનુષ્ય તો પોતાનુંજ માંસ ખાય છે. અને તેથી હું તેને મારા કરતાં વધારે નીચ માનુંછું કેમકે હું કાંઇ પોતાનું માંસ ખાતી નથી. તેનું આ પ્રકારનું બોલવું

સાંભળી તે આવેલા મનુષ્યે કહ્યું કે પોતાનું માંસ તે કોઈ ખાતું હશે ? ખરેખર તું જુઠું બોલે છે. ત્યારે તે ચંડાલિનીએ જણાવ્યું કે હું સત્યજ કહું છું કે તે માણસ પોતાનુંજ માંસ ખાય છે. આમ કહી તેણે જણાવ્યું કે આ મનુષ્યે કન્યાવિક્રય કર્યો છે. અર્થાત્ પોતાની કન્યાને વેચી છે. અને તેનાં વેચાણનાં પૈસાથી પોતાની આજીવિકા ચલાવે છે વીગેરે. આ સાંભળી તે મનુષ્ય તારૂં કહેવું ખરૂં છે એમ કહી પેલા કન્યાવિક્રય કરનાર મનુષ્ય તરફ ધિક્કારની લાગણી પોતાના મન સાથે દર્શાવી ત્યાંથી પ્રયાણ કર્યું.

કન્યાવિક્રય કરનાર દુષ્ટ નરાધમ રાક્ષસો ? તમે આવું કર્મ કરતાં લજાઓ ? આવું કર્મ કરવા પહેલાં મરણને વશ થઇ જાઓ; કેમકે જો તમે એવું કર્મ કરશો તો તમારા મુખ ઉપર આ કર્મની એવી તો છાપ લાગી જશે કે તમારૂં મોઢું જોવાની પણ જગત ઇચ્છા રાખશે નહિ. શું દીકરીના પૈસા લઈ સુખી થવાની ઇચ્છા રાખો છે ? શું પોતાની વહાલી પુત્રીઓનું વેચાણ કરી તમે તેનાથી વૈભવી થવાની ઇચ્છા રાખો છો ? નહિ, કદાપિ નહિ. તમારી આ ઇચ્છા, તમારી આ મનકામના કોટિ કલ્પે પણ પૂર્ણ થવાની નથી, જરા આંખ ઉઘાડો ? અને જુઓ કે દીકરીના પૈસા લઈને કોણ સુખી થયું છે ? કોઈ જ નહિ. ત્યારે આમ હવામાં બાચકા ભરવા રૂપ કર્મ શા માટે કરો છો ? ખરેખર સત્યજ છે કેઃ—

### પદ રાગ ભરથરીનો.

દીકરીતણા પૈસા લઇ, સુખી થયું નથી કોઇજી.
પ્રથમ મળે કદી હાથમાં, પણ રે'ના આખરે પાઇજી.
સુજ્ઞ જને તે વિચારવું;
શૂળની શય્યાપર તો કદી, ના સુખમાં સૂવાયજી,
જ્યાં ત્યાં ભોકાતી તેત્રળી, દુઃખદે આપણી કાયજી[1]
રૂધિર વહી થાય વેદના.
તેમજ આ કન્યાવિક્રયે, થાય દુઃખ અપારજી,
મતિમંદ જન નવમાનતા, ખાય કુદરત મારજી[2]
ભૂલ ના કદી તે તો સાંખતી;
દીકરી અને ગાય દોરતાં, દોરે ત્યાં ચાલી જાયજી,
(પછી) કસાઇવાડ ભલે દોરવો ના ન તેથી પડાયજી;
કાંજે તે રક્ષક હાથમાં.
રક્ષક થઇ ભક્ષક ઠરે, એવા જન મતિ મંદજી,
આખર બહુ પીડ પામતા, પણ ના થાય નિસ્પંદજી[3]
કાંજે લોભજ એવી વસ્તુ છે.
પયુ ના દીએ નિજ માત ત્યાં, કરે શું તેહનું બાળજી,
કોને કહે ભુખ વેદના, મારી આજ તું ટાળજી,
(કેમકે) બોલાતું ના કદી તે થકી;

---

૧ કાયામાં–દેહમાં, ૨ આવા કન્યાવિક્રય કરનાર મનુષ્યને કુદરત પોતેજ તેને વિવિધ હાનિ કરાવીને ગુપ્ત મારમારેછે. અર્થાત દુઃખ દેછે, કેમકે કુદરતની વ્યવસ્થામાં જરા પણ ભૂલ ચાલી શકતી નથી. ૩. એવું કામ કરવાની ઇચ્છા વગરના

તેમજ નિજ પુત્રીઓ તણી, સ્થિતિ બાળના જેવીજી,
માબાપ જ્યાં તેને મૂકતા ત્યાંની સઉ વાત સહેવીજી.
ધિક્ક હજો એ માબાપને;

**अंतरोद्गार** *

**કન્યાવિક્રય બંધ કરવાનું સાધન કોના હાથમાં છે ?**

કન્યાવિક્રય શાથી અટકી શકે તે સંબંધમાં વિચાર કરતાં જણાય છે કે તેનો અટકાવ કરવાના ત્રણ સાધનો છે. અને તે આ પ્રમાણે છે. પ્રથમ પોતાની ન્યાતીમાં આ રિવાજ ચાલતો હોય તો તેને અનુસરીને કન્યાવિક્રય કરવા તૈયાર ન થવું અને પોતે પહેલ કાઢી પોતાનાજ વર્તનથી સમાજને બતાવી આપવું કે સુધારામાં પ્રયાણ આ પ્રમાણે થાય છે. દ્વિતિય સાધન—ન્યાતના અગ્રેસરોએ એકઠા થઈ એવો ઠરાવ કરવો કે જેઓ કન્યાવિક્રય કરે તેમને ન્યાતીથી બહિષ્કૃત કરવા છુટા કરવા અને તેમની સાથે વ્યવહાર તેઓ અમુક મોટી રકમનો દંડ આપે તોજ ચાલુ રાખવો. અને હવે છેલ્લા તૃતીય સાધન તરીકે રાજ્યસત્તાનો આશ્રય લેવો. અર્થાત્ ન્યાતના અમુક ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન મળી પોતાના ઉપર રાજ્ય ચલાવતા સત્તાધિકારીને કન્યાવિક્રયની હાડમારી જણાવી તે રિવાજ બંધ કરાવવા ઉપર લક્ષ ખેંચવું,

---

* અમારા તરફથી બહાર પડેલું વિવિધ અનુભવ, જ્ઞાન, ભક્તિ નીતિ વીગેરે ઉપર અસરકારકરીતે લખાયેલું પત્રોનું પુસ્તક. કિંમત રૂપિયો એક, **વ્યવસ્થાપક ચંદ્રપ્રકાશ સુરત.**

આ ત્રણુ સાધનનો જ્યારે એકે સાથે અથવા છૂટો છૂટો પણુ અમલ થવા માંડશે ત્યારેજ આ દુષ્ટ અને હાનિ કરનાર રિવાજનો અટકાવ થઈ શકશે એ નિઃસંશય છે.

---

## प्रक ण २ जाना सि ांतो.

१ गृहस्थाश्रमनो आरंभ लग्नथी थाय छे. माटे लग्न संबंधी ज्ञान प्राप्त करवानी दरेक स्त्री पुरुषने जरूर छे. ए ज्ञान ज्यां सुधी यथार्थ रीते प्राप्त न थाय त्यां सुधी लग्न न करवुं.

२ बाळलग्नो अटकाव करवो. लग्न वखते छोकरानी उमर २० थी २५ अने छोकरीनी १३ थी १६ वर्षनी होवी जोइए. ए उमरनी अंदर लग्न न करवां.

३ अमुक मनुष्ये अमुक काम कर्युं एटले मारे पण ते करवुंज एवा लोकाचारने अटकाववो. अने पोताना अंतरात्माने विहित जणाय ते काम निःसंशय करवुं.

४ कन्याविक्रय अटकाववो. वृद्ध लग्न बंध पडाववा.

५ न्यातीना अग्रगण्य मनुष्योए आ बंने रिवाजने अटकाववा घटता सुधारा करवा अने योग्य लागे तो राज्यसत्तानी पण तेमां मदद मांगवी.

---

## પ્રકરણ ૩ જું.



## ૧ લગ્ન એટલે શું ?






રમ કૃપાળુ પરમાત્માએ આ વિશ્વને ઉત્પન્ન કરી મનુષ્યોને સરજ્યા ત્યારે તેમનામાં એક અંશની અપૂર્ણતા રાખેલી છે. અને તે અપૂર્ણતા જ્યારે તે લગ્નથી જોડાય છે ત્યારે પૂર્ણ થાય છે. લગ્ન એ એક એવી પવિત્ર વિધી છે કે તેના ઉપર જેટલું વિવેચન કરીએ તેટલું ઓછું છે. સૃષ્ટિક્રમનું રહસ્ય બતાવતાં ઉપનિષદ્‌માં તે નીચે પ્રમાણે વર્ણવી બતાવ્યું છે.

स (आत्मा) वै नैव रेमे तस्मादेकाकी न रमते, सद्वितीय-मेच्छत, स हैतावानास यथा स्त्रीपुमांसौ संपरिष्वक्तो स इममेव आत्मानं द्वेघा पात्तयत्ततः पतिश्चपत्नि चा भवतां तस्मादिय मर्घ बृगलमीव स्वइति ह स्माह याज्ञवल्क्यस्तस्मादय माकाशः स्त्रिया पूर्यत एव ताँ समभवत्ततो मनुष्यष्या अजायन्तः

बृहदारण्यक उपनिषत्.

અર્થ—પ્રજાપતિ પ્રસન્ન થયા નહિ. કેમકે તેઓ એકલાજ હતા. હાલ પણ ઇષ્ટાર્થયોગ વિના મનુષ્યો પ્રસન્ન થતા નથી. આથી એ પ્રજાપતિએ ઇતર વસ્તુની ઈચ્છા કરી અર્થાત્ સ્ત્રીતત્વની ઈચ્છા કરી આ ઈચ્છાના બળથી સ્ત્રી અને પુરૂષ એક થયાં હોય તેવી રીતે સંયુકત પરિણામવાળું અર્ધનારીશ્વર રૂપ પ્રકટ થયું અને આ રીતે પોતાના આત્માના પુટને તેમણે બે દલમાં વહેંચી નાંખ્યો. આ પ્રકારના વિભાગ પડવાથી તેનાં **પતિ** અને **પત્ની** એવાં નામ પડ્યાં. આથી સહધર્મચારિણીના યોગ પહેલાં પુરૂષનું સ્વરૂપ અર્ધ હૃદયવાળું રહે છે. એમ યાજ્ઞવલ્કયઋષિ જણાવે છે. આથી લગ્ન પહેલાં પુરૂષનું અર્ધદલ અથવા અર્ધઆકાશ લગ્ન પછી સ્ત્રીના અર્ધદલથી પૂરાય છે. અર્થાત્ એ બે તત્વ મળીને એક પૂર્ણ તત્વ બને છે. આ પ્રકારે સૃષ્ટિના આરંભમાં શતરૂપા સ્ત્રીને મનુ પ્રજાપતિએ સ્વીકાર્યાં અને તેમના યોગવડે આ વિશ્વ વિસ્તારનેં પામ્યું.

આ પ્રમાણે હોવાથી અણુરૂપ શરીરથી માંડી આપણા કાર્ય કરણના સમુહરૂપ સ્થુલ શરીર પર્યંત અર્થાત્ પિંડમાં એક તત્વની જરૂર છે અને તે તત્વ તે સ્ત્રી તત્વજ છે. પુરૂષ અને પ્રકૃતિ તત્વ જ્યારે એક થાય છે ત્યારેજ પૂર્ણતાને પામે છે. અને આથીજ લગ્નની જરૂર આપણાં શાસ્ત્રોએ સ્વીકારેલી છે. આથી લગ્ન શબ્દનો અર્થ સરળતા ખાતર જણાવીએ તો લગ્ન એટલે મનુષ્ય જીવનનો ખરેખરો

પામે. લગ્ન એટલે મનુષ્યની ઉન્નતિ અવનતિ રૂપ દ્વાર ( કેમકે ઉન્નતિ અથવા અવનતિનો આધાર મનુષ્યના અનુકૂલ વા પ્રતિકૂલ લગ્ન ઉપરજ રહેલો છે. અને તેથી તેને ઉન્નતિ અવનતિના દ્વાર રૂપ કહીએ તો તે જરા પણ ખોટું નથી ) અને લગ્ન એટલે મનુષ્યના ગૃહસ્થાશ્રમનો આરંભ. ટુંકમાં આ રીતે લગ્નના જેટલા અર્થ કરીએ તેટલા ઓછા થઈ પડે છે. લગ્ન એ એક ગંભીર ક્રિયા છે કે તેના સ્વરૂપને બરાબર સમજવાની પ્રત્યેક નવલ દંપતીને જરૂર છે. અને આથીજ આપણી લગ્નની ક્રિયા વખતે સાવધાન્ સાવધાન્ શબ્દોવડે લગ્નની ખરેખરી જવાબદારીનું આપણને સૂચન થાય છે.

**લગ્નની ક્રિયા અને તેનું રહસ્ય.**

આપણી જે આર્યલગ્નની ક્રિયા છે તેમાં પણ અનેક પ્રસંગો આ ક્રિયાના ગાંભીર્યને સૂચવનારા દૃષ્ટિએ પડે છે. આપણે તેમાંથી થોડા પ્રસંગો ઉપર સુજ્ઞ વાંચકોનું ધ્યાન ખેંચીશું તો જણાશે કે ઉપર જે લગ્નનું કાંઈક અંશે સ્વરૂપ આલેખ્યું છે તેના કરતાં પણ વિશેષ સ્વરૂપનું તે ઉદ્દ્ઘાટન કરે છે.

લગ્ન વખતે શ્વસુર વરને આસન આપે છે તે આસન ઉપર બેસતાં વર પાસે આ પ્રકારનું વાક્ય બોલાવવામાં આવેછે. ॥वर्ष्मोऽस्मि समानानामुद्यतामिव सूर्यः॥ અર્થાત્ જેમ સૂર્યનો ઉદય થતાં તારા અને ચંદ્ર વગેરે ઢંકાઈ જાય છે તેમ હું પણ મારા સમાન પુરૂષને ઢાંકી દેનાર છું.

આ વાક્ય ઉપર ઉપરથી જોતાં અભિમાનથી બોલાયું હોય તેમ લાગે છે પણ જ્યારે આપણે ઉંડા ઉતરીને તેના સંબંધમાં વિચાર કરીએ છીએ ત્યારેજ તેનું ખરૂં રહસ્ય સમજી શકાય છે. આ વાક્યનો એવો અર્થ લેવાનો છે કે વર બુદ્ધિબળમાં એટલો બધો પ્રવીણ થશે કે તેની બરોબરી કોઈ પણ કરી શકશે નહિ. અને આવા કોઇનાથી પણ બરોબરી ન થઈ શકે તેવા બુદ્ધિબળને પ્રાપ્ત કરવા શું ઓછા પ્રયત્નની જરૂર પડે છે? અવશ્ય નહિ, કેમકે આશ્ચર્યકારક બુદ્ધિબળ પ્રાપ્ત કરવા ઘણાજ પ્રયત્નની જરૂર પડે છે. અને આ પ્રમાણે પૂર્વોક્ત વાક્યનું આ સ્થાને સ્મરણ કરાવી વર બુદ્ધિસંપન્ન હોવો જોઇએ તેનું ભાન વૃત્તિમાં ખડું કરે છે. બુદ્ધિબળનું સામર્થ્ય અવર્ણનીય છે. હાથી જેવા મોટા પ્રાણીને પણ એક સાડાત્રણ હાથનો મનુષ્ય પોતાના કબજામાં રાખી શકે છે અને વાઘ જેવા ભયંકર પ્રાણીને પણ એક સામાન્ય કૂતરા જેવા ગણી સરકસવાળા તેની સાથે હળે મળેછે. તે સર્વ કોના પ્રતાપથી? કયા બળ અથવા કઈ યુક્તિને લીધે એવા મોટા અને ભયંકર પ્રાણીઓ પણ મનુષ્યને વશ વર્તે છે તો તેનું કારણ એકજ છે અને તે બુદ્ધિબળ છે. મનુષ્યમાં એ બળને પરમાત્માએ સ્વાભાવિકજ સરજ્યું છે. અને તેના પ્રતાપે તે સર્વ ઉપર સર્વોપરી સત્તા ભોગવે છે.

આપણા સુખદુઃખના ખરા પાયારૂપ જે ગૃહસ્થાશ્રમ છે તે ગૃહસ્થાશ્રમનું વહન કરવામાં અનુપમ બુદ્ધિબળની અવશ્ય કરીને જરૂર પડે છે. અને તેથીજ વર પાસે એ વાક્ય બોલાવી તેણે તે બળને પ્રાપ્ત કર્યું છે કે નહિ તેનું સૂચન કરાવે છે અર્થાત્ તેની પાસે એવું બોલાવે છે કે મેં એ બળને સંપૂર્ણ રીતે પ્રાપ્ત કર્યું છે અને આ વાક્ય જો તેણે એ બળને પ્રાપ્ત કર્યું હોય તોજ બોલી શકાય છે અને આ ઉપરથી સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે લગ્ન કરવાં પહેલાં આ બળને પ્રાપ્ત કરવાની લગ્નથી જોડાનારને અનિવાર્ય જરૂરછે.'

લગ્ન વખતે એ કોડીયાનો સંપૂટ કરાવી તેના ઉપર વરનો પગ મૂકવામાં આવે છે ત્યારે તેની પાસે બોલાવવામાં આવે છે કે ॥ इमंतमभितिष्ठामि यो माः कश्चाभिदासति ॥ અર્થાત્ જેમ હું આ પગ મૂકીને કોડીયાંને ભાંગી નાંખું છું તેમ મારા શત્રુઓ કે જે મને ઉપદ્રવ કરે છે તેને પગ તળે ચાંપી નાંખીશ. આ વાક્ય વર પાસે બોલાવ્યાથી શું અર્થ થાય છે તે ઉપર જણાવેલોજ છે પણ સ્પષ્ટતા ખાતર વધારે કહીએ તો તે નીચે પ્રમાણે થઇ શકે છે.

શત્રુઓને ચાંપવામાં શાની જરૂર છે? બળની. ઉત્તમ પ્રકારના શારીરિક બળ શિવાય આ કામ બની શકવું મુશ્કેલ છે. અને તેથી ઉત્તમ પ્રકારના શારીરિક બળને પ્રાપ્ત કરવાનું આ વાક્ય સૂચન કરે છે. કમ્મરમાંથી વાંકા વળી ગયેલા, ભર યુવાનીમાં આંખે અંધાપો આવ્યો હોય

તેમ નાક ઉપર શોર્ટસાઈટના ચશ્મા લટકાવનારા અને તરુણાવસ્થા પહેલાંજ કાળાને બદલે સફેદ વાળ થઈ ગયેલા માથાવાળા મનુષ્યને લગ્ન કરવાની સંમતિ શાસ્ત્ર આપતુંજ નથી. એવા લગ્નથી લગ્નનું જે ઉત્તમ પરિણામ આવવું જોઈએ તે આવતું નથી.

**સપ્તપદીની ક્રિયા.** લગ્ન વખતે જે સપ્તપદીની ક્રિયા થાય છે તે એટલા બધા રહસ્યને સ્ફુરાવે છે કે જો તેના ઉપર આપણે વર્ણન કરવા બેસીએ તો તે એક મોટું પુસ્તક ભરી શકાય તેમ છે. પણ આ સર્વસામાન્ય પુસ્તકમાં તેમ થઈ શકે તેમ ન હોવાથી અત્રે તેને ટુંક વિવેચન સાથેજ લીધી છે.

## सप्तपदीना श्लोक.

૧

सुख दुःखानि सर्वाणि त्वया सह विभज्यते ।
यत्र त्वं तदहं तत्र प्रथमे सा ब्रवीदिदम् ॥

**અર્થ**—હે નાથ ! આજથીજ હું આપના સુખદુઃખની ભાગીદાર થઈ છું. હવે આપજ મારા જીવનના આધાર છો તેથી આપ જ્યાં નિવાસ કરશો ત્યાંજ હું પણ કરીશ. અર્થાત્ સર્વદા આપની સાથેજ રહીશ.

૨

कुटुंब रक्षयिष्यामि आवृद्ध बालकादिकम् ।
आस्ति नास्ति च संतुष्टा द्वितीये सा ब्रवीदिदम् ॥

અર્થ—હે જીવનપ્રાણ! આજથી હવે હું કુટુંબી અને ગુરૂજનોની સેવા પ્રતિદિન કરીશ. તેમજ સુખ અને દુઃખના સર્વ પ્રસંગોમાં સંતોષી રહી સમયાનુકૂલ નરમાશના ગુણને પણ ધારણ કરીશ.

૩

भर्तृभक्ति रतानित्यं सदैवप्रिय भाषिणी ।
भविष्यामि पदेचैव तृतियेसा ब्रवीदिदम् ॥

અર્થ—હે સ્વામીન! અમારે સ્રીઓને આધારરૂપ એક તેના પતિજ છે અને તેથી અમારે આપની ભક્તિ કરવી તે પ્રભુની ભકિત કરવા બરોબર છે. તેથી હવે આપનું હું નિત્ય યજન પુજન કરી મધુર ભાષણથી તમારા ચિત્તને શાંતિ આપીશ.

૪

आर्ते आर्ता भविष्यामि सुख दुःख विभागिनी ।
तवाज्ञा पाल यिष्यामि कन्या तूर्य पदे ब्रवीत् ॥

અર્થ—હે પ્રિયતમ! આજથી હવે હું આપની અર્ધાંગના થએલી હોવાથી આપના દુઃખમાં અને સુખમાં ભાગીયણ થઈશ. અને આપની સર્વ આજ્ઞાને મરણ પર્યંત પાળવાનો દૃઢ નિશ્ચય રાખીશ.

૫

ऋतुकाले शुचिस्नाता क्रीडिष्यामि त्वयासह ।
नाहं परतरं थाया कन्या पंच पदे ब्रवीत् ॥

અર્થ—હે સ્વામી! ઋતુના સમયમાં પવિત્ર થઇને આપની સાથે નિર્મલ સ્નેહથી પ્રેમસુખનો હું અનુભવ લઈશ. વળી મારા પ્રાણ જતાં લગી એક પતિવ્રત પાળી આપનેજ અવલંબીને રહીશ.

૬

इहाथ साक्षिणो विष्णुन चत्वां वज्जीताम्यहम् ।
उभयोः प्रीतिरत्यन्यता कन्या षष्ठ पदे ब्रवित ॥०

અર્થ—હે હૃદયેશ્વર! વિશ્વમ્ભર પરમાત્માને આપણા બંને વચ્ચે સાક્ષી રાખીને પ્રતિજ્ઞા લઉંછું કે હું આપની આજથી એક વિશ્વાસુ સહધર્મચારિણી અને સુખદુઃખની વિભાગીની બની છું. હવે આપણે કલ્પે પણ ત્રુટે નહિ એવી પ્રીતિને એક બીજા ઉપર પ્રકટાવીશું.

૭

होमयज्ञादि कार्येषु भवामि च सहायिनी ।
धर्मार्थ काम कार्येषु कन्या सप्त पदे ब्रवित ॥

અર્થ—હે શિરછત્ર! આજથી હવે હું હોમયજ્ઞાદિક કાર્યમાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષમાં આપની સહભાગિની થઈ સર્વ સમયમાં આપને અનુકૂલ રહી સહાય આપ્યા કરીશ.

આ પ્રમાણે કન્યા પાસે પ્રતિજ્ઞા લેવડાવવામાં આવે છે. તેવીજ રીતે વર પાસે પણ લેવડાવે છે.

વર વહુને લગ્ન વખતે કહે છે કે

एकमिषे विष्णुस्त्वा नयतु ।

પ્રથમ પગલું વિષ્ણુ તને અન્ન માટે ભરાવો.

द्वे ऊर्जे विष्णुस्त्वा नयतु ।

બીજુ પગલું વિષ્ણુ તને બળની વૃદ્ધિને માટે ભરાવો.

त्रिणि रायस्पोषाय विष्णुस्त्वा नयतु ।

ત્રિજું પગલું વિષ્ણુ તને ધનની વૃદ્ધિ માટે ભરાવો.

चत्वारि मायोभवाय विष्णुस्त्वा नयतु ।

ચોથું પગલું વિષ્ણુ તને સુખોત્પત્તિ માટે ભરાવો.

पंश्चपशुभ्यो विष्णुस्त्वा नयतु ।

પાંચમું પગલું વિષ્ણુ તને પશુ સંપત્તિ માટે ભરાવો

षड्ऋतुभ्यो विष्णुस्त्वा नयतु ।

છઠું પગલું વિષ્ણુ તને ઋતુ સુખો માટે ભરાવો.

सखेसप्तपदाभव । सा मामनुव्रता भव । विष्णुस्त्वा नयतु ।

સાતમું પગલું વિષ્ણુ તને મને અનુસરીને ચાલવા માટે ભરાવો.

આ પ્રમાણે આ ક્રિયાથી સ્ત્રીને અન્ન, બલ, ધન, આનંદ, પશુ, સંપત્તિ, ઋતુ સુખ વગેરે આપનારી અધિષ્ઠાત્રીને આપણા ઘરની દેવી તરીકે ગણવાનું આપણા સર્વશાસ્ત્રો સૂચન કરે છે.

લગ્ન એ એક એવી પવિત્ર ગાંઠ છે કે જે ગાંઠથી પતિ અને પત્નીએ એકરૂપતાને પામવાનું છે. એક બીજા સાથે હળીમળી જવાનું છે;

> સ્ત્રી પુરૂષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે,
> ઘણીવાર આપની પાસથી મેં, તાત એવુંજ શુણ્યું છે.
> અન્યો અન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દમ્પતી;
> વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘાડી,
> સંસાર સ્વાર્થે અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ.
> સ્ત્રી પુરૂષની તેથીજ સઉમાં, મિત્રતા ઉત્તમ કહી;
> એ મિત્રતા યા સ્નેહ કહો, તે હાર્દ દમ્પતી ભાવનું.
> રસ ઐક્યથી ઉત્પન્ન થઇ રસ ઐક્યનેજ વધારતું."
>
> —**સ્નેહમુદ્રા.**

આ પ્રમાણે અદ્‌ભુત રસ પ્રધાનને વધારનાર લગ્ન તેજ યથાર્થ લગ્ન કહી શકાય છે.

**હસ્તમેળાપ અને પાંચ તર્જની સાથે જોડવામાં આવે તેનું રહસ્ય.**

લગ્નની ક્રિયા કરતી વખતે પતિના—વરના હાથની પાંચ તર્જની કન્યાના હાથની પાંચ તર્જની સાથે જોડવામાં આવે છે તેને હસ્તમેળાપ થયો એમ કહે છે. આ હસ્તમેળાપ વખતે જે પાંચ તર્જની પતિની પત્ની સાથે અને પત્નીની પતિ સાથે જોડવામાં આવે છે, તે પણ પૂર્ણ રહસ્યને સૂચવનાર છે. એક બીજાની સાથે પાંચ રીતે મેળાપ કરવાનું તે

ક્રિયા સૂચવે છે. અને તેથીજ એ પાંચની સંખ્યા લીધી છે.

પતિ પત્નીએ પાંચ રીતે મેળાપ કરવાનો છે તે પાંચ રીત કઈ કઈ છે તે જાણુવાનું હવે બાકી રહે છે. તેથી તે જણાવીએ છીએ કે હસ્તથી, નયનથી, વિચારથી હૃદયથી અને આત્માથી આ પ્રમાણે પાંચ રીતે એક થવાનું છે. અર્થાત્ એકલો હસ્તમેળાપ કર્યો, એટલે લગ્ન થયું એમ સમજવાનું નથી પણ જ્યારે આ પાંચ મેળાપ થાય ત્યારેજ ખરેખરૂં લગ્ન થયું એમ ગણુવાનું છે.

હસ્તમેળાપ લગ્ન પ્રસંગે અગ્નિદેવની સમક્ષ મંત્રોની ધુનીમાં પોતાની આ પત્ની છે એમ કહી તેના હાથ સાથે પોતાનો હાથ જોડવો એ હસ્તમેળાપનું સ્વરૂપ છે.

નયન મેળાપ આંખ એ પ્રેમની એક સરિતા છે. અને એ પ્રેમની સરિતાના મુખરૂપ આંખથી અર્થાત્ નયનથી પતિપત્નીએ ઉભયને વિશુદ્ધ પ્રેમથી જોવાં એ નયન મેળાપનું સ્વરૂપ છે. આંખે આંખ એક થતાં જે દંપતિના નયનમાં પ્રેમસિંધુ ઉભરાતો નથી તેનું લગ્ન થયું નથી એમ કહીએ તોપણુ ચાલી શકે તેમ છે. અમને જણાવતાં ખેદ થાય છે કે કેટલાંક દંપતીમાં આ નયન મેળાપ થતાં પ્રેમસિંધુ ઉભરાવાને બદલે દ્વેષસિંધુ ઉભરાતો જણાય છે.

નયનમાં એવું કાંઇક સામર્થ્ય રહેલું છે કે તેનાથી ન ધારેલાં કામો થઈ શકે છે. આપણામાં પણુ એક પ્રચ-

લિત કહેવત છે કે• 'ભાઈ! આંખે આંખની શરમ' આ પ્રમાણે વર્ણવી તે સામર્થ્યની મહત્તા સૂચવેલી છે. પૂર્વના ઈતિહાસ ઉપરથી જોતાં જણાય છે કે લાવણ્યમયી લલનાના નેત્ર કટાક્ષથી કંઈ કંઈ મહર્ષિઓ પોતાના તપનો ભંગ કરી બેઠા હતા; અને આથી પણ એ સામર્થ્યની મહત્તા જણાય છે; અને આમ હોવાથી પતિ પત્નીરૂપ દંપતિએ ઉભયની દ્રષ્ટિમાં સાચો સ્નેહ પ્રકટાવવો જરૂરનો છે. જેમની દ્રષ્ટિમાં આ સાચો સ્નેહ નથી તેમનો ગૃહસ્થાશ્રમ પણ સુંખી નથી. **કેમકે જ્યાં સ્નેહ છે ત્યાંજ સુખી ગૃહ-સ્થાશ્રમ છે.**

એક બીજાને જોતાંજ જેમની દ્રષ્ટિ સ્નેહથી મદમસ્ત બની ગએલી હોય છે તેવા સ્નેહાળ દંપતીતમને ધન્ય છે! વિચારના સાધનવડે પણ પતિએ પત્નીથી અને પત્નીએ પંતિથી મેળાપ કરવાનો છે અને તેનું સ્વરૂપ એ છે કે ઉભયે એક બીજાથી વિચારના સાધનવડે પણ એકજ થવાનું છે. પતિના અમુક વિચાર હોય અને પત્નીના અમુક હોય અને આ પ્રમાણે બંનેના ભિન્ન ભિન્ન વિચારો હોય તો તેમની એકતા કોઈ દિવસ પણ થતી નથી. આથી સમજુ દંપતિએ આ બાબતમાં ખાસ ધ્યાન આપીને વર્ત્તન કર-વાની જરૂર રહે છે. ઘણાં ખરા પ્રસંગોમાં સ્રીઓ પતિના વિચારથી જુદી પડતી જણાય છે. અને તેવા વખતમાં પતિ

તેના ઉપર ક્રોધિત થઈ જાય છે પણ સુજ્ઞ પતિએ આમ કરવું ઉચિત નથી. તેણે શાંતિ રાખી પોતાનો વિચાર આ કારણથી શ્રેષ્ઠ છે અને આ બાબતમાં તે ભૂલ કરે છે તે બરોબર રીતે પત્નીને સમજાવવું જોઈએ; અને આજ પ્રમાણે પતિ કોઈ બાબતમાં ભૂલ કરતો હોય તો પત્નીએ તેને સમજાવવું જોઈએ. આમ ઉભયના વર્તનથી વિચારનું ઐક્ય પણ ધીમે ધીમે થઈ શકે છે.

વિચારનું ઐક્ય ન થવાનું એક મોટું કારણ એ છે કે પતિ અમુક બાબતમાં ભૂલ કરતો હોય તેને જો તેની સ્ત્રી તરફથી કહેવામાં આવે કે તમે આમાં ભૂલ કરો છો તો તે પ્રસંગે તે ચીડાઈ જાય છે અને તું મારી બાબતમાં શું સમજે ? અહો હો ! મોટી ઉપદેશ દેનારી આવી. આ પ્રકારે બોલી પોતાની સ્ત્રીને હલકી પાડી નાંખે છે. અને આથી સ્ત્રી બિચારી ચુપ થઈ જાય છે. પત્ની કોઈ બાબતમાં ભૂલ કરતી હોય અને પતિ કાંઇ કહે તો તે પણ તમે અમારા બૈરાંઓની વાતમાં ન સમજો એમ જણાવી પોતે જાણે ડાહી ડમરી હોય તેવું જણાવે છે. પણ આમ કરવાથીજ વિચારનું ઐક્ય થતું નથી. આથી વિચારનું ઐક્ય કરવા ઈચ્છનારે ઉભયની વાત એક બીજાએ સાંભળવી જોઈએ અને તેના ઉપર ધ્યાન આપવું જોઈએ. કેમકે એવો સ્વાભાવિક નિયમ છે કે પોતાની ભૂલ પોતાને જણાતી

નથી. અને તેવા વખતમાં આપણી કદાચ ભૂલ થતી હોય અને તે ઉપર કોઇનું લક્ષ ખેંચાય અને તે ભૂલ કરનારને કહે તો તેનો તેણે વિચાર કરવો જોઇએ. ઘણાં પતિઓ એમ સમજતા હોય છે કે અમે પુરૂષ છીએ; અમને તે શું સ્ત્રીઓ સુધારી શકવાની હતી ? અથવા અમારી ભૂલ કાઢી શકવાની હતી ? અને ઘણી સ્ત્રીઓ એમ સમજતી હોય છે કે અમે ભણેલીગણેલી સ્ત્રીઓ છીએ. અને આ અમારૂં કામ છે. તેમાં પુરૂષો શું ભૂલ કાઢી શકવાના હતા એમ સમજે છે અને પ્રસંગે એક બીજામાંથી કોઈ એક બીજાને કહે છે તો તે ઉપર ધ્યાન આપતાં નથી. આથી તેમણે સમજવું જરૂરનું છે કે **પ્રભુના રાજ્યમાં સ્ત્રી અને પુરૂષ બન્ને સમાન છે.** અને આ સમજી તેમણે એક બીજાની ભૂલ સુધારી ઐક્યને પામવાનું છે,

પતિ અથવા પત્ની ભૂલ કરતાં હોય તો તેમની ભૂલને સુધારવાનું કહેતાં તેઓ ઐક્ય પામવાને બદલે દ્વેષને વધારતાં પણ કેટલેક પ્રસંગે જણાય છે. અને આમ થવાનું કારણું એ છે કે વારંવાર ભૂલ કરનાર મનુષ્યને તું આમાં ભૂલ કરે છે, તું આવો છે અથવા આવી છે. એમ કહેતાં તેમના હૃદયમાં દ્વેષ જાગૃત થાય છે. અને આમ હોવાથી ભૂલ સુધારવાનો રસ્તો તે ભૂલ કરનારને તું ‘ આવો તેવો છે ’ એવા હલકા શબ્દોમાં કહેવાં કરતાં ધીમે ધીમે પ્રિય શબ્દોમાં તેની ભૂલની સમજણ પાડવાની જરૂર છે. કહેવત

છે કે "કાણાને કાણો કહેતાં કડવા લાગે વેણુ, ધીરે ધીરે પૂછતાં કહીએ શાને ગયા તારાં નેણુ." અર્થાત્ કાણા મનુષ્યને તું કાણો છે એમ કહીશું તો ઘણું ખોટું લાગશે પણ ધીમે ધીમે પૂછીશું કે ભાઈ આપને શું દુઃખ આવી પડવાથી આ આંખ જતી રહી તો તે તરત પોતાની વિગત કહેશે. આજ પ્રમાણે ભૂલ કરનારને તેની ભૂલનું સ્વરૂપ તેની આગળ એકદમ મૂકી દેવાથી અને પછી કઠોર શબ્દોમાં તેને કહેવાથી તે સુધરતો નથી પણ ધીમે ધીમે કહેતાં માની શકે છે તેથી આ નિયમ ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે.

વિચાર મેળાપ કરી તમારે હૃદયમેળાપ કરવાનો છે. અને તેનું સ્વરૂપ આ પ્રમાણે છે. એક બીજાએ એક બીજાને માટે હૃદયની લાગણી પૂર્વક સુખદુઃખના સમયમાં ભાગ લેવો. આ હૃદયમેળાપ કરનાર દંપતીના જીવન ખરેખર ધન્યવાદને પાત્ર છે. એક બીજાને માટે એક બીજાનાં હૃદયમાં અપૂર્વ લાગણી રહેવી જોઇએ. પોતે કદાચ શરીરથી જુદાં હોય પણ તે દેખવા માત્રનાજ હોય છે, પણ હૃદયથી તેઓ એકજ હોય છે. અને આવા હૃદયથી ઐક્યને પામેલા દંપતીના સુખનું સ્વરૂપ આલેખતાં પૃષ્ઠોના પૃષ્ઠો ભરાય તેમ છે.

એક બીજાનો તિરસ્કાર કરવો છોડી દો. એક બીજાની નિંદા કરવી છોડી દો. મારા પતિમાં અમુક દોષ છે અને મારી પત્નીમાં અમુક દોષ છે એવી દોષદર્શનની રીત છોડી

દો ? અને હૃદયથી એક બનો. એક બીજાથી બહારથી નહિ પણ હૃદયથી જોડાઓ અને તમે પ્રેમી યુગ્મ થઇ જગત્‌ને પ્રેમની પ્રતિમારૂપે દર્શન આપો. લગ્નનો અર્થજ એક છે અને તે એકબીજાથી એકતાને પામવાનો છે. સરિતા સાગરને મળે છે અને સાગરરૂપ થઈ જાય છે. બે દીપકની જ્યોતિઓ એક બીજાની સાથે મળે છે અને તે એકરૂપ થઈ જાય છે. મીઠાની પુતળી જળનો સ્પર્શ થતાં જળરૂપ થઈ જાય છે. દૂધની અંદર સાકર નાંખવાથી જેમ તે એક રૂપ થઈ જાય છે. તેમ લગ્નથી દંપતીએ એકરૂપ થવાનું છે. આનુંજ નામ લગ્ન છે.

હૃદયથી એક થનાર રસિક દંપતીને તો—

રસિકને રસિક હૃદય એક જાણેરે, વિણુ રસિક શું જાણે;
પ્રેમને પ્રેમી સુજન કંઇ નાણેરે, વીણુ અનુભવી શું જાણે ?
આંખલડીમાં ઘેન ભર્યું કંઈ અવનવું રસીયા જનમાં,
પ્રણુય રસથી ભીનું બનેલું હૃદય તે સમજે મનમાંરે;
રહે એકજ એ તનમાં;
તેની દૃષ્ટિમાં ભેદ ન કંઇએ, પ્રીતિ પરસ્પર રાખે,
સ્વર્ગ સદન સમ અલભ્ય સુખને, મૃત્યુલોકમાં ચાખેરે;
અનુભવી જન તે ભાખે;
સરિતા પતી સંગમને પામી, એકજ પતિથી થાતી,
તદ્રત રસિયાં દંપતી મતિ તો, એકરૂપ થઇ જાતીરે;
સાચી ગ્રહેતા શાંતિ;

**अंतरोद्‌गार.**

આ વચન સત્યજ છે.

હવે આત્મમેલાપનું સ્વરૂપ જાણવાનું બાકી રહે છે. આ આત્મમેલાપનું સ્વરૂપ એટલું બધું દૃઢ છે કે જે દંપતી આ આત્મમેલાપને કરે છે તે આ ભવમાં કૃતકૃત્ય થઇને રહે છે. ગૃહસ્થાશ્રમનું ખરૂં સાર્થક્ય આ આત્મ મેળાપથીજ થઈ શકે છે અને આ સાધનાર દંપતી મનુષ્ય સમાન નથી પણ દેવ સમાનજ છે.

આત્મમેળાપ એટલે શું ? પોતાના આત્માને પોતાના સહકારી [1]આત્મા સાથે જોડવો. અને બંનેએ એક થવું. અર્થાત્ પરસ્પરે આત્માના ગુણ તરફજ દૃષ્ટિ રાખવી. અને આ પ્રમાણે જેઓ આત્માના ગુણ પ્રતિદૃષ્ટિ રાખે છે. તેમના ગૃહમાં કલેશનું દર્શન કોઇ દિવસ પણ થતું નથી. વળી એ ઉભયમાં આનંદ, તૃપ્તિ, ઈત્યાદિ બીજા અનેક દૈવી ભાવો પ્રકટી આવે છે. કેમકે આત્મતત્વ એ એક એવું તત્વ છે કે જે તેના પ્રતિ અથવા તેના ગુણ પ્રતિ પણ દૃષ્ટિ કરે છે તેઓ પોતાનામાં વિલક્ષણ રીતે અદ્ભુત્ સુધારાને પ્રકટાવી શકે છે. અને આવા દંપતીમાં કોઈ પણ પ્રકારનું ઓછાપણું રહેતું નથી.

પ્રિય દંપતી ? તમારા આત્માને એક બીજાથી એક કરો. દોષ દર્શનની ટેવ રાખ્યાને બદલે તમારા આત્મામાં

---

૧ પતિએ પત્ની સાથે અને પત્ની એ પતિ સાથે આત્માને જોડવો તેને સહકારી કહેવાય છે.

જે શુભ ગુણો છે તેના પ્રતિજ ધ્યાન રાખો, શુભના ઉપર ધ્યાન રાખનારનું હમેંશાં શુભજ થાય છે એ અધ્યાત્મ શાસ્ત્રના નિયમને અનુસરી તમારૂં પણ શુભજ થશે. તમારૂં એકજ કર્તવ્ય છે અને તે એજ છે કે પરસ્પરના આત્મા બહારથીજ જુદા છે પણ વસ્તુતા એકજ છે અને ઉભયના આત્મામાં દૈવી સદ્ગુણો રહેલા છે તેને જુઓ. આ પ્રમાણે જ્યારે તમે કરી શકશો ત્યારેજ આ તમારા ગૃહસ્થાશ્રમને સુખી બનાવી શકશો. આથી પરસ્પર જ્યારે મળવું થાય ત્યારે આ ગુણને જુઓ. આ ગુણને જોઇને સર્વ ક્રિયાઓ કરો તો તમે સર્વ રીતે ઐકયને પામશો.

હસ્તમેળાપ, નયનમેળાપ, વિચારમેળાપ વિગેરે સર્વનું આપણે ઉપર વર્ણન કરી ગયા છીએ. એ પાંચ પ્રકારના મેળાપ જ્યારે થાય છે ત્યારેજ ગૃહસ્થાશ્રમ તથા લગ્નની સાર્થકયતા થઈ શકે છે. હવે આપણે આ પ્રકરણના ઉપસંહારમાં પ્રસિદ્ધ બાબુ કેશવચંદ્રસેનના લગ્ન સંબંધમાં શું ઉદ્ગગાર છે તે જણાવી આ પ્રકરણની સમાપ્તિ કરીશું

**લગ્ન સંબંધી ઉદ્ગારો.**

" લગ્ન અથવા વિવાહ એ દૈવી સંબંધ છે એટલા માટે સઘળાઓએ તેને પવિત્ર ગણવો જોઈએ. જેઓ આ ગંભીર સંબંધને કેવળ સ્થૂલ માની લઇ માત્ર ઐહિક વ્યવહારીક સંબંધ પૂરતોજ ગણે છે તેઓ તેનું પૂર્ણ મહત્વ સમજતા નથી. લગ્ન એ કાંઈ

માત્ર શારીરિક સંબંધજ નથી, એ પણ આત્મિક સંબંધ છે. લગ્નની પ્રેમગાંઠ સાક્ષાત પરમેશ્વર પોતાને હાથેજ બાંધે છે. અને એક આત્માનો બીજા આત્માની સાથે પ્રેમ સંબંધ જોડે છે. તમારા શરીરમાં જીવ છે ત્યાં સુધી હમેશાં પરમાત્મા પાસે એ માગો કે હે પ્રભો! અમારો આ આત્મિક સંબંધ દિનપ્રતિદિન વધારે ને વધારે દઢ થતો જઈને આખરે અમે બંને ઐક્યાવસ્થામા રહીએ એવી કૃપા કરો, લગ્ન સંબંધ થયો એટલે વિવાહીત અવસ્થામાંના સુખની સીમા આવી રહી એમ કંઈ નથી પ્રેમ અને પવિત્રતા એ આત્માના બે ગુણો જે અવસ્થામાં સતત વૃધ્ધિ પામ્યાજ કરે એવી જે લગ્નાવસ્થા તેનો આ લગ્નથી કેવળ પ્રારંભ થાય છે એમજ સમજવાનું છે. આ સ્થુલલોકમાં સ્રી પુરૂષોનો વિવાહ–લગ્ન સંબંધ કદી પણ પૂર્ણ થઈ શકતો નથી. આખરે મરણ પછી પણ પતિ પત્નીના આત્માઓનું સાશ્વત ઐક્ય બનીને બંનેને એક બીજાના સમાગમનું અવિચ્છિન્ન સુખ પ્રાપ્ત થવાનું છે લગ્ન એ તો માત્ર તે સુખનું પહેલું પગથીઉં છે, એટલા માટે પતિ પત્ની એ આ આત્મિક ઐકય વધારવાનો સતત પ્રયત્ન કરવો. આ લોકમાં પતિ અને પત્ની એ બંને જુદી જુદી વ્યક્તિઓ દેખાય છે. તો પણ મૃત્યુ પછી એક બીજાના આત્માઓનું ઐકય થયા પછી તેમની વચ્ચેનો તમામ ભેદ નાશ પામશે. તેઓ બંને પૂર્ણ રીતે એક બનશે; તેમની વચ્ચે કોઈ પણ પ્રકારનો વિયોગ

કે અંતરાય રહેશે નહિ અને એજ ખરૂં લગ્ન છે, મુતલબ કે લગ્ન સંસ્કાર એ આત્મિક વિવાહનું ઉત્તમ દ્યોતક છે, એટલા માટે પતિ પત્નીએ એક બીજા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવો, શુધ્ધ પ્રેમ કરવો અને ઐહિક પારલૌકિક વિષયોમાં હમેશાં ઐકય ભાવથી હળીમળીને રહેવું એમ થયા વિના લગ્ન સફળ થતું નથી.

## प्रकरण ३ जाना सिद्धांतो.

१ सृष्टिना आरंभकाळथीज लग्ननी जरुरीयात स्वीकाराइ छे अने तेथी लग्न करवुं ए जरुरनु छे.

२ उत्तम प्रकारनुं शारीरिक बळ अने उत्तम प्रकारना बुद्धिबळ संपन्न स्त्री पुरुषनेज लग्न संबंधथी जोडावुं. शारीरिक बळ वगरना व्याधिथी दुबळा पडी गयेला तथा बुद्धिबळ वगरना अने मनुष्यत्वमां–पशुत्वनो अनुभव करनारे हमेंशा ए संबंधथी दूर रहेवुं.

३ लग्न वखते करवामां आवती प्रत्येक क्रिया कांइ बोधने आपनार होय छे आथी ए सघळी क्रियाना रहस्यने प्रथमथी जाणी लेवुं. केमके जेओ ए रहस्यने जाण्या सिवाय लग्न करे छे तेओना लग्न कोइ दिवस सुखदायी नीवडी शकतां नथी.



## પ્રકરણ ૪ થું.

**દાંપત્ય સ્નેહ.**

એક સુથાર બે પાટીઆં પડયાં હોય તેને ખીલા મારીને એક કરવાનો પ્રયત્ન કરે છે. તેથી જો કે તે પાટીયાં થોડા સમય સુધી એક થયેલાં આપણને જણાય છે પણ સમય જતાં જ્યારે તે પાટીયા ઉપર કાંઇ ભાર વીગેરે મૂકવામાં આવે છે ત્યારે તે પાછા ખીલાનું બંધન હોવા છતાં પણ જરા જરા છૂટાં થવા માંડે છે અને આખરે છૂટાં થઈ પણ જાય છે. આજ પ્રમાણે આપણા ગૃહસ્થાશ્રમની આધુનિક સ્થિતિ છે. લગ્ન વખતે વેદના મંત્રો રૂપી ખીલાવડે પતિ પત્ની બંનેને એક કરવામાં આવે છે પણ સમય જતાં કાંઈપણ વૈમનસ્યનું કારણ મળતાં તેઓના દિલ પરસ્પરથી ઉંચા થઇ જાય છે. આ પ્રમાણે થવાનું કારણ શું હશે તેનો વિચાર કરીને જોતાં જણાય છે કે આમ થવાનું કારણ કાંઈ અન્ય નથી. પણ પતિપત્નીમાં જે પૂર્ણ દાંપત્ય સ્નેહ હોવો જોઇએ તે હોતો નથી તેજ છે. અને આમ હોવાથી નવવિવાહિત દંપતીએ ઉભયમાં અપૂર્વ સ્નેહને વધારવો એ ખાસ તેમનું કર્તવ્ય છે.

એક અંગ્રેજ વિદ્વાન કવિ કહે છે કે **પ્રેમ એજ સ્વર્ગ છે.** અને આ પ્રેમ જે દંપતીના હૃદયમાં સદાકાળ નિવસી રહ્યા હોય છે તેઓજ ખરા ધન્યવાદને પાત્ર છે. કેમકે તેઓ ગૃહસ્થાશ્રમના એક આદર્શરૂપ છે. પતિ માટે

પત્નીને જેમ સ્વાભાવિક પ્રેમ હોવાની જરૂર છે તેટલીજ જંરૂર પતિએ પત્ની માટે પણ રાખવાની છે. **પ્રેમ વિનાનો ગૃહસ્થાશ્રમ એ યથાર્થ ગૃહસ્થાશ્રમ નથી પણ મનુષ્યને દુઃખમાં નાંખનાર એક દુઃખાશ્રમ છે.**

ગૃહસ્થાશ્રમમાં અનન્ય સ્નેહની જરૂર છે અને તે જરૂર આર્યલગ્નની ક્રિયાથી પણ સૂચવાઈ છે અને તે આ છે. લગ્ન પ્રસંગે स्थालिपाकपाशन्न નામની જે ક્રિયા થાય છે તેમાં વર પોતાની વધૂને કહે છે કે હું આજથી.

**प्राणैस्ते प्राणान्संदद्यामि ।**

તારા પ્રાણુ સાથે મારા પ્રાણને જોડું છું.

**अस्थिभिरस्थीनि ।**

તારા હાડકાં સાથે મારાં હાડકાં જોડું છું.

**मांसैर्म्मांसानि ।**

તારાં માંસ સાથે મારા માંસને જોડું છું.

**त्वचात्वचम् ।**

તારી ત્વચા સાથે મારી ત્વચા જોડું છું.

આ પ્રમાણે કહી પતિ પત્નીની સર્વ રીતે એક રૂપતા સૂચવાઇ છે. આ મંત્રનો ટુંકો ભાવાર્થ એજ છે કે હું **તને ચ્હાઉં છું.**

વિશ્વમાં એવો એક નિયમ છે કે જ્યારે છૂટા છૂટા પ્રયત્નો થાય તેનાં કરતાં સહકારી પ્રયત્ન થાય છે ત્યારે તે ઉત્તમ ફળને પ્રકટાવે છે, કેમકે સહકારી પ્રયત્નનું બળ

અદ્ભુત ઝામે છે. સારંગી વગાડવા માટે આપણને ઈચ્છા થાય અને આપણે સારંગી વગાડવા બેસીએ તો પ્રથમ આપણે એકજ કર્તવ્ય કરવાની જરૂર રહે છે અને તે કર્તવ્ય તે સારંગીના તારોને બરાબર એક કરવાનું છે. કેમકે જો આ તાર બરાબર એક થયેલાં હોતા નથી તો સારંગી વગાડી શકાતી નથી. આજ પ્રમાણે આપણાં લગ્નના સંબંધમાં છે. માત્ર મંત્રો ભણીને લગ્ન કર્યાં એટલેજ તેનું ઉત્તમ ફળ આવતું નથી પણ જ્યારે લગ્નથી જોડાનાર દંપતીમાં અપૂર્વ સ્નેહ હોય છે ત્યારેજ ફળ ઉત્તમ આવે છે. અને તેથી લગ્નથી જેમના અણુ એકત્વને પામ્યાં નથી અરે જેમનામાં સ્નેહ પ્રકટયો નથી તે લગ્ન નથી પણ માત્ર ઉપર ઉપરની દેખાડવા માત્રની ક્રિયા છે. એ સુથારવડે પાટીઆ છૂટાં હોવા છતાં ખીલા મારીને એક કરવાના પ્રયત્ન જેવો પ્રયત્ન છે. એ પૂર્ણિમાની મનહર રાત્રિને બદલે કાળી અમાવાસ્યા છે. કોયલના મીઠા સ્વરને બદલે એ કાગડાનો કર્કશ કાનને અપ્રિય લાગે તેવો સ્વર છે. આપણાં લગ્નનો હેતુ એક બીજાથી એક થવાનો છે. અપૂર્વ સ્નેહને વધારવાનો છે. અને તેથીજ આપણાં આર્ય ગૃહ સંસારની બીજા કરતાં ઉત્તમતા સિદ્ધ થઈ શકે છે.

ખ્રીસ્તીધર્મમાં પણ આપણા લગ્નને અનુરૂપ કેટલીક ક્રિયાઓ હોય છે. તેમાં પરસ્પર એકત્વને વધારનાર સ્નેહ પણ મુખ્ય છે.

સારામાં અને માઠામાં, તન્દુરસ્તી અને માંદગીમાં સુખમાં અને દુઃખમાં એ રીતે સર્વ રીતે પત્નીએ પતિથી એક થવાનું છે. અને પતિએ પત્નીથી એક થવાનું છે. અને આ પ્રમાણે લગ્નની ક્રિયા એ ધર્મના અનુયાયી પણ અતિ પવિત્રતાવાળી અને એકત્વપણાની ગ્રંથી સૂચવવા રૂપ માને છે. પરંતુ હાલમાં આ બાબતને વિસરી પરસ્પર જુદાપણાના બી રોપાઇ ચૂકેલાં તે પ્રજામા જોવામા આવે છે. બી રોપાઈ ચૂક્યાં છે એટલેથી બસ નથી પણ સંખ્યાબંધ છૂટા છેડાના દાવા એ બીમાંથી થએલાં વૃક્ષના ફળરૂપ છે. ઉત્તમ પ્રકારનો ગૃહસ્થાશ્રમ ચલાવવાને માટે આ દાંપત્ય સ્નેહની જરૂર છે એ હવે આપણે નિર્વેદવાદ રીતે સિદ્ધ કરી શકીએ તેમ છીએ. કેમકે જ્યારે એ દાંપત્ય સ્નેહ હોય છે ત્યારેજ તેઓમાં પરસ્પર આનંદગ્રંથી બંધાય છે. ભવભૂતિ પણ જણાવે છે કે—

अंतःकरणतत्वस्य दंपत्यो स्नेहसंश्रयात् ।
आनंदग्रंथिरेको ऽयमपत्यामोति बध्यते ॥

પતિ અને પત્ની ભિન્નદલમાં વહેંચાયલા હોય છે. તે જ્યારે સ્નેહબલથી સંયુક્ત થાય છે—જોડાય છે. ત્યારે તેના સારભુત તત્વની આનંદગ્રંથી બંધાય છે. આ આનંદના સંપુટને સપત્ય કહેવામાં આવે છે.

દંપતી જ્યારે પરસ્પર સ્નેહસંબંધથી જોડાય છે ત્યારે પુરૂષમાં રહેલું તત્વ પોતાના કર્મવડે—તપવડે પત્નીના મળને

બાળી નાંખે છે. અને પત્નીમાં રહેલું તત્વ સર્વાત્મભાવના અર્પણવડે અર્થાત્ પરાભક્તિવડે પુરૂષને પૂર્ણ કરે છે. અહા! સ્નેહ સંબંધથી જોડાવામાં કેટલું બધું સામર્થ્ય છે. બ્રહુદારણ્યકઉપનિષદ્‌માં પણ પ્રથમ અધ્યાયના પાંચમા શ્લોકમાં આ દંપતીની ઉપકાર પ્રતિઉપકાર રૂપ સંપત્તિને **તપ** અને **મેધા** સંજ્ઞાથી વર્ણવી છે. તપની અર્થાત્ કર્મની પરાકાષ્ઠા પુરૂષ સિદ્ધ કરી શકે છે. અને મેધા–રહસ્ય વિદ્યાની ઉપાસના સ્ત્રી સિદ્ધ કરી શકે છે. અને આ ઉભયના સંયુક્ત બળથી અર્થાત્ કર્મ અને ઉપાસનાના સહકારી બલથી દંપતીનો સંસાર સર્વ રીતે સુખમાં વ્યતિત થઈ શકે છે.

પતિએ પત્નીથી અને પત્નીએ પતિથી કેવી રીતે એકરૂપતાને પામવાનું છે. તેના દૃષ્ટાંત આપણાં પૌરાણિક ગ્રંથો જોતાં પણ મળી આવે તેમ છે અત્ર એક બે ઉદાહરણ આપી આ વાતની વિશેષ સમજુતી આપવી યોગ્યધારી છે.

નળ અને દમયંતીના ચરિત્ર ઉપર દૃષ્ટિ કરો. નળરાજામાં કળિયુગનો પ્રવેશ થવાથી દ્યુત રમ્યા અને તેમાં હારી જવાથી તેમને વનવાસ જવું પડયું આ વખત દમયંતીને પોતાની સાથે આવવાની નળરાજાએ ના પાડી ત્યારે દમયંતી તેમની સાથે આવવા આગ્રહપૂર્વક તૈયાર થઈ હતી. અને જણાવ્યું હતું કે હું આપનુંજ અર્ધસ્વરૂપ છું તેથી કલ્પાંતે પણ હું આપનાથી છૂટી પડવાની નથી આમ જણાવી વનમાં ગઈ હતી. વનમાં ગયા પછી નળરાજા માછલાં પકડવા જતાં

તેમનું વસ્ત્ર બગલાઓ લઇ ગયા હતા તે વખતે પોતાની પત્નીનું અર્ધું વસ્ત્ર તેમણે પરિધાન કર્યું હતું. ત્યાર બાદ અર્ધી રાત્રિએ પોતાની પત્નીનો કળીયુગના પ્રભાવે ત્યાગ કરી નળરાજા ચાલ્યા ગયા હતા અને પછીથી જાગી ઉઠતાં દમયંતીએ પોતાના પ્રાણેશને ન જોતાં જે વિહ્વળતા અનુભવી હતી. તેનું વર્ણન કરવા જતા પૂર્વે સ્મરણ માત્રથીજ આંખમાં આંસુ આવે છે. કવિ પ્રેમાનંદ આ પ્રસંગનું વર્ણન કરતાં લખે છે કે–

### રામગ્રી.

વૈદર્ભિ વનમાં વલવલે, અંધારી રાત્ય,
ભામિનિ ભય પામી ઘણું એકલડી જાત્ય;
રસનાયે નામ દે નળ તણું જાપ જપતિ જાય.
શુધ્ય નથીરે શરીરની, ભાંગે કાંટા પાય;
\+ + + + +
ભૂલી ભમે છે ભામિની નૈષધનાથની નાર,
હો નળ! હો નળ? બોલતી ભિમક રાજકુમાર
ધોવાયું કાજળ આંસુએ વેદનાએ વ્યાકુળ,
અરધ ઉઘાડી દેહડી; નાથે ફાડયું પટકૂળ;
એવે દીઠો એક ચીતરો, ધરી ધીર ઉલટ,
પૂછી બાળ ભૂપાળની, તારા સરખી છે કટ;
શાર્દુલ દીઠો વનમાં, વૈદર્ભિ પૂછે વહાલ,
નૈષધ દેશી વાટે મળ્યા, તારા સરખી છે ચાલ;

પૂછ્યું ઉંચા [1]દ્રુમને તારી ગગને ગઈ ડાળ.
તરૂપતિ જો મારી વતિ, કહીં દીસે ભૂપાળ+
ઉત્તર દ્રુમ આપે નહિ, તેમ રાણી રોય.
પુણ્ય શ્લોકે મને પરહરિ, શત્રુ થયું સઉ કોય;

આ સર્વ પંક્તિમાં નળરાજા પ્રત્યે દમયંતીની પતિભક્તિ કેટલી હતી તે સ્પષ્ટ રીતે સમજી શકાય છે. પતિપ્રેમથી રંગાઇ ગએલ પતિવ્રતા પતિના વિયોગકાળે કેવી સ્થિતિ પામે છે તેનો ખરેખરો ભાવ ઉક્ત કવિતામાં સમાયલો છે. વનમાં ભૂલી પડતાં કાંટા વીગેરે વાગતાં. અને ત્રણ ત્રણ દિવસના ઉપવાસ છતાં પણ એ સતિ પોતાના હૃદયેશ્વરનું નામ રસનાથી વિસારતી નથી. અહો કેટલો બધો પ્રેમ ? કેટલી બધી સ્વામી ભક્તિ ? વિયોગથી વ્યાકુળ બનેલી પ્રમદાએ આખરે ગાંડી જેવી બની જઈ સિંહ, વાઘ, વીગેરેને પોતાના પતિના સમાચાર પૂછ્યા છે. અરે તેનાથી પણ અધિક તેણે વૃક્ષને પણ નળરાજાની ભાળ પૂછી છે, અને જ્યારે કોઇ ઉત્તર આપતું નથી ત્યારે પોતે જણાવે છે કે **'પુણ્ય શ્લોકે મને પરહરિ શત્રુ થયું સઉ કોય'** અર્થાત્ મારા સ્વામીએ મારો ત્યાગ કર્યો છે તેથીં હવે મારા સર્વ શત્રુ થયા છે. ખરેખર ? આ સત્યજ વચન છે. કેમકે **સ્ત્રીનું માન સર્વ પતિમાંજ છે. પતિ જેનો ત્યાગ કરે છે તેની વિશ્વ પણ અવગણનાજ કરે છે.**

---

૧ વૃક્ષ. + સામેનું ચિત્ર જુઓ.




दमयंती.

પૂછ્યું ઉંચા દ્રુમને, તારી ગગને ગઈ ડાળ:
તરૂપતિ જો મારી વતી, કાંહીં દીસે ભૂપાળ. ( પૃષ્ઠ ૬૦. )

लक्ष्मी आर्ट, मायखला, मुंबई.

દમયંતીના આખ્યાનમાં પદે પદે દમયંતીનો નળ રાજા પ્રત્યેનો પ્રેમ ઉભરાઈ જાય છે. જેવો દમયંતી પ્રેમ રાખતી તેવોજ નળરાજા પણ રાખતા હતા પરંતુ તેમનામાં કળીયુગનો પ્રવેશ થવાથીજ તેમણે તેનો ત્યાગ કર્યો.

હવે આપણે દાંપત્ય સ્નેહ સંબંધમાં બીજું દ્રષ્ટાંત વિચારીએ તો તે **અજ** રાજાનું છે. પોતાની પત્નીના મરણ કાળે તેણે જે ઉદ્દગાર કાઢયા છે તેમાં તેનો ભાવ તેનો નિર્મલ સ્નેહ દર્શાઈ આવ્યા શિવાય રહેતો નથી. **અજરાજા** જણાવે છે કે.

"મૃદુ પલ્લવ પુષ્પ સેજમાં, ખુંચતા કોમળ અંગ તાહરે;
કયમ અગ્નિ તું શાંખશે અરે ? વદ વામોરૂ ? સુતા ચિતા વિષે.
સુતી દેખી ફરી ન ઉઠવા, સખી એકાન્તની તારી મેખલા;
ગતિ તા'રી વિલાસી તૂટતાં થઈ નિઃશબ્દ વિરામી સાથ હા !
થઈ ઉત્સુક સ્વર્ગમાં જતાં, મુજ અર્થે ગુણ આમ તેં ધર્યાઃ
વિરહે ભર્યું દુઃખ ભારથી, મન ધારી શકશે ન તે પ્રિયા.

**अजविलाप.**

આ પ્રમાણે વર્ણન કરી પોતાને થતા દુઃખથી વ્યાકુળ બની જાય છે અને ખરેખરા સ્નેહને પ્રકટ કરે છે.

ત્રીજું દ્રષ્ટાંત **રામચંદ્રજીનું** છે, **રામચંદ્રજી** જે વખતે પોતાની સાવકી માતાની આજ્ઞાથી વનમાં જવા તૈયાર થયા ત્યારે **સીતાની** રજા માગવા જતાં **સીતાને** તેમણે જણાવ્યું હતું કે મારે પિતાની આજ્ઞાથી વનમાં જવું છે માટે તમે

તમારા પિતાને ઘેર જાઓ, ત્યારે **સીતાએ** શું કહ્યું હતું ! **હે ! પુરૂષોમાં ઉત્તમ રામ ? તમારાં આ વાકયો સાંભળીને મને ઘણુંજ આશ્ચર્ય થાય છે ?** મારા પિતાએ મારો હાથ તમારા હાથમાં આપ્યો ત્યારથીજ હું આપની થઇ ચૂકી છું અને આપ પણ મારા થયા છો આ બાબત આપણે ઉભયે પ્રતિજ્ઞા પણ લીધી છે તેને વિસારીને આપ શું બોલ્યા ? કરેલી પ્રતિજ્ઞાને ભૂલી જનાર આપના વિષે જ્યારે આપ વનમાં જશો અને મને મારા પિતાને ઘેર મોકલશો ત્યારે મારા પિતા શું અભિપ્રાય બાંધશે ? **અમારે સ્ત્રીઓને તો સર્વસ્વ પતિજ છે.** શાસ્ત્રમાં કહ્યું છે કે—

**नपिता नात्मजो वात्मा नमाता न सखी जन ।**

**इह प्रेत्यच नारीणां पतिरेको गति सदा ॥**

અર્થાત્ પિતા, પુત્ર, આત્મા, માતા, સખી ઈત્યાદિ કોઈપણ સ્ત્રીનું સત્ય સંબંધી નથી પણ સ્ત્રીને તો તેના પતિ એજ એક ઈષ્ટ દેવ છે. આમ જણાવી **સીતા** પોતાના જીવનદાતાને આલીંગી પોતાને સાથે લઈ જવાનું કહે છે. (જુઓ ચિત્ર) અને મધુર શબ્દોથી જણાવે છે કે

**પદ.** ( મને વૃજવાસ છે વહાલો, એ લય )

સ્વામી તમ સાથમાં આવું, કદી જુદી નહિ થાઉં રે;
હસ્તગૃહી અર્ધાંગના જયારથી, થઇ હું પ્રીતમઆપ,
ત્યારથી અળગી થઇ નથી તો, કેમ સહુ વિરહનો તાપ;
જરી પણ દૂર ન જાઉં, સ્વામી તમ સાથમાં આવું રે;



सीता.

સ્વામી તમ સાથમાં આવું, કદી જુદી નહિ થાઉંરે.

( पृष्ठ ६२. )

लक्ष्मी आर्ट भायखला मुंबई.

સાથે કદી લેશો ન પ્રીતમ તો, નક્કી આ મારો દેહ,
રહેશે નહિ ઘડી એક કદી પણ, માનજો નિઃસંદેહ.
વિખુટી હું નવ થાઉં, સ્વામી તમ સાથમાં આવું રે;
પહેરીશ વલકલના હું વસ્ત્રો, ચાલીશ હું વનમાંજ,
સેવા કરી હું ચરણ તળાંસીસ, રહી પ્રસન્નતામાંજ.
હાવે અન્ય કાંઇ ન જાઉં રે, સ્વામી તમ સાથમાં આવું રે;

—अंतरना पुष्पो +

આ પ્રમાણે જણાવી પછી સીતા બોલે છે કે હે મારા શ્રેયસ પ્રેયસના માર્ગના સાથી સ્વામીન ? તમે ગમે તેમ કરો તો પણ હું તો આપની સાથેજ આવીશ. હું તમારાથી કોઈ દિવસ વિખૂટી થઈ નથી અને હવે પછી પણ થવાની નથી. પાણીથી જેમ માછલી છૂટી થઈ શકતી નથી અને થાય છે તો જેમ ક્ષણવારમાં પોતાના પ્રાણને છોડી દે છે. તેમ હું પણ આપની માછલીરૂપ છું અને આપ પાણી છો. તો હવે હું આપનાથી છૂટી શી રીતે થાઉં ? આગળ વધીને જણાવું તો હે રઘુકુળભુષણ રામ ? હું આપની છાયા છું અને પોતાની છાયા પોતાનાથી દૂર

---

+ વિવિધ વિષયો ઉપર લખાએલ એક કવિતા-તેને અનુસાર એક ચિત્ર અને તેની તથા કવિતાની સંપૂર્ણ ટીકાઓથી ભરપુર અમારા તરફથી બહાર પડેલું તદન નવીન પુસ્તક મૂલ્ય રૂા ૧-૪-૦ પોસ્ટેજ ૦-૨-૦

ચંદ્રપ્રકાશ ઓફીસ સુરત.

થએલી કદી જણાય છે ? ના ત્યારે હું આપની અર્ધાંગના આપનાથી છૂટી શી રીતે થઈ શકું ! હે જીવનદાતા ? આપ મારા માળી છો, અને હું આપની પ્રિયવાડી છું. આપ દીપક છો, તો હું પ્રેમે જઇને તેમાં ઝંપલાવનાર પતંગીયું છું. આપ વૃક્ષ છો, તો હું તેના ઉપર અભેદભાવથી વિંટાઈ જનાર કોમળ વેલી છું. આપ સરોવરના ઘાટ–ઓવારા રૂપ છો, તો હું તેની માટી છું. આપ વર્ષારૂપ છો, તો હું વિજળી છું. ટુંકમાં આપ જે રૂપ છો તે રૂપ હું પણ છું. આપણે બંને એક છીએ અને તે જુદાં થનાર નથી. કદી અચળ રૂપે રહેલો ધ્રુવનો તારો ચળતાને પામશે, કદી નેવના પાણી મોભ ઉપર ચઢી જશે, કદી સત્યવાન પુરૂષ પોતાની સત્યતાને ત્યાગશે, અને કદી સમુદ્ર પોતાની મર્યાદા છોડીને આખા વિશ્વને ડુબાવી દેવા તૈયાર થશે તો પણ હું આપના પ્રત્યેના મારા પ્રેમને કોઈ દિવસ પણ ઓછો કરીશ નહિ, કેમકે મારૂં સર્વસ્વ આપજ છો. ભર સમુદ્રે વહાણ જેમ તેના સુકાનીના હાથમાંજ રહે છે. તેમ **અમારે સ્ત્રી રૂપ વહાણના સુકાની** પતિજ છે. મેં તો મારા મન સાથે નક્કી કરેલું છે કે.

**स्वर्गेऽपि विनावासो भवितायदि राघव ।**

**त्वयाविना: नरव्याघ्र नाहंतदपि सेवये ॥**

**અર્થાત્**—આપના વિના મને સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય તો તે મારે મનથી સ્વર્ગ લોક નથી પણ નર્ક છે, તે

સુવર્ણુ નથી. પણુ કથિર છે. તે ઉચ્ચ ઉન્નતિના શિખર ઉપર લઈ જનાર નથી, પણુ અવનતિના ખાડામાં નાંખનાર છે. તે રત્ન રૂપ નથી, પણુ ખોટા કાચના કટકા રૂપ છે. તે દેવ લોક નથી, પણુ અસુર લોક છે. મતલબ કે કદાચ એ સર્વ લોક સારા હોય તો પણુ આપ ત્યાં ન હો તો મારે મનથી તો એવાજ છે. અને આનાથી ઉલટું જ્યાં આપનો વાસ છે ત્યાં ગમે તેટલું દુઃખ હોવા છતાં ગમે તેટલી પ્રતિકૂળતા નહિ પણુ અનુકૂળતાજ છે.

ભગવતી સતી **સી**તાનો **રામચંદ્ર** ઉપર કેવો અપૂર્વ સ્નેહ હતો તે આટલા સંક્ષિપ્ત વિવેચનથી આપણુને સમજી શકાય છે. સતી **સી**તાનો જેવો **રામચંદ્ર** ઉપર સ્નેહ હતો તેવોજ સ્નેહ **રામચંદ્ર**નો સતી **સી**તા ઉપર હતો. અને તે જ્યારે **રાવણુ** દ્વારા **સી**તાજીનું હરણુ થયું હતું ત્યાં **રામચંદ્ર**જીની કેવી અવસ્થા થઈ હતી તેનું વર્ણુન રામાયણુમાંથી વાંચતાં સમજી શકાય છે. આ પ્રસંગનું વર્ણુન કરતાં મહાત્મા તુળસીદાસજીકૃત રામાયણુ ઉપરથી ગુજરાતી અનુવાદ કરેલા પુસ્તકમાં લખવામાં આવ્યું છે કે—

" હે ખગ મૃગ મધુકર મધુકરી દીઠી તમે કંઇ સીતા સુંદરી,
કુરંગ નયની એ કામની, હાય તજ્યો મને ગજ ગામની;
પ્રગટ ઝટ થા હે પ્રેમદા, વેઠાય ના મુજથી વિપદા,
ખંજન મૃગ શુક મીન ચંચળા, ભૃંગ કપોત પ્રવીણ કોકિલા,
વેગે પ્રગટ કેમ થાતી નથી, કામની કેટલું કહું કથી;
ફણિધર હીન મણિ દીન દીસે, વારિ વીના મિન ભૂવિષે.

આ પ્રમાણે પોતાની વિરહવ્યથા જણાવી સતી **સીતા** ઉપરનો પોતાનો કેવો પ્રેમ હતો તેનો ચિતાર આપ્યો છે. આ સ્થળે કોઈને શંકા થશે કે **રામચંદ્ર** સાક્ષાત **પરમા**-ત્માના અવતાર હતા. અને 'તેમને સર્વ જ્ઞાત હતું', ત્યારે આવું સામાન્ય પ્રકારના મનુષ્ય જેવું વર્તન રાખવાની જરૂર તેમને શી ? પણ તેના સમાધાનમાં જણાવવાનું કે પોતે પરમાત્માસ્વરૂપ હતા, પણ મનુષ્યાવતાર ધારણ કરેલો હોવાથી તેમને પોતાની લીલા તેને અનુરૂપ કરીને જનસ-માજને બતાવી આપવું જોઇએ કે દાંપત્યસ્નેહ આ પ્રકારનો હોય છે. અને આથી **રામચંદ્રજીએ** આપણા ઉપર કૃપા કરીને જ આ દાંપત્યસ્નેહનું સ્વરૂપ પોતાના દ્રષ્ટાંતથી સમ-જાવી આપ્યું છે.

અમુક રાજ્યમાં એક કાયદો હોય કે ચોરી કરે તેને સજા કરવી. હવે આ કાયદો જે રાજાએ બહાર પાડયો હોય તે પોતાના રાજ્યમાં વસતા સર્વ મનુષ્યને એક સરખી રીતેજ લાગુ પાડે છે. અને આમ હોવાથી પછી જે ચોરી કરે કાંતો પછી તે રાજાનો ભાઈ હોય કે પુત્ર હોય તો પણ તેણે ગુન્હો કરેલો હોવાથી તે રાજા દ્વારા સજા થવાને યોગ્યજ છે. કેમકે **ન્યાયમાં પક્ષપાત થતો નથી** અને આ પોતાનો છે તેને છોડી દઉં અને આ પારકો છે તેને સજા કરૂં એવું રખાતું નથી. કેમકે જો એમ થાય છે તો પછી તે રાજ્ય સત્તાનો મોભો બિલકુલ રહેતો નથી. અને

આમ હોવાથી જે કાયદો બધાને એક સરખી રીતે લાગુ પડે છે તેમ પરમાત્માએ અવતાર ધારણ કર્યો હોય તો પોતાનો જે અવતાર હોય તેને અનુરૂપ પ્રવૃત્તિ કરવીજ પડે છે. કેમકે તેમાંજ પ્રભુની પ્રભુતા સમાયલી છે. આથી રામચંદ્રજીએ પણ પોતે મનુષ્યાવતારી હોવાને લીધે મનુષ્યના ધર્મને પાળવાજ જોઇએ. એટલુંજ નહિ પણ પોતાના દ્રષ્ટાંતથી જગત્‌ને ઉત્તમ પ્રકારનો બોધ આપવો જોઇએ. અને રામાયણનું અવલોકન કરતાં તેવો બોધ તેમણે પ્રજાને અનેક પ્રસંગોએ આપ્યો છે એમ જણાઈ આવ્યા શિવાય રહેતું નથી.

સતી દમયંતીએ જેવો સ્નેહ નળરાજા પ્રતિ રાખ્યો હતો અને નળરાજાએ પોતાનો કળિ પ્રભાવ દૂર થતાં જેવો સ્નેહ દમયંતી ઉપર રાખ્યો હતો તેમજ રામચંદ્ર અને સીતાનો જેવો સ્નેહ હતો તેવો સ્નેહ આપણા પ્રત્યેક દંપતીમાં થવાની જરૂર છે. અને હવે એ સ્નેહને શી રીતે વધારવો તેના કેટલાક કારણો જણાવી આ પ્રકરણને સમાપ્ત કરવાનું ઉચિત ધારીએ છીએ.

**સ્નેહ શાથી વધી શકે ?**

લગ્ન વખત આપણે પ્રત્યેક યુગલને જોઈશું તો તેમનામાં જો તેઓ યથાર્થ લગ્નના રહસ્યને સમજી શકે તેવાં થયાં હશે તો સ્નેહની લાગણી બંધાઇ હશે. હવે આ સ્નેહને ટકાવી રાખવાને તથા

તેને અધિક અધિક દૃઢ કરવાનોજ તે યુગલે લગ્ન પ છી પણ પ્રયત્ન કરવાની જરૂર છે.

પતિ એ પત્નીને સર્વ રીતે રાજી રાખી તેને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવું જોઈએ. અર્થાત્ ઉત્તમ ઉત્તમ પુસ્તકોમાંથી સાર ખેંચી પત્નીને તેની શું ફરજ છે તે સમજાવવી જોઈએ પત્નીને દુઃખ થાય એવી કૃતિ બિલકુલ ન રાખવી તેમજ પત્નીએ પણ પતિમાં દોષદર્શનની ટેવ ન રાખવી જોઇએ અને બંનેએ હળીમળીને રહેવું જોઈએ કદાચ કોઈ વખત બેમાંથી કોઈને કાંઈ બાબત શંકા થાય તો તે મનમાંને મનમાં ન રાખી એક બિજાને નિવેદન કરવી જોઈએ. કેમકે કેટલીક વખત એવા નજીવા કામને લીધે પરસ્પર વૈમનસ્ય પ્રકટે છે અને તે દિવસે દિવસે દૃઢ થતું જાય છે. પોતાના પતિને માટે કોઈ મનુષ્ય અથવા સ્ત્રી નઠારો અભિપ્રાય દર્શાવે તો તે ખરોજ છે એવું માની બેસવું ન જોઇએ. તેમજ સ્ત્રીને માટે કોઇ તેના પતિની આગળ નઠારી વાત કરે તો તે પણ પતિએ ખરી ન માનવી જોઇએ અને તેને માટે ચોક્કસ તપાસ કરવી જોઈએ. ઘણી વખત નજરે જોએલી વાત પણ ખોટી પડે છે માટે આ બાબત કાચા કાનના થઈ કલેશ અથવા કંકાસ ઉભો કરવો ન જોઇએ અમુક મનુષ્યને માટે અમુક વાત કોઈ જણાવે તેના ઉપર બિલકુલ વિચાર ન કરી કેવળ સ્વતંત્રમત બાંધવાથી ઘણી વખત ખરાબ પરિણામ પ્રકટેલાં છે. દંપતીમાં સાચા સ્નેહને

પ્રકટાવવાને આપણા આર્યલગ્ન ઉદ્‌ઘોષ કરીને કહે છે. તેની પ્રત્યેક ક્રિયામાં તેમજ પ્રત્યેક મંત્રોમાં જ્યાં ત્યાં સ્નેહને વધારવા માટેનાજ ભાવાર્થો આપેલા છે. કેમકે **જ્યાં સ્નેહ છે, ત્યાંજ સુખી ગૃહસ્થાશ્રમ છે.** વર્તમાનકાળના ગૃહસ્થાશ્રમની સ્થિતિ તદ્દન જુદા પ્રકારનીજ થઈ ગએલી છે અને હાલ સ્નેહને બદલે જ્યાં ત્યાં મારામારી અને ફૂટા છેડાનીજ વાત થઇ રહી છે. ખરેખર અજ્ઞાન એ મનુષ્યને કયા અવનતિના રસ્તામાં નથી નાંખતું ? સર્વ ખાડામાં નાંખે છે અને આથીજ તેનો ત્યાગ કરી મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત કરવાની તથા સ્નેહને વધારવાની જરૂર છે.

સ્નેહ ઘટવામાં એક કારણ તરીકે એ પણ ગણી શકાય છે કે પતિ પત્ની ઉભયના કામોમાં એક બીજા તરફથી ભૂલો જોવાથી અને આ ભૂલો જોતાં જોતાં આખરે એક બીજા પ્રતિ અણગમો થઇ તેના માટે વિરોધી વિચાર બંધાવો. આ પ્રમાણે હોવાથી આ રીતનો પ્રત્યેક દંપતીએ અવશ્ય કરીને ત્યાગ કરવાની જરૂર છે. વસ્તુતઃ જોતાં ભૂલને પાત્ર તો સર્વજ હોય છે. મોટી મોટી શોધ ખોળને કરનારા વિદ્વાનો પણ શરૂઆતમાં ભૂલ સ્વલ્પાંશે પણ કરતાજ હતા. આથી ગૃહ વ્યવહારમાં કદાચ કોઈ ભૂલને પાત્ર થાય તો તે પ્રતિ ઉપેક્ષા કરી તે ભૂલને સુધારવાને માટે ઘટતા ઉપાયો લેવા જોઈએ. આ ઉપર જણાવેલા કારણ શિવાય પણ એક કારણ સ્નેહ ન વધવાનું છે અને તે અન્ય નહિ પણ સ્ત્રી એક દાસી સમાન છે અને

તે ગુલામડી થવાનેજ લાયક છે એવું માનવાનું ઘણા મનુષ્યોના અંતઃકરણમાં દૃઢ થઈ ગયું હોય છે તે છે. પણ સ્ત્રીઓને માટે આવું ધારવું એ તદ્દન ભૂલ ભરેલું છે. અને તેની ખાત્રી આ પુસ્તકનું હવે પછીનું પ્રકરણ વાંચતા સુજ્ઞ વાંચકોને થયા વગર રહેશે નહિ.

---

## प्रकरण ४ थाना सिद्धांतो.

१ गृहस्थाश्रमने संपूर्ण सुखमां चलाववाने माटे उत्तम प्रकारना दांपत्य स्नेहनी जरुर छे अने तेथी ते स्नेहने प्रकटाववो.

२ नळ दमयंती अने रामचंद्र तथा सीतानां परस्परमां जेवो प्रेम हतो तेवा अपूर्व प्रेमने प्रत्येक दंपतीए धारण करवो.

३ अमुक मनुष्यना संबंधमां अमुकना तरफथी कांइ सारुं अथवा नठारुं कहेवामां आवे तेनी तुलना करीनेज पछी योग्यायोग्य अभिप्राय बांधवो.



## પ્રકરણ ૫ મું.



આધુનિકકાળના કેટલાક મનુષ્યોને જો આપણે સ્ત્રીઓના સંબંધમાં અભિપ્રાય પૂછીશું તો તેઓ જણાવશે કે ઘરનું કામકાજ કરનારી, પોતાની વિષયવાસનાને તૃપ્ત કરનારી, ઘરમાં રાંધીને ખવડાવનારી વીગેરે જણાવી સ્ત્રીઓ જાણે બહુજ અધમ પંક્તિની હોય તેવો અભિપ્રાય દર્શાવશે. વળી આ સ્થળે જણાવવું પડે છે કે કેટલાક નવલકથાકારો પણ પોતાની નવલકથામાં સ્ત્રીને આ પ્રમાણે ગુલામડી જેવી હાલતની જાણે તે કેમ ન હોય તેમ ચિતરે છે.

**સ્ત્રી તદન હલકી છે એ માનવું ભૂલ ભરેલું છે.**

પણ આ માનવું તદન ભૂલ ભરેલું છે. ઘરનું કામકાજ કરનાર તરીકેજ જો સ્ત્રીની જરૂર જણાતી હોય તો તે એક ત્રણ અથવા ચાર રૂપૈઆના પગારવાળી મજુરણ સ્ત્રી પણ તે કરી શકતં અને તેનાથી ચલાવી લેવાત વિષયવાસનાને તૃપ્ત કરવાના સાધનરૂપજ જો તે ગણાતી હોય તો તેવા સાધન તો ગણિકાઓ પણ છે. ઘરમાં રાંધીને ખવડાવનારના સાધન તરીકે જો તે ગણાતી હોય તો તે એક રસોઇઓ રાખીને પણ ચલાવી લેવાય છે. પણ આમ નથી. સ્ત્રીઓની મહત્તા કાંઈ આટલી ગણાતી નથી. પણ વિદ્વાન પુરૂષ દ્વારા પોતાના સુખે સુખી અને દુઃખે દુઃખી થનાર એક

દેવી તરીકે સ્ત્રી ગણાય છે. બળ્યા જળ્યા બહારથી આવ્યો હોઇએ તેને પ્રિય શબ્દોથી તથા પોતાના પ્રસન્ન મુખારવિંદથી હસાવી દેનાર તરીકે સ્ત્રી ગણાય છે. જીવનની પ્રગતિના રથના દ્વિતીય પૈડાંરૂપ સ્ત્રી ગણાય છે. પોતાના ઘરની અધિષ્ઠાત્રી તરીકે સ્ત્રી ગણાય છે. અને આ શિવાય પોતાના એક અર્ધા અંગ તરીકે સ્ત્રી ગણાય છે.

સ્ત્રીઓની મહત્તા જેટલી વર્ણવીએ તેટલી ઓછીજ છે. તથાપિ સ્વલ્પાંશે અત્ર તેનું થોડું વિવેચન કરવું યોગ્ય ધારીએ છીએ. પ્રથમ **મનુ** ભગવાન કહે છે કે—

**સ્ત્રીઓ માટે વિદ્વાનોના મતો.**

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता ।**

**यत्रै तास्तु न पूजयन्ते सर्वा सत्राकलाः क्रिया ॥**

જ્યાં નારીઓનું પૂજન થાય છે. અર્થાત્ જ્યાં સ્ત્રીઓને માન અપાય છે ત્યાં દેવતાઓ રમણ કરે છે. અને જ્યાં તેમનું અપમાન થાય છે. ત્યાં સર્વ પ્રયત્નો ફોગટ–વ્યર્થ જાય છે.

કવિ **સામળભટ** પણ પોતાના એક છપ્પામાં જણાવે છે કે–

માનની મોટે મૂલ્ય, મહામાયાએ મોટી.
જિતવા ઇચ્છે જેહ, તેહની ખાંતજ ખોટી;
સ્વર્ગમૃત્યુ પાતાળ, ભેદ ભારત જે ભણીયા.
ઉંચ નીચને અમીર, સર્વ યુવતીએ જણીયા,
**સ્ત્રી ખરા રત્નની ખાણ** છે, મોટા પુરૂષથી પ્રીછજો;
સઉ શાસ્ત્ર સાક્ષી સામળ કહે, અંતરમાં સઉ ઇચ્છજો.

આ શિવાય બીજા કેટલાક વિદ્વાનો સ્ત્રીઓના સંબંધમાં નીચે પ્રમાણે અભિપ્રાય જણાવે છે.

—સ્ત્રીએ પુરૂષને સભ્યતા શિખવનાર એક ગુરૂ છે.

( Fordoyas )

—સદ્ગુણી સ્ત્રી એ જગત્માં સર્વ વસ્તુમાં એક રમણીય વસ્તુછે.

( hent )

—સ્ત્રીએ પુરૂષનો જમણો હાથ છે.

( Limertine )

સ્ત્રીઓને અમે જે માન આપીએ છીએ ત કાંઈ તેના સૌંદર્યને લીધે નહિ પણ તેનામાં રહેલા ઉંચા ગુણોને લીધે છે.

( Edison )

તેને સહાય શ્રી નરહરિ સ્ત્રી જાતિ જે લહે ઇશ્વરી.
આ ભવ થકી સત્વર તરી, જઇને ભળે તે શ્રી ઈશે;
જેની માન દ્રષ્ટિ સ્ત્રી વિષે, જય થાય તેનો દશદિશે

શ્રી ઉપેન્દ્ર.

જગત્ની જે આદ્યશક્તિ, નારી રૂપે પ્રત્યક્ષ પ્રગટી,
ગૃહિણી ગૃહદેવી ગણાય, રિદ્ધિ સિદ્ધિ સ્ત્રી સમજાય.
તે નારીને કહો નઠારી એ કેવો અન્યાય.

—મૂળજીભાઈ

પતિએ પત્નીનો અથવા પત્નીએ પતિનો તિરસ્કાર કરીને પોતાનામાં ઉંચ્ચપણું છે, એમ માની લઈ એક બીજા ઉપર કોઈ પણ પ્રકારનાં મહોટાપણાની છાપ બેસાડવાનો પ્રયત્ન કરવો નહિ. પ્રભુના ઘરમાં બન્નેનો અધિકાર સરખોજ છે, એ હમેંશા ધ્યાનમાં રાખીને સંસારમાં વર્તવું.

બાબુ કેશવચંદ્રસેન

આ સિવાય સ્ત્રી જાતિના મહત્તા દર્શાવિનાર બીજા અનેક શબ્દો આપણને પ્રાચીન અને અર્વાચીન ગ્રંથો જોતાં મળી આવે તેમ છે, પાશ્ચાત્ય કવિ ટેનીસન પણ જણાવે છે કે.

Men for the Field, and Woman for the hearth,
Men for the sword, and for the needle she;
Men with the head, and woman with the heart,
Men to command, and woman to obey.

અર્થાત્ પુરૂષનું કામ ખેતરમાં છે, તો સ્ત્રીનું કામ ઘરની સઘડી સાથે છે. પુરૂષનું કામ તલવાર સાથે છે, તો સ્ત્રીનું કામ સોય સાથે છે. પુરૂષનો વિષય વિચાર છે, તો સ્ત્રીનો વિષય લાગણી છે. પુરૂષ આજ્ઞા કરવા માટે છે, તો સ્ત્રી તાબે થવા માટે છે. પુરૂષ કર્તવ્યમાં કુશળ હોય છે, તો સ્ત્રી સહન કરવામાં હોંશીયાર હોય છે. પુરૂષ ઉદ્યોગી અને વિશ્વાસુ હોય છે, તો સ્ત્રી શુશીલ અને વિજયી હોય છે. પુરૂષનાં વચન ખાત્રી ભરેલાં હોય છે, તો સ્ત્રીના વચન નમ્ર અને સંતોષદાયક હોય છે. પુરૂષનું અંતઃકરણ મજબુત હોય છે, તો સ્ત્રીનું સહનશીલતાનું બળ દ્દઢ હોય છે. પુરૂષ ન્યાય અન્યાયને સમજે છે. તો સ્ત્રી ગૃહ વ્યવહારને સમજે છે. અને આ પ્રમાણે વર્ણન કરતાં એજ સિદ્ધ કરવાનું છે કે સ્ત્રી અને પુરૂષ બંન્નેમાં કોઈની પણ ગૌણુતા નથી. પણ બંને સમાનજ છે.

## प्रकरण ५ माना सिद्धांतो.

स्त्रीए घरनुं काम करनारी दासी अथवा गुलामडी नथी पण पुरुषनी अर्धांगना छे. पुरुषनी गृहदेवी छे, पुरुषनी गृहलक्ष्मी छे, संसाररूपी प्रवासमां नम्र अने मृदु वचनोथी पुरुषने आनंद आपनार छे. तेमनामां नवजीवन प्रकटावनार एक शक्ति छे. क्रोधथी भरपुर पतिने शांत करनार पण एक वनिताज छे. ते एक सुधालता अथवा अमृतवल्ली छे. पोताना कामथी कंटाळी गएला पुरुषने पण आनंद आपनार एक तेनी स्त्रीज छे. नारी शब्दनी व्युत्पत्ति करता पण स्पष्ट थाय छे के स्त्री शब्द गर्भनुं स्थान एटले वृद्धिनो अर्थ सूचवे छे जाया शब्द पतिनुं पत्नीद्वारा पुत्र रुपे अवतरण सूचवी मातृपदने स्थान आपे छे वनिता एटले जेनी पुरुषो प्रार्थना करे छे एवी. महिला एटले उत्सवनी भूमी. अर्धांगना एटले पुरुषना अर्धाअंगनी मालिक. आ प्रमाणे जुदी जुदी रीते स्त्रीना संबंधमां अर्थ नीकळी शके तेम छे अने तेथी आपणे अत्र एकज सिद्धांतनुं परिस्फोटन करीए छीए के स्त्री तरफ तदन हलकी द्रष्टिथी तेने गुलामडी अथवा दासी वत न जोतां तेनां प्रति संपूर्ण माननी लागणीथी जोवुं अने निश्चय करी मानवुं के स्त्री शक्तिरुप एक देवीज छे.

---

## પ્રકરણ ૬ ઠું.

**આધુનિક ગૃહસંસારનું અવલોકન.**

ગૃહસ્થાશ્રમની ઉન્નતિનો આધાર મુખ્યત્વે કરીને લગ્ન ઉપર રહેલો હોવાથી લગ્ન એટલે શું છે, તેનું વિવેચન આપણે ગયા પાંચ પ્રકરણોમાં કરી ગયા છીએ, અને એને બરાબર રીતે સમજીને જે મનુષ્ય પોતાનો ગૃહવ્યવહાર ચલાવે છે તેમને તેમાં જરા પણ કષ્ટ પડતું નથી અને તેથી તેઓ પોતાંના એ ગૃહસ્થાશ્રમને **સુખી ગૃહસ્થાશ્રમ** અથવા **દૈવી ગૃહસ્થાશ્રમ** એ સંજ્ઞા સુખપૂર્વક આપી શકે છે. આમ હોવાથી પ્રત્યેક માબાપે પોતાના પુત્ર પુત્રીને આ લગ્ન સંબંધી રહસ્યથી જાણીતા કરવાની જરૂર છે. અને જ્યારે આ પ્રમાણે થશે ત્યારેજ **ગૃહસ્થાશ્રમના મૂળમાં લાગેલો સડો દૂર કરી શકાશે.**

ગગનચુંબી મહાલય બાંધતી વખત જેમ તેનો મજબુત પાયો નાંખવાની જરૂર છે, નહિ તો મહાલય પડી જાય છે તેમ ગૃહસ્થાશ્રમ રૂપી મહાલયને સુખના ટોચ ઉપર લઈ જવાને માટે લગ્નના રહસ્યને જાણવાની જરૂર છે અને જેણે તે જાણ્યું છે તેવા ગૃહસ્થાશ્રમીની ધન્ય છે! પરંતુ જેમણે આ રહસ્યને જાણ્યું નથી અને જેમના નાનપણમાંજ પોતાના માબાપે લગ્ન કરી દીધાં હોય છે તેવા મનુષ્યોએ પોતાંના ગૃહસંસારને કેવી રીતે સુધારવો તે જાણવાની જરૂર છે. અને તે જણાવવાને માટે આ પ્રકરણનો ઉપક્રમ છે.

પોતાના પ્રતિકૂળ ગૃહસંસારને શી રીતે અનુકૂળ કરવો તેના ઉપાયો જાણતા પહેલાં જો આપણે આધુનિક ગૃહસંસારનું અવલોકન કરી પછીથી તે સુધારવાના ઉપાયો જણાવીશું તો તે ઠીક થઈ પડશે.

મનહરલાલ તરૂણવયના નાગર ગૃહસ્થ છે. તે સુખી કુટુમ્બના છે. પત્ની પણ તેને અનુકૂલ અને સ્વરૂપવાન્ મળી છે. ટુંકમાં તેને સર્વ વાતે અનુકૂલતા જેવું છે. પણ તેને એક દુઃખ છે. અને તે અન્ય નહિ પણ તેની માતા આકળા સ્વભાવની છે તેજ છે. મનહરલાલ સાથે કે તેના સ્રી સાથે તેને ઘડી પણ બનતું નથી. મનહરલાલ જાતે વિદ્વાન છે પણ તેની સઘળી વિદ્યા તેની માતાજીના સ્વભાવ આગળ નકામી થઈ પડેલી છે કેમકે તે એવી કાંઈ સમજણની વાત બોલવા જતાં 'બેસ બેસ ડાહ્યલા એમાં તું શું સમજે!' તને જેટલા દિવસ થયા હશે તેટલા મને વર્ષ થયાં છે' તારૂં મોં બાળ. જો આટલા વર્ષે મને ડોસીને કહેવા આવ્યો છે તે. આ પ્રમાણે બીજા અનેક શબ્દોથી તેને વધાવી લે છે. આથી તે સર્વ વાતે સુખી હોવા છતાં કંટાળી જાય છે. અને પોતાને દુઃખી માને છે, તેની ડોસી તરફથી બોલાયલા વચન તેને રોમેરોમ સાલે છે.

* * * *

ચંદ્રાનના નામની એક ભણેલી સ્રી છે. પોતાના બાપ અત્યંત શ્રીમાન્ છે પણ તેનો પતિ અધર્મી અને જુગારી

છે જુગારમાં તેણે સર્વસ્વ ખોયું છે. અને હવે પત્નીને વારંવાર માર મારી તેના બાપને ત્યાંથી પૈસા મંગાવે છે અને આથી તેની સ્ત્રી ઘણીજ કંટાળી જઈ પોતાના જીવનનો અંત આણવા ઈચ્છે છે.

* * * *

**ચ**તુરા ભક્તિમાર્ગમાં આગળ વધેલી સ્ત્રી છે. સવારમાં અથવા પોતાને જ્યારે અનુકૂળતા મળે ત્યારે બે ઘડી પરમાત્માનું નામ લેવામાં તે પોતાની સાર્થકયતા સમજે છે પણ તેના પતિને આ બિલકુલ પસંદ નથી. પોતાની સ્ત્રી જો કે પોતાને સર્વ રીતે અનુકૂળ રહેછે. તેને નોકરી માટે વહેલાં જવું હોય તો રસોઈ વીગેરે પણ જલદીથી કરી આપે છે. પણ તેના પતિને તે ભક્તિ કરે છે તે જરા પણ પસંદ નથી અને તે વખતો વખત ભગતડી સાધુડી એવા મધુર અને પ્રિય(?) શબ્દના સંબોધનથી તેને સંબોધે છે–અર્થાત્ બોલાવે છે. અને આથી તે સ્ત્રી પોતાને દુઃખી માને છે.

* * * *

**ચંદ્રરાય અને તેની સ્ત્રી.**

**ચં**દ્રરાય સાધારણ સ્થીતિના માણસ છે. તે પોતાના ઉદર નિર્વાહ જેટલું દ્રવ્ય ઉપાર્જન કરે છે. પુત્ર પુત્રી ઈત્યાદિ સંતતિ છે. ભક્તિ માર્ગમાં પણ તેની અત્યંત પ્રીતિ છે. પણ તેને સ્ત્રી એક મારવાડની મઉના જેવી મળી છે. **ચં**દ્રરાયને આકાશમાં ઉડવાની ઈચ્છા છે

ત્યારે તેની સ્ત્રીને પાતાળમાં જવાની ઈચ્છા છે. ચંદ્રરાયને વિવિધ જ્ઞાન ભક્તિનાં સાધનો સાધવાની ઈચ્છા છે. ત્યારે તેની સ્ત્રીને આડોસી પાડોસીને ત્યાં જઈ નિંદા કરવાની અભિલાષા છે. ચંદ્રરાયને સ્ત્રીઓની કેળવણી જેમ બને તેમ અધિક પ્રચારને પામે તેવી ઈચ્છા છે ત્યારે તેની સ્ત્રીને તેનાથી ઉલટી કેળવણીનો લય કરવાની ધારણા છે ચંદ્રરાયને પ્રતિકૂળ વસ્તુઓમાં પણ અનુકૂળ રહેલું હોયછે તે જોવા પ્રતિજ દ્રષ્ટિ છે, ત્યારે તેની સ્ત્રીને હિતની વાતમાં પણ અહિત જોવાની ટેવ છે. નાળીયેર ઉપરથી ખડબચડું હોય છે પરંતુ તેની અંદર મીઠું કોપરૂં સમાયલું છે. તેના ઉપર દ્રષ્ટિ ન કરતાં માત્ર ઉપરના ખડબચડાપણાને જોઇનેજ કોઈ મનુષ્ય તેને નાંખી દે તો તે જેમ તેમાં તેની ભીતરના સ્વાદીષ્ટ કોપરાને ખાવા માટે ભાગ્યશાળી થતો નથી તેમ ચંદ્રરાયની સ્ત્રી પણ જેમાં તેમાં બહારની બાજુનુંજ દર્શન કરી હાથે કરીને દુઃખી થઈ ગઈ છે ચંદ્રરાય તેને તેમાંથી બહાર કાઢવા પ્રયત્ન કરે છે પણ જેમ વિષ્ટાનો કીડો પોતાની સઘળી મઝા વિષ્ટામાંજ માને છે. અને ખારા પાણીમાં રહેનારી માછલી જેમ ખારા સમુદ્રમાં રહી શકેછે. અને જો ઉભયમાંથી કોઇને પણ બહાર કાઢવામાં આવે અર્થાત્ વિષ્ટાના કીડાને વિષ્ટામાંથી બહાર કાઢી કોઇ સુંદર જગ્યાએ સ્થાન આપવામાં આવે તો તે તરતજ મરણ પામે છે અને ખારા પાણીની માછલી જેમ મીઠા પાણીમાં આવતાં પ્રાણ ત્યાગ કરેછે તેમ ઉચ્ચ પ્રદેશમાં

આવવાનું મન થતુંજ નથી. ઉચ્ચ પ્રદેશમાં આવવાનું મન તે ક્યાંથી થાય ? જ્યાં દોષ દર્શનરૂપી અંધકારની છાયમાં તે ઢંકાઈ ગઈ છે તેને પ્રકાશમાં આવવાનું મન શી રીતે થાય ? શું રાત્રિમાંજ ભ્રમણ કરવાવાળા ઘુવડને સૂર્યના પ્રકાશમાં આવવાનું મન થાય છે કે ? શું ચંદ્રની ધવલ જ્યોત્સ્નાના પ્રકાશમાં બેઠેલા પ્રણયરસથી રંગાયેલા દંપતીને ત્યાંથી ઉઠવાનું મન થાય છે કે ? આ ઝેર છે એમ સંપૂર્ણ પ્રકારે જાણ્યા પછી તેને ખાવાને કોઈ સમજુ પુરૂષ તૈયાર થાય છે કે ? ના, કદી નહિ ? આજ પ્રમાણે ચંદ્રરાયની સ્ત્રીને પણ પોતાના પતિદ્વારા કરાયલો પોતાને અંધકારમાંથી પ્રકાશમાં લાવવાનો પ્રયત્ન જરા પણ રૂચતો નથી અને તેને લીધે ચંદ્રરાય કષ્ટને અનુભવેછે. પોતાની પત્નીમાં ઘણીએ વખત તે ગુણને જોવા પ્રયત્ન કરે છે પણ તેમાં તે વિજયી થઈ શકયો નથી.

* * * *

**શ્રીધર અને તેનો ભાઇ.**

**શ્રીધર** ૨૨ વર્ષની વયનો એક ગરીબ મનુષ્ય છે. પોતાના ઘરમાં પોતાનાથી નાનો એક ભાઈ અને એક બ્હેન છે. શ્રીધર જે કાંઈ પગાર લાવે છે તેમાંથી તે પોતાની રાંકડી માતા, ભાઈ અને બ્હેનનું પોષણ કરે છે, પોતાની ગરીબીને લીધે તેને ઘણુંજ દુઃખ થાય છે. તેના કરતાં પણ સહસ્ત્ર ઘણું દુઃખ તેના ભાઈનું છે. તેનો ભાઈ એક ઉરાંગ ઉટાંગ વાંદરા જેવોછે. અને જેના તેના

છોકરાઓને પુષ્પાંજલી કરી તે પોતાને ઘેર રોજ ફરિયાદ લાવે છે. પોતાના ભાઈને સુધારવાને અનેક ઉપાયો કરવા છતાં પણ તે હજી સુધરતો નથી. આથી હવે સર્વ કંટાળી ગએલાં છે. **શ્રીધર** પોતાના ભાઇના ત્રાસથી ઘરમાં દુઃખ વેઠેછે.

**રમેશચંદ્રની ગૃહ-વ્યવસ્થા.**

રમેશચંદ્ર એક બી, એ, એલ એલ, બી ની પરીક્ષામાં પાસ થયેલો વિદ્વાન ગ્રેજ્યુએટ છે. હાલ તે સરકારી નોકરીમાં છે. સબ-જડજનો હોદ્દો ભોગવે છે. સર્વની ઉપર કોર્ટમાં તે સત્તા ચલાવે છે. પણ ઘરમાં જોતાં તેની ગૃહદેવી તેને જરા પણ ગાંઠતી નથી. રમેશચંદ્ર મોટા મોટા વિદ્વાન મનુષ્યોમાં પ્રશંસા પાત્ર થાય છે પરંતુ તેની સ્ત્રી તેનાથી જરા પણ બ્હીતી નથી. ‘ભાઈ કહે વડ તો બાઇ કહે થડ.’ એ ન્યાય પ્રમાણે તેમનો સઘળો સંસાર ચાલે છે. અને આમ હોવાથી अन्योन्यतुष्यंति न मया न तया એ વાકય અનુસાર રમેશચંદ્રને સ્ત્રીથી સંતોષ નથી. અને મોહિની કે જે રમેશચંદ્રની સ્ત્રી છે તેને રમેશચંદ્રથી સંતોષ નથી. પોતે અધિકારી હોવાથી મોટી મોટી મીજલસોમાં જવાને તેને નિમંત્રણ થાય છે. નાટક કંપનીઓમાં નાટક જોવા માટે તેને નિમંત્રણ થાય છે. ધર્માદા ખાતાનું કોઈ કામ હોય તો તેમાં તેમને પ્રમુખ તરીકે બેસવાનું નિમંત્રણ થાય છે. આ પ્રમાણે સર્વ રીતે

તેમને માન અપાય છે. તે એક વિચારશીલ બ્રહ્મનિષ્ઠ પુરૂષ છે; પણ પોતાની સ્ત્રીની ઘરમાં પ્રધાનતા હોવાથી મુંઝાય છે.

*　　*　　*　　*

**પ્રસન્નકુમાર બાબુ.** પ્રસન્નકુમાર બાબુ હાલમાંજ પેનશન ઉપર રીટાયર થયા છે, તેને એક **સરલાદેવી** નામની સ્ત્રી છે. મોટું ઘર છે, પુષ્કળ પૈસા છે પણ તેનો ઉપભોગ કરનાર કોઇ નથી. આમ હોવા છતાં પણ **સરલાદેવી** દાન ધર્મમાં એક પાઈ પણ ખરચતી નથી. પોતાના પતિને ‘ હાથે તેજ સાથે’ આવતું હોવાથી દાન ધર્મ કરવાનું બહુએ મન થાય છે પણ સ્ત્રી આગળ તે ગરીબ લાચાર થઈ જાય છે. કોઇ કોઇ મોટી સભાઓમાં તેને પ્રમુખપદ મળે છે અને તે વખતે કોઈ દેશહિતના ફંડમાં અમુક રકમ ભરવાનું મન થાય છે પણ સ્ત્રીની કંજુસાઈને લીધે તે ભરી શકતો નથી. તે પોતાના અંતઃકરણમાં લક્ષ્મી એ ચલ છે અને તેથી તેનો સદ્‌ઉપયોગ કરવામાં આવે તો તેની વૃદ્ધિ થાય છે. એ વાતને સારી રીતે સમજે છે પણ તેના ગૃહમાં **સરલાદેવી** તે કાંઈજ સમજતી નથી. અને સઘળો પૈસો પોતાની સાથે આવશે એવું માને છે. બાબુ **પ્રસન્નકુમારની** કોઈ પણ ધર્માદા ટીપમાં પોતે પ્રમુખ હોવા છતાં પાઈ અપાતી ન હોવાથી તેની લોકમાં અપકીર્તિ થાય છે પણ **સરલાદેવીના** તે હિસાબમાં નથી. આથી પ્રસન્નકુમાર પોતાને દુઃખી માને છે.

**ગોપાળચંદ્ર** એક નવયુવક છે. તેના પિતા એક વિદ્વાન હતા. તેઓએ ઘણી સારી કીર્તિ સંપાદન કરી હતી, અને તેથી જન સમાજમાં તે એક પરમાત્માના લોક

**નવયુવક ગોપાળચંદ્ર**

કહેવાતા. હાલ તેનું મરણ થયું છે. ગોપાળચંદ્રને તેઓ પરણાવી ગયા હતા. અને તેને માટે સારી કીર્તિ અને પૈસા મૂકી ગયા હતા. તેના પિતાના મરણ બાદ તેને માન વગેરે મળતું હતું પણ તેણે હાથે કરીનેજ પોતાના પૈસાને ખલાસ કરવાનો યત્ન આરંભ્યો છે. આથી લોકમાં તે ઉડાઉ તરીકે પ્રસિદ્ધ થયો છે. વારંવાર ફેસનેબલ પોષાકો બનાવવામાં નાટકો જોવામાં, દોસ્તદારો કે જે ખરા દોસ્તાર નહિ પણ માત્ર દોસ્તારની સંજ્ઞા ધરાવનાર ઠગ બગ ભગત જેવા મિત્રોને પાર્ટી આપવામાં જે વસ્તુની જરૂર હોય તે નિમિત્તે આડો અવળો ખર્ચ ખર્ચવામાં નજીવા કામ માટે પણ હદ ઉપરાંત પૈસા ખર્ચવામાં તેણે પોતાના પિતાનો સઘળો પૈસો ખલાસ કર્યો છે એટલુંજ નહિ પણ માથે દેવું પણ પુષ્કળ થઇ ગયું છે અને આ કારણથી તેમની આબરૂમાં દિવસે દિવસે ઘટાડો થાય છે. આ શિવાય પણ તેમની પ્રતિષ્ઠા ઓછી થવાનું કારણ એ છે કે પોતાને દેવ સમાન સ્વરૂપવાળી અર્ધાંગના પ્રાપ્ત હોવા છતાં પારકી ત્રિયા ઉપર નજર કરવી તે છે. તેના આ મોટામાં મોટા દુર્ગુણને લીધે તે દુઃખી થયો છે. તેના સ્વભાવને અંદરખાનેથી જાણી જવાને

લીધે તેની પત્ની પણ દુઃખનો અનુભવ કરે છે. કેમકે **સ્ત્રીઓને સઘળા સુખનો આધાર તેના પતિ ઉપરંજ રહેલો હોય છે.** અને તે જ્યારે બેવફા નિવડે અને પોતાના સ્વામીનું એક પત્નીવ્રતનું શિયળ ભંગ થતું જુએ તો તે કેમ ખેદ ન પામે આવા પુરૂષો કેટલા અધમ છે તેને માટે બાબુ **કેશવચંદ્રસેન** પોતાના એક પુસ્તકમાં નીચે પ્રમાણેના ભાવનું લખે છે.

વિશ્વાસઘાતના જેવું બીજું એક પણ પાપ નથી. અને પતિ પત્ની ઉભયમાંથી કોઇ પોતાના શિયળવ્રતનો ભંગ કરે છે તેઓ મહાપાપી થાય છે. અને તેવા મનુષ્યો અધમ દશાને પામે છે, આમ હોવાથી ગોપાળચંદ્રની સ્ત્રી ગોપાળચંદ્રના આ ગુણોને જોઈ ત્રાસ પામે એમાં કાંઇ નવાઈનથી. આ પ્રમાણે આ ગૃહસ્થાશ્રમ પણ દુઃખીજ જોવામાં આવે છે.

**વિનાયકરાવનો સંગતિ દોષ.**

**વિનાયકરાવ** કરીને એક જરા સારી અનુકૂલતાવાળો સમજુ મનુષ્ય છે નાનપણથીજ તેના પિતાનું મરણ થએલું છે. તેના સગા સંબંધી તરફથી તેને વારંવાર અમુક રૂપિયા આપો એવી પજવણી થયા કરતી. પણ તે તો પોતાના સર્વ સગાને પૈસા આપવાની નાજ પાડતો પણ કેટલીક વખત અતિશય કહેવાને લીધે તેનું કોમળ હૃદય આર્દ્ર થવાથી તે રૂપિયા આપતો હતો.

સ્વાર્થી સગાં સંબંધી રૂપિયા લેઈ પોતાનો સ્વાર્થ પુરો થતે એટલે તેના ઉપર વૈરભાવ રાખતાં કેમકે બીજા કરતાં તેની પાસે દ્રવ્યની અનુકૂળતા સારી હતી. આમ કરતાં કરતાં અર્થાત્ નવા નવા સગા સંબંધીને આપતાં વિનાયકની ઘણી પુંજી ખલાસ થવા આવી હતી તો પણ પોતે હમેંશા વિપત્તિમાં કે સુખમાં પ્રસન્નજ રહેવું જોઇએ તેનો પાઠ યથાર્થ રીતે ભણેલો હોવાથી તે હમેંશા પ્રસન્નજ રહેતો. પોતાને સાહિત્યનો ઘણો શોખ હતો તેથી સાહિત્યના ગ્રંથો વાંચવાનું તથા તે ગ્રંથોનું મનન કરી તેના અર્થને મનમાં ઠસાવવાનો તે પ્રયત્ન કરતો. તેના ફળીયાના લોકો જ્યારે અમુકને ત્યાં આમ થયું અને અમુકને ત્યાં તેમ થયું એવી માલ વગરની કશા ઢંગ ધડા શિવાયની વાતો કરી પોતાના મોઘા આયુષ્યને ગુમાવતા હતા, ત્યારે તે આ પોતાના સાહિત્યના કામમાં લક્ષ આપતો હતો. આથી તેવા સાહિત્યહિન મનુષ્યો તેને 'અક્કલ વગરનો છે એને તો બોલવા ચાલવાનું ભાન નથી. એમ જણાવી પાછળથી તેની મસ્કરી કરતા હતા. વિનાયકના ખરેખરા સ્વરૂપને તેના જે ખાસ પરિચયમાં આવતા તેવા સદ્વિચાર સંપન્ન મનુષ્યો જાણતા હતા અને તેથી તેને 'દેવ' 'પ્રભુ' ઇત્યાદિ શબ્દો વડે માન આપી પોતાની લાગણી પ્રદર્શીત કરતા હતા, વિનાયકના પિતાએજ તેના લગ્ન એક સ્વરૂપવાન કન્યા સાથે તેમની હયાતીમાંજ કરી આપ્યાં હતાં. આ કન્યા લાવણ્યવતી હોઇ તેના તરફ જોવાનું

પ્રત્યેકને સ્વાભાવિકજ મન થતું હતું. વિનાયકને તેના રૂપથી સંતોષ હતો પણ ગુણથી નહોતો. જો કે તેના ગુણ સ્ત્રીને દુષણરૂપ ગુણ જેવાકે જુઠું બોલવું. પરપુરૂષ સાથે હસવું બોલવું. ઈત્યાદિમાંના નહોતા. વળી તે સદ્‌ગુણની કિંમત સમજતી હતી. પણ તેનામાં એકજ ગુણ નહોતો અને તેનાથીજ વિનાયક અસંતુષ્ટ રહેતો હતો. વિનાયક સાહિત્ય પ્રેમી હતો ત્યારે તેની સ્ત્રી તે પ્રેમ વગરની હતી. આથી તે પોતાની પત્નીને સાહિત્ય પ્રેમી કરવા માટે વિવિધ પ્રયાસો કરતો હતો પણ તેની સ્ત્રી કોઈ પણ પ્રયાસમાં તેને યશસ્વી થવા દે તેમ નહોતી. આ પ્રમાણે બનવાથી દંપતીમાં જે નિર્મલ પ્રેમ અને ઐક્યતાની જરૂર છે. તે વિનાયકના ઘરમાં નહોતી. આથી વિનાયકને એવી કોઈ સાહિત્ય રસિક સ્ત્રીના સહવાસની ઈચ્છા અંતઃકરણમાં કોઇ કોઈવાર થઈ આવતી પણ સદ્વિચારના સાધન વડે તેને દબાવી દેવામાં આવતી.

પોતાના એક સગાની સાથે અમુક કારણસર તેને એક સુંદર શહેરમાં જવાનો પ્રસંગ આવ્યો. શહેરમાં હમેંશા ગાયન કળામાં પ્રવીણ નાયકાઓ રહે છે. વિનાયકનો સગો સ્વભાવથી હલકા વિચારનો હતો તેથી વિનાયકને ગમે તેમ સમજાવી એક સુંદર નાયકાને ત્યા લઈ ગયો. ગાનતાનની કેટલીક ક્રિયાઓ ચાલી. મધુર મધુર આલાપોથી વિનાયકને તેની ઉપર મોહ થયો. અને તે નાયકા સાથે તેનો પ્રેમ બંધાયો અને આ પ્રમાણે એ શહેરમાં તેને પંદર દિવસ રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

પોતાનું સર્વ કામ પરિપૂર્ણ થતાં તે શહેર છોડી પોતાના નિવાસસ્થાને આવ્યો. વિનાયકને ફસાવનાર તેનો મિત્ર પોતે વ્યાધિનો ભોગ થઈ પડેલો હોવાથી હોસ્પીટાલમાં ગયો. અને વિનાયક નિત્યના નિયમ પ્રમાણે પોતાનું સર્વ કામ કરવા લાગ્યો.

**કર્મફલદાતા સત્તા.**

મનુષ્ય છૂપામાં છૂપું કોઈ પણ કામ કરે છે તો પણ જો તે અહિતકર્તા હોય તો તે બહાર પડ્યા શિવાય રહેતુંજ નથી. કામ કરતી વખત મનુષ્ય એવું ધારે છે કે અંહિ કોઈ નથી માટે મારા કામની જાણ કોઇને પણ થવાની નથી પણ આ ધારવામાં તે અત્યંત ભૂલ કરે છે કેમકે પરમાત્માની કુદરતી સત્તા એવી છે કે મનુષ્યના કર્મ પ્રમાણે તેને ફળ આપે છેજ. કુદરતની સત્તામાં એટલુ બધું સામર્થ્ય છે કે તેનું અનુમાન કરવા જતાં પણ સંકુચિતપણાંને પામી જવાય છે. સૂર્ય, ચંદ્ર ગ્રહ ઉપગ્રહ સર્વને યથાનિયમ ચલાવનાર રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત્રિ કરનાર પણ આ કુદરતની સત્તાજ છે. આ કુદરતની સત્તાને કોઈ પરમાત્માની સત્તા એ નામથી પણ ઓળખાવે છે. પણ મૂળ તો તે એકજ છે. સુવર્ણ એ એકજ વસ્તુ છે પણ તેમાંથી એકની કંઠી બનાવી છે, અને એકની વીંટી કરી છે પણ મૂળ તપાસી જોતાં તે બંને સુવર્ણની છે. આ પ્રમાણે કુદરતની સત્તા કહો કે પરમાત્માની સત્તા કહો પણ તે એકજ અર્થને સૂચવે છે. આ

સત્તાના નિયમને અનુસરી આખું વિશ્વ ગતિ કરી રહ્યું છે. જો તેમાં જરા પણ અવ્યવસ્થા અથવા ડખળ થાય તો પછી સર્વત્ર અંધેર પ્રવર્તે એમાં બીલકુલ શક નથી. વિનાયકના ઉપર શહેરમાંથી આવ્યા બાદ પાંચ સાત દિવસ પછી આ સત્તાએ પોતાનો અમલ ચલાવ્યો. કેમકે તે પોતાનો સ્વધર્મ ચૂકયો હતો; અર્થાત્ પોતાની ધર્મ પત્ની મૂકીને તે પોતાના સગાના સહવાસથી નાયકાના પ્રેમને વશ થયો હતો. જો કે તેમાં મુખ્ય કારણ સહવાસ હતું પણ મનુષ્યે એવા નીચ મનુષ્યોનો સહ-વાસ કરવોજ ઇષ્ટ નથી તે છતાં વિનાયકે કર્યો તેથી તેનું ફળ તેણે ભોગવવું જોઈએ તેથી તે કુદરતના સપાટામાં આવી ગયો. શા માટે ન આવે ? પોતાના સ્વધર્મને ચૂકનાર વિનાયક દુઃખ કેમ ન પામે ? અવશ્ય પામેજ. શ્રી કૃષ્ણ પરમાત્મા પણ આવા સ્વધર્મને ચૂકનાર મનુષ્યોને માટે જણાવે છે કે.

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मा त्स्वनुष्ठितात ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावह ॥**

અર્થાત્ આપણો ધર્મ ગમે તેવો હોય તો પણ તે કલ્યાણ કારક છે. સ્વધર્માચરણ કરતાં મૃત્યુ આવે તો પણ તેને કલ્યાણપ્રદ સમજવું જોઈએ, પરંતુ પરધર્મ ભયાવહ હોય છે.

આ સ્વધર્મની બાબત ટીકા કરતાં મહાત્મા જ્ઞાનેશ્વર પણ કહે છે કે " જે પોતાના વર્ણાશ્રમ ધર્મનું આચરણ છોડે છે, તેનું સ્વાતંત્ર્ય ખરેખર નાશ પામે છે, માટે જે સ્વધર્મનો

ત્યાગ કરશે, તેને કાળ શિક્ષા કરશે અને તેને ચોર સમજી તેમુ‘ સર્વસ્વ હરી લેશે, પછી રાત્રિ થતાં જેમ સ્મશાનમાં ભૂત પિશાચાદિ દોડાદોડી કરે છે, તે પ્રમાણે તેની પાસે સર્વ સ‘કટો દોડી આવી તેને ચોતરફથી ઘેરી લે છે. તેમજ ત્રૈ-લોકયના સઘળાં દુઃખો અને સહસ્ત્ર પ્રકારનાં પાતકો તથા સઘળાં કષ્ટો તેની પાસે આવી તેને વ્યાકુળ કરી મૂકે છે. તે ઉન્મત્ત મનુષ્યની આવી સ્થિતિ થાય છે અને આવી દુઃખી સ્થિતિમાં તે રૂદન કરવા લાગે તો પણ તે સ‘કટો તેને છોડી જતાં નથી બ્રહ્મદેવ પ્રજાને એવો બોધ આપે છે કે એટલા માટે તમે સ્વધર્મ છોડશો નહિ અને ઇંદ્રિયોને ઈચ્છા પ્રમાણે વર્તવા દેશો નહિ. જે પ્રમાણે મત્સ્ય પાણીમાંથી બહાર કાઢતાં તે તરતજ મરણ પામે છે. તે પ્રમાણે પ્રસ્તુતઃ બોધાનુસાર નહિ વર્તશો તો તમારી સ્થિતિ પણ તેવીજ થશે માટે તમે સ્વધર્મ વિસરશો નહિ.

વિનાયક પોતાનો સ્વધર્મ વિસરેલો હોવાથી તે દુઃખના સમુદ્રમાં જઈ પડયો હતો. તેનુ‘ શરીર વ્યાધના ઘરરૂપ થઇ ગયુ‘ હતુ‘. પોતે પોતાના કર્મને ગમે તેટલુ‘ છૂપાવે તો પણ તે હવે છૂપુ‘ રહી શકે તેમ નહોતુ‘. વિનાયકની સ્ત્રીને તેના સગા સ‘બ‘-ધીઓને તથા તેના આપ્ત મિત્રોને પણ તેના વ્યાધિની ખબર પડી ગઈ હતી. અને આથી પૂર્વના દેવ તરીકે ગણાતા વિનાયકને તેના નિકટના પરિચિત મનુષ્યો વિષયી અને લ‘પટ ગણવા

લાગ્યા. વસ્તુતઃ વિનાયક તેનો તેજ હતો પણ તેની હાલત નીચેની કવિતાની પંક્તિ પ્રમાણે હાલમાં થઈ હતી.

સોરઠા.

જેને રત્ન સમાન, વહાલાં જીવન પ્રાણથી.
તે થયા ધૂળ સમાન, વ્યક્તિ તેની તે છતાં,
ઝાઝું જેને માન, મળતું પૂર્વે ગૃહ હતું;
ત્યાં મળતું અપમાન, વ્યક્તિ તેની તે છતાં.
જેનું શુદ્ધ સ્વરૂપ, જગમાં લોકો જાણતા,
ગણતા વિષયી રૂપ, વ્યક્તિ તેની તે છતાં;

આ પ્રમાણેની વસ્તુ સ્થિતિનો અનુભવ કરતો વિનાયક પોતાના કરેલાં કર્મથી અતિશય પસ્તાવો કરતો હતો અને આ પસ્તાવો બહારનો નહિ પણ ખરા અંતઃકરણનો હતો. પોતાની થએલી ભૂલ માટે જ્યારે તે અત્યંત ખેદ કરતો હતો ત્યારે કોઈ કોઈ વખત તે નીચેનું પદ ગાઈ પોતાની વૃત્તિને સમાધાન પમાડતો આ પદ નીચે પ્રમાણેનું હતું.

પદ ( જીને આપકું જોયા નહિ, એ લય )

ભૂલપાત્ર કોણજ નથી થયું, ભૂલ મય આ વિશ્વજ સઉ લહ્યું.
તનુ ધાર્યું ત્યાંથી ભૂલ થાય છે. કો બચી ન તેથી જાય છે.
ભલે રંક હો કે રાય છે, પણ ભૂલ તે કરતા ગયા.—ભૂલ૦

પોતાની વૃત્તિને આ પ્રમાણે સમાધાનમાં લઈ વિનાયક પોતાના પાપના નિવાણાર્થે ઈશ્વરની ભક્તિ કરતો હતો. અને તે વખત પોત્તાના અંતરોદ્ગારમાંથી નીચે પ્રમાણે ભાવપૂર્વક ગાતો હતો.

થઈ ગએલા પાપના કર્મને, પશ્ચાતાપ જળે ધોવું,
આર્દ્ર હૃદયથી પ્રાર્થી પ્રભુને, પ્રભુમાં મનને પ્રોવુ.
ખરેખર પ્રભુમાં મનને પ્રોવું,
એ વીણ કાંઈ ન ઉપાય એનોરે, જોટો જડે ના જગમાં જેનોરે.
ક્યાંહિ ન જાવું, એને સ્હાવું. થઇ–૦

આ પ્રમાણે કરતાં ઈશ્વરની પ્રાર્થના અને યોગ ઔષધો-પચારથી વિનાયકના વ્યાધિની શાંતિ થઈ અને હાલ તે તદ્દન આરોગ્યવાળો થયો છે. પરંતુ વિનાયકની સ્ત્રી કે જેનું નામ મહામાયા દેવી હતું તેની પ્રીતિ તેના ઉપરથી ઘટી ગઈ હતી એ ભોળા અને નિષ્કપટ મનની સ્ત્રીના હૃદયને આ પ્રસંગ બનવાથી સંપૂર્ણ આઘાત થયો છે. અને તેથી હવે વિનાયક અને મહામાયા દેવીમાં જે પરસ્પર એકરાગતા હતી. તે હવે રહી નથી. અને એકરાગતા વગરના સંસારમાં સુખ સ્વપ્ને પણ ક્યાંથી હોઈ શકે ? વિનાયક પૂર્વે જણાવ્યું તેમ પૈસે ટકે સુખી હતો તેને રહેવાને ઘર પણ ઉત્તમ હતું. વસ્ત્રાલંકાર વીગેરે પણ તેની પાસે જોઈતા પ્રમાણમાં હતાં પણું તે સર્વને તે શું કરે ? જ્યાં પરસ્પર દંપતીમાં ઐક્ય હોતું નથી ત્યાં આ સર્વ નકામું છે. અને આનાથી ઉલટું જ્યાં ઐક્ય હોય છે. અને આ સર્વ નથી હોતું ત્યાં પણ સંતોષનો અનુભવ થાય છે. આ બાબત શ્રીમન્ છોટાલાલ માસ્તર જણાવે છે કે "ઉંચી હવેલી કે બંગલો સૂર્યના તાપને ખાળે છે પણ કંઈ હૃદયના તાપને ખાળી શકતો નથી.

ઘરનાં સુખી પુરૂષો સારૂં સારૂં ખાવાનું, સારાં સારાં વસ્ત્રો સારા સારા અલંકારો કે ફરવા હરવાને ગાડી ઘોડાં આપે છે. પણ સારા આહારને સારા વસ્ત્રને સારા અલંકારને અને ગાડી ઘોડાને શું મધ મૂકીને ચાટે; પેટ ભરવાથી હૃદયનું લુખાપણું શું ટળશે? વસ્ત્રો પહેરવાથી હૃદયની શૂન્યતા શું ઢંકાશે? તેજસ્વી અલંકારો પહેરવાથી શું હૃદયનો અંધકાર નિવૃત્ત થશે? ગાડી ઘોડે બેસીને સુંદર ઉપવનમાં ફરવાથી શું હૃદય આનંદોદ્યાનમાં ફરશે? સર્વથા યોગ્ય સ્ત્રી વિના પુરૂષનું જીવનમધ્યાનકાળે તપતા રેતીના રણ જેવું છે. અને યોગ્ય પુરૂષવિના સ્ત્રીનું જીવન પણ તેજ પ્રમાણે સંતાપના દાવાનળમાં બળતા વન જેવું છે.

સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી પણ પોતાના 'ઉદય-ભાણુ' નામક નાટકમાં લખે છે કે—

"સોને મઢયા સુખપાલ, મેડીને ઝરૂખા માળ,
હેમને હીરા વિશાળ, એથી શું સુખી સંસાર
જાણો જુઠી એ જંજાળ, એથી નહિ સુખી સંસાર,
માળો મજાનો છે પણ, પંખીને પાંખ નથી.
આંબો છે લીલો છમ, પણ મ્હોરનું તો નામ નથી,
કો'ને શું, કો'ને શું? એ આંબે એ માળે,
જોવુંને રોવું રે, આઠે પહોર, આઠે પહોર.
તેવો સમજી લેવો સ્નેહ વિના સંસાર,
જેવો ભાણામાં જોવો, ગોળ વીના કંસાર.

આ વચનો પ્રમાણે વિનાયક અને મહામાયા દેવીને સર્વ વાતે અનુકૂળતા હોવા છતાં આ પ્રમાણે ઐક્યતા ન હોવાથી પરસ્પર જુદા દીલ રાખી પોતાના સંસારનું વહન કરે છે.

* * * *

આ પ્રમાણે આપણા હિંદુ સંસારની આધુનિક સ્થિતિ છે. હજી પણ આપણે જો આ વ્યવહારનું " અધિક અવલોકન કરીએ તો તેમાં આપણને કાંઇને કાંઈ જાણવાનું મળી આવે તેમ છે. પણ એ સર્વ જાણી તાત્પર્ય એકજ લેવાનું છે અને તે એજ છે કે ગૃહસંસાર સુખી નથી. હવે તે સંબંધી વધારે લંબાણ કરવું અસ્થાને છે. આપણે તેથી આ ઘર સંસારને સુધારવાને કયા ઉપાયો લેવા તેનું વિવેચન કરવાનો નિશ્ચય કરી આ વર્તમાન પ્રકરણને સમાપ્ત કરીશું.

## प्रकरण ६ ठाना सिद्धांतो.

आधुनिक घर संसारमां अवलोकन करतां कोइने कांइ तो कोइने कांइ एम दुःख जोवामां आवे छे. अने उत्तम घर संसारनुं पालन क्वचित्‌ज थाय छे तेने माटे आपणो संसार सुधारवाने कया उपायो लेवा तेनुं ज्ञान प्रत्येक मनुष्ये प्राप्त करवुं जोइए.



## પ્રકરણુ ૭ મું.

ગયા પ્રકરણુમાં વર્ણુન કર્યા પ્રમાણે ગૃહસંસારની આધુનિક સ્થિતિ થએલી આપણા જોવામાં આવે છે. પૂર્વકાળના સુખી ગૃહસંસાર સાથે આપણો આ ગૃહસંસાર કોઈ પણ રીતે તુલના કરતાં એક સરખો થઇ શકે તેમ નથી અને આમ હોવાથી પ્રશ્ન એકજ ઉભો થાય છે કે આપણો આ ગૃહસંસાર જે આવી દશાને પામ્યો છે તેમાંથી તેની વાસ્તવિક ઉન્નતિ થઈ શકે તેમ છે કે નહિ ? આના સંબંધમાં વિચાર કરતાં તરત સમજાઈ આવે છે કે **પ્રયત્નથી દુર્લભ કાંઇજ નથી** જે મનુષ્ય પ્રયત્ન શીલ હોય તે ભલે ગમે તેવા પ્રતિકૂળતાના ખાડામાં આવી ગયો હોય, તેને માથે ગમે તેટલાં કષ્ટ આવી પડયાં હોય, તોપણ તેમાંથી તે પોતાના પ્રયત્નના બળથી અનુકૂળતા રૂપ ઉંચી ટેકરીએ ચઢી શકે છે. અને ગમે તેટલા દુઃખોનો સુખમાં લાવવાના પરિણામને પ્રકટાવી શકેછે. પ્રયત્નવાન્ મનુષ્યની ડીક્ષનેરીમાં ‘નિષ્ફલતા’ એવો શબ્દજ નથી. કેમકે પ્રારંભની નિષ્ફલતાને તે તેવા રૂપમાં અર્થાત્ નિષ્ફળતાના રૂપમાં ગણુતો નથી પરંતુ પોતાના કામમાં કાંઇ સ્ખલન થયું હોય તેના પરિણામરૂપ આ સૂચન થયું છે એમ માની નિષ્ફળતાના પ્રસંગે અધિકાધિક બળને

**ગૃહસંસારને સુધારવાના ઉપાયો.**

પ્રકટાવી પ્રયત્નના સમરાંગણમાં ઉતરી પડે છે. અને આવા પ્રયત્નવાન્ મનુષ્ય પોતાના ગૃહસંસારને સુધારી શકે તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. તેથી ગૃહસ્થાશ્રમ સુધારવાની ઇચ્છા-વાળા મનુષ્યે પ્રથમ પ્રયત્નનો ગુણ ધારણ કરવાનો છે.

ગૃહસંસારને સુધારવાના ઘણાં ઘણાં ઉપાયો છે પણ તે સર્વમાં આજે **પ્રેમ** સર્વોપરી સત્તા ભોગવે છે. ગૃહસંસારને સુધારવા બીજા કશાજ ઉપાય ન કરીએ તો ચાલે પણ આ પ્રેમ વગર ચાલી નહિ શકે. જેમ ખોરાક અને પાણી વગર એક મનુષ્ય ત્રણ ચાર કે તેનાથી અધિક દિવસ જીવી શકે પણ હવા વગર એક કલાક પણ જીવે નહિ, તેમ બીજા ઉપાયો કદાચ ગૃહસંસાર સુધારવા કોઈ કામ ન લગાડે તો ચાલી શકે પણ આ પ્રેમના ઉપાય વગર જરા પણ તે સુધરી શકે નહિ. ખરેખર અંતઃકરણનો પ્રેમ એ એક એવી વસ્તુ છે કે તેની અસર કોઈના ઉપર પણ થયા શિવાય રહેતીજ નથી.

અંતઃકરણના દિવ્ય પ્રેમને કવિઓ અવનવી ઉપમાં આપે છે. Heaven is Love અર્થાત્ પ્રેમ એજ સ્વર્ગ છે એમ પણ તેઓ છાતી ઠોકીને જણાવે છે. ગીત ગોવિંદમાં જે પ્રેમનું અદ્ભુત વર્ણન કર્યું છે. તે પ્રેમ પ્રત્યેક દંપતીએ પોતપોતાનામાં ધારણ કરવાનો છે. માત્ર ઉપર ઉપરના પ્રેમથી કાંઈ ફળ ઉત્પન્ન થતું નથી પણ હૃદયનો પ્રેમ કે જે વિશુદ્ધ પ્રેમ કહેવામાં આવે છે તેજ અલૌકિક ફળને પ્રકટાવી શકે છે.

**પ્રેમનું સામર્થ્ય.**

પ્રેમનું સામર્થ્ય ગણુના પણ કરી ન શકાય તેટલું અમિત છે. સાડાત્રણ હાથનો મનુષ્ય કદાચ પૃથ્વીના આ છેડાથી પેલા છેડાનું માપ કાઢી શકવામાં સમર્થ થાય, કદાચ પાતાળની ઉંડાઇનું માપ કાઢવામાં વિજયી થાય, અને કદાચ મોટા મોટા ગ્રહોની શોધખોળ કરવામાં સમર્થ થાય પણ તે આ પ્રેમનું સામર્થ્ય કાઢી શકવાનો નથી. મનુષ્યથી પ્રેમનું સામર્થ્ય કાઢી શકાય તેમ નથી એટલુંજ નહિ પણ તેનાથી આગળ વધીને જણાવીએ તો દેવાદિ પણ તેનું સામર્થ્ય માપવામાં વિજયી થાય તેમ નથી, આ પ્રેમના સામર્થ્યથી ભલા ભલા મોટા તપસ્વીઓ એ પણ પોતાના તપનો ભંગ કર્યો છે, અને આ પ્રમાણે હોવાથી પ્રેમના સામર્થ્યની બરોબરી કોઈ કરે તેમ નથી, ભક્તવત્સલ ભગવાન પણ જ્યારે ભક્તનો પ્રેમ જુએ છે ત્યારે તુરત તેનાં પ્રતિ દોડી દોડીને આવે છે.

જંગલમાં રહેનાર વાઘ, સિંહ, રીંછ, વીગેરેનો આપણે જો જંગલમાં જઈએ છીએ તો ભય લાગે છે, જંગલમાં જઇએ ત્યારે ભય લાગે એટલુંજ નહિ પણ આપણાજ ગામમાં કોઈ વાઘ છૂટો આવી ચઢે તો આપણે ભયથી ઘરમાં ભરાઈ જઈએ છીએ. કેમકે આપણને એવી બીક રહે છે કે રખેને વાઘ મારીનાંખે. તેનાથી ઉલટું જંગલમાં રહેનાર કોઇ ઋષિના આશ્રમમાં દૃષ્ટિ નાંખો ? ત્યાં શું જોવામાં આવે છે ? ત્યાં

વાઘ, રીંછ વીગેરે હિંસક પ્રાણીઓ તે ઋષિને જરા પણ ઈજા કરતા નથી, તેનું શું કારણ ? તો તે એકજ છે, અને તે એજ કે તે ઋષિના નેત્રોમાંથી **ઝરતો અદ્ભુત પ્રેમ.** આને લીધેજ તેઓનામાંથી હિંસકપણું જતું રહેલું હોય છે. ઋષિ પ્રત્યે તેમનું હિંસકપણું જતું રહ્યું હોય છે એમ નથી પણ તે સ્થળના દિવ્ય આંદોલનને લીધે પરસ્પરના વૈરવાળા પ્રાણી જેવાં કે મોર અને સર્પ ,કુતરો અને બીલાડી, સિંહ અને હરણ, તેઓ પણ એક બીજાથી હળીમળીને રહે છે એવું આપણી પૌરાણિક આખ્યાયિકાદ્વારા આપણે ઘણી વખત સાંભળેલું છે.

પશુઓની સ્વાભાવિક વૈરબુદ્ધિનો પણ નાશ કરનાર પ્રેમ ! સ્વર્ગીય પ્રેમ ? તારી તો ખરેખરી બલિહારીજ છે ! અહો ? શું તારૂં અદ્ભુત સામર્થ્ય અને પ્રભાવ ? ભૂલોકવાસી મનુષ્યો આ પ્રેમને ધારણ કરો ? અને પછી જુઓ કે તમારો સંસાર સુધરે છે કે નહિ ? પરસ્પરની મિથ્યા ભેદભ્રાંતિને ભૂલી આ પ્રેમની સરિતામાં મસ્ત બનીને ઝમકોળાઓ પ્રેમ જળનું પાન કરો ? પ્રેમરંગની પીચકારી મારી રંગાઓ ? તમારા સંસારને જોઇ સર્વ કોઈ એકે અવાજે કહેશે કે આ ઉપાધિરૂપ ગૃહસંસાર નથી પણ સુખની પરિમલતાને પ્રકટાવનાર કેવલ સુખમય સંસાર છે ?

જ્યાં આંખેઆંખ મળતાં વિરોધ થાય ત્યાં પ્રેમને શી રીતે પ્રકટાવવો એવી ખોટી કલ્પના કરો છો ? પવિત્ર

**વિરોધીપણામાં પ્રેમ ક્યાંથી લાવવો ?**

અને અભેદતા યુક્ત પ્રેમમાં એવી કલ્પના શા માટે ? ગંગાના અતિ પવિત્ર જળમાં મલિનતાનું ભાન શા માટે ? સૂર્યના તેજસ્વી પ્રકાશમાં અંધકારનું ભાન શા માટે ? બંધુ ? એવું ભાન ન કરો. તે વાસ્તવિક ઉન્નતિને કરનાર નથી. હુજી પણ કહું છું કે તેને છોડી દો. તમારી આંખના પડળને દૂર કરો. અને પછી જુઓ કે આ વચન સત્ય છે કે નહિ. જ્યાં સુધી તમારી આંખના પડળ દૂર ન થશે ત્યાં સુધી આ કથનનું સત્ય તમને સમજાશે નહિ.

આરંભમાં કદાચ પ્રેમને પ્રકટાવી શકવાની તમારી શક્તિ ન હોય તો લેશ પણ ગભરાશો નહિ. તમારી આંખે આંખ મળતાં જ્યાં વિરોધ થાય ત્યાં પ્રેમ શી રીતે થાય એની થોડીઘણી માહિતી આ લેખક પણ જાણે છે અને તેથી નીચે પ્રમાણે જો ચાલવામાં આવે છે તો પ્રેમને પ્રકટાવી શકાય છે અત્ર જે ઉપાય લખવામાં આવે છે તે માનસશાસ્ત્રનો એક ખરેખરા સિદ્ધાંતરૂપ છે. અને તેનું જે પાલન કંરે છે તે અવશ્ય કરીને તેમાં ફતેહમંદ થયા શિવાય રહેતો નથી. ત્યારે ફક્ત એકજ કર્તવ્ય છે કે તેને બરાબર વાંચી તેના ઉપર દૃઢ શ્રદ્ધા રાખી તેનું પાલન કરવું થોડા દિવસ પાલન કરવાથી તેનું ફળ આપોઆપ પ્રકટી આવશે.

પ્રેમ ત્રણ પ્રકારે ઉદ્ભવી શકે છે. એક સાક્ષાત રીતે

**પ્રેમના ત્રણ પ્રકાર અને તેનું સ્વરૂપ.**

આપણા પરિચયથી. બીજો :લેખાદિ દ્વારાથી. તથા ત્રીજો માનસશાસ્ત્રના નિયમથી. આ પ્રમાણે ત્રણ પ્રકારનો આપણે સાદી ભાષામાં અર્થ કરીએ તો સાક્ષાત રીતે પ્રેમ કરવો એટલે કોઈ મનુષ્ય આપણી સન્મુખ ઉભો હોય તે જોકે આપણાથી વિરૂદ્ધ વિચારનો હોય તો પણ તેના પ્રતિ સ્વાભાવિક પ્રેમવાળું વર્તન કરવું તેની સાથે સભ્યતાપૂર્વક પ્રેમથી વાત કરવી તેને બેસાડવો યોગ્ય સન્માન આપવું વીગેરે આ પ્રમાણે કરવાથી આપણી પાસે આવેલો સંબંધી યા મિત્ર આપણા પ્રત્યે ગમે તેટલા પ્રતિકૂળ વિચારનો હોય તો પણ તે અનુકૂળ થઈ શકે છે. તત્કાળ કદાચ તે સર્વાંશે અનુકૂળ નથી થતો પણ તેના અંતઃકરણમાં આ અનુકૂળતાના ભાવની છાપ પડે છે. અને આ છાપ સમય જતાં સ્થુલ રૂપમાં આવી તે અનુકૂળ થઇ જાય છેજ.

બીજો. પ્રેમ લેખાદિ દ્વારા થઈ શકે છે. એટલે આપણા ઉપર વિરોધભાવ રાખનાર મનુષ્યને આપણી સાથે રૂબરૂ મળી શકવાનો સંભવ ઓછો હોય તો ઉત્તમોત્તમ લેખોથી અથવા પત્રવ્યવહારથી એ પ્રતિકૂળ સંબંધી પ્રત્યે અનુકૂળ વાકયો લખવાં. આપણે અને તેને કદાચ પત્રવ્યવહારનો સંબંધ બંધ થયો હોય તો તેને જેની સાથે સંબંધ હોય અને આપણને પણ તે સંબંધી સાથે ઓળખાણ હોય તો તે

સંબંધીને પણ તેના સંબંધના સમાચાર–કુશળતા વીગેરે પૂછાવતા રહેવું. અને આ પ્રમાણે જે પ્રેમ દર્શાવવો તે લેખિની દ્વારા દર્શાવેલો પ્રેમ કહેવાય છે.

આ બે પ્રેમના પ્રકાર કરતાં જે માનસશાસ્ત્રના નિયમથી પ્રેમ થઈ શકે છે તેનું સ્વરૂપ તદન જુદુંજ છે. અને આ પ્રેમને ધારણ કરવાવાળો મનુષ્ય પોતાના ગમે તેવા વિરોધી ભાવના સંબંધીઓની વિરોધતા ટાળી શકે છે. માનસ પ્રેમનું સર્વ સામાન્ય સ્વરૂપ નીચે પ્રમાણે છે.

આપણા ઉપર આપણો કોઇ સંબંધી યા મિત્ર વૈરભાવ રાખતો હોય તોપણ તેના પ્રતિ આપણે પ્રેમભાવ રાખવો. ભલે તે આપણું ગમે તેટલું બગાડે અને આપણી પાછળ ગમે તેટલી નરસાઇ બોલે તોપણ આપણે તો તેનું સારૂંજ બોલવું આરંભમાં કદાચ આ રીત કઠણ લાગશે; પણ મહાવરો વધતાં તે ઘણીજ સહેલાઈથી બની શકે તેવી છે. આપણો વિરોધી સામો મળતાં કદાચ આપણાથી તેના પ્રતિ પ્રેમ ન થઈ શકે તેવી સ્થિતિ હોય તો પ્રથમ આપણે તેની પાછળ તેના ઓળખીતા મિત્ર વીગેરેમાં તેનું સારૂંજ બોલવું. આ સારૂં બોલવાનું પણ ઉપર ઉપરનું ન હોવું જોઇએ; પણ ખરેખરા અંતઃકરણના ભાવનું હોવું જોઇએ. અને આપણું વર્તન પણ એવુંજ હોવું જોઇએ. બોલમાં કંઈ અને વર્તનમાં કંઈ એ નીતિથી કોઇ દિવસ પણ ઇષ્ટતમ પરિણામ પ્રકટી શકે તેમ નથી. પરંતુ એનાથી કદાચ ખરાબ પરિણામ આવે છે. કેમકે જો આપણે

માત્ર મુખથી આપણા વિરોધી સંબંધીનું સારૂં બોલતા હોઈએ અને આપણા વર્તનમાં તેના પ્રતિનો વૈરભાવ લેશ માત્ર પણ ઓછો નહિ હોય તો તેથી અનર્થકર પરિણામજ પ્રકટે છે. અને આમ હોવાથી દરેક સુજ્ઞે આ બાબતમાં સાવધાનતા રાખવાની છે.

વિરોધી સંબંધી પ્રત્યે પણ આપણે પાછળ સારૂં બોલતા હોઈએ તો કેવું સારૂં પરિણામ આવે છે તે નીચેની આખ્યાયિકાથી સ્પષ્ટ રીતે સમજી શકાશે.

• વિશ્વામિત્ર અને વસિષ્ઠ ઋષિને પૂર્વે ઘણુંજ વૈર હતું. વિશ્વામિત્રનો સ્વભાવ અત્યંત ક્રોધી હોવાથી તેમણે વસિષ્ઠના સો પુત્રોને પણ મારી નાંખ્યા હતા. આટલું થયા છતાં પણ વસિષ્ઠને વિશ્વામિત્ર પ્રતિ દ્વેષભાવ ઉત્પન્ન થયો નહોતો. એક દિવસે વિશ્વામિત્ર વસિષ્ઠ ઋષિને મારી નાંખવા માટે રાત્રિના વખતે તેમના આશ્રમે ગયા. આ વખત પૂર્ણિમાના ચંદ્રની ધવલ જ્યોત્સ્નામાં વસિષ્ઠ અને તેમના પત્નિ અરૂંધતી બેઠાં હતાં; તેવામાં અરૂંધતીએ પોતાના સ્વામીને પ્રશ્ન પૂછયો કે પ્રાણનાથ ! આ ચંદ્રના ધવલ પ્રકાશ જેવું તપ કયા મુનિવરનું ઝળકી રહ્યું હશે. વસિષ્ઠ બોલ્યા કે દેવી ! એકલા રાજર્ષિ વિશ્વામિત્રનું તપજ આ ચંદ્રના ધવલ પ્રકાશ જેવું છે. અહો ! ધન્ય છે તે ઋષિને ! આ વાક્યો વિશ્વામિત્ર કે જેઓ વસિષ્ઠનું ખુન કરવા પાછળ છાનામાના સંતાઇ રહ્યા હતા, તેમણે સાંભળ્યા અને પછી તરતજ વિચાર કર્યો

કે અરે ! હું કે જે આ ઋષિના સો પુત્રને મારી નાંખનારો છું અને અત્યારે પણ આ ઋષિનો જીવ લેવા માટે આવ્યો છું તેના પ્રતિ આ ઋષિવરની કેટલી બધી માનની લાગણી છે. એમ વિચારી તરતજ 'વસિષ્ઠ મને ક્ષમા કરો' એટલું કહી વિશ્વામિત્ર વસિષ્ઠને પગે પડયા અને પોતે જે કારણથી આવ્યા હતા તે સર્વ કહી બતાવ્યું. ઉદારચરિત્ વસિષ્ઠ ઋષિએ તરતજ પ્રેમપૂર્વક ઉઠાડી યોગ્ય આસને બેસાડી તેમનું આતિથ્ય કર્યું અને પછીથી પોતાના અવિચારીપણાને ધિક્કારતા તેઓ સ્વગૃહે ગયા.

આ આખ્યાયિકાથી આપણને સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે વિરોધીભાવવાળા મનુષ્યને સુધારવાને અર્થે આપણે તેના પ્રતિ પ્રેમ પ્રવાહને વહેવડાવવાની જરૂર છે. આ પ્રેમ પ્રવાહ વહેડાવવા માટે આપણે નીચેની ભાવના પ્રમાણે વર્તવું જરૂરનું છે.

**દ્વેષભાવ શી રીતે ટાળવો ?**

તમારે જે સંબંધી સાથે દ્વેષ હોય અથવા કોઈ સંબંધી તમારા ઉપર દ્વેષભાવ રાખતો હોય તો તેને સુધારવાને માટે અન્ય કાંઈ પણ કર્તવ્ય ન કરતાં ભાવના કરજો. દાખલા તરીકે તમારી સ્ત્રી તમારી સાથે અણબનાવથી રહેતી હોય તો તે જ્યારે નિદ્રામાં હોય ત્યારે તેના ઉપર માનસિક પ્રેમ લેનું ચિત્ર ખડું કરીને કરવો. અને મનમાં ધારવું કે મારી સ્ત્રી મારા ઉપર અત્યંત

પ્રેમ કરે છે. હૃદયની ખરી લાગણીથી તે મને ચાહે છે. તથા હું એને ચાહું છું. મારે અને એને અણબનાવ છેજ નહિ; કેમકે તે અર્ધું મારૂંજ સ્વરૂપ છે. આ પ્રમાણે ધારીને પછી તેજ ભાવનામાં થોડો સમય તલ્લીન રહેવું. કેટલો સમય રહેવું તેનો નિર્ણય સઉસઉની અનુકૂળતા ઉપરજ આધાર રાખે છે પણ ઓછામાં ઓછો પા કલાક તો આ ભાવના સેવવીજ; તેનાથી પણ અધિક સેવાય તો તે વધારે લાભનેજ પ્રકટાવે છે. આ ભાવના કરવાથી લગભગ બે માસની અંદર ફળ મળે છેજ. જેમ ભાવના ખરા અંતકરણની તેમ તેનું ફળ વહેલું મળવાનું અને જેમ ભાવના માત્ર બહારની ઉપલક તેમ તેનું ફળ મળતાં વાર લાગવાની આમ હોવાથી આ ભાવનાનું ફળ વહેલું યા મોડું મળવું તે ભાવના કરનારના અંતઃકરણની સ્થિતિ ઉપર આધાર રાખે છે.

ભાવના કેવા ઉત્તમ ફળને પ્રકટાવે છે તેના સ્વરૂપને ન સમજનાર મનુષ્યને આ પ્રયોગ એક ચસ્કેલા મગજમાંથી ઉઠેલા પ્રયોગ જેવો લાગશે. અને તેઓ તેને તરતજ હસી કાઢી તેની ઉપેક્ષા કરશે, તેથી અત્રે વિષયાંતર થતું હોવા છતાં પણ ભાવના સંબંધી કાંઈક અલ્પ માહિતી આપવી યોગ્ય ધારીએ છીએ.

ભાવના એટલે શું ? ભાવના એટલે ઈચ્છા. અને આ

ભાવના અથવા ઈચ્છામાં કેટલું સા-

**ભાવનાનું સામર્થ્ય.** મર્થ્ય રહેલું છે તે તમે જાણો છો?

एकोहम बहु स्याम એ પ્રકારની પરમાત્મા ની ભાવના વડેજ આ સૃષ્ટિની ઉત્પત્તિ થઇ છે. કહો ત્યારે ભાવનાનું સામર્થ્ય કેટલું બધું? આ સમગ્ર સૃષ્ટિની ઉત્પત્તિ તે પણ ભાવના વડે. અહા! ભાવના વડે મનુષ્ય શું કરવાને સમર્થ નથી? અર્થાત્ સર્વ કરવાને સમર્થ છેજ. જેમ અગ્નિની એક નાની સરખી ચીણગારીમાં મોટા મોટા મહાલયોને પણ બાળી નાંખવાનું સામર્થ્ય રહેલું છે તેમ તમારા અંતઃકરણરૂપ નાના સરખા પ્રદેશમાં ઉઠતી ભાવનામાં પણ જે ધારે તે કરી શકવાનું સામર્થ્ય રહેલું છે. પણ જો તે તમારી ભાવના ખરી અને અંતઃકરણના ઉંડાણમાંની પ્રકટી હશે તો આ ભાવનાજ અતુલ બળને પ્રકટાવે છે. આજને આજ હું મોટો કરોડ-પતિ થઇ જાઉં એમ કોઈ મનુષ્ય ભાવના કરે અને તેમાં તેને સફળતા ન મળે તો તેમાં ભાવના કરનારનો દોષ હોય છે. કેમકે તેની ભાવના માત્ર ઉપર ઉપરનીજ હોય છે અને આવી ઉપલકિયા ભાવના કાંઈપણ બળને પ્રકટાવી શકતી નથી.

**ભાવના સિદ્ધ શાથી નથી થતી?**

ભાવનાનું સેવન કરનાર મનુષ્યના જીવન ઉપર અવલો-કન કરતાં એમજ જણાયું છે કે તેમાં કોઈકજ તેની સિદ્ધિને અનુ-ભવતા હશે. આમ થવાના કારણો ઘણાં છે પણ તેમાંના મુખ્ય મુખ્યનું અત્ર દીગદર્શન કરાવી જવાનું યોગ્ય ધાર્યું છે.

**૧ ભાવનાની એક ધારા રહી શકતી નથી. અને તેથી તેનું બળ છૂટું પડી જાય છે.** મનુષ્ય અમુક ભાવના આજે કરે છે તેને થોડા દિવસ સેવે છે. પરંતુ તેથી તેને જોઇતો લાભ ન થવાથી તે બીજીજ ભાવના કરે છે. બીજી ભાવના પણ કરી ન કરી એટલામાં ત્રીજીનું સેવન કરે છે. અને આ પ્રમાંણે વારંવાર તે ભાવનાઓ બદલ્યા કરે છે અને આજે સુખની તો કાલે આરોગ્યની અને પરમ દિવસે ધનની ભાવનાનું સેવન કરતો તે જોવામાં આવે છે. આથી તેની એક પણ ભાવના સિદ્ધ થઈ શકતી નથી. છૂટા છવાયા ઘરના વર્ષાદનું પાણી જેમ જેમ ચોમાસામાં એકઠું થઇ તેનો વહેળો થાય છે અને એવા વહેળા એકઠા થઇ તળાવ ભરાવા પામે છે પણ દરેક ઘરનું પાણી ભિન્ન ભિન્ન જગ્યામાં જતું હોય તો નથી તો વહેળો થઈ શકતો નથી તો કે તળાવ ભરી શકાતું તેમ આ ભાવનાના સંબંધમાં પણ સમજવાનું છે. છુટી છવાઈ ભાવના કાંઇ પણ ફળને પ્રકટાવતી નથી. જેમ ભમરીનું ધ્યાન જ્યારે કીડો સતત રૂપે કરે છે ત્યારેજ તે ભમરી રૂપ બની જાય છે. તેમ ભાવનાના પ્રયોગમાં સતતપણે વહન કરનાર મનુષ્યજ તે ભાવનાની સિદ્ધિને અનુભવી શકે છે.

વર્તમાન સમયમાં મનુષ્યને ભાવનાના વૃક્ષનું ફળ તુરતને તુરત જોઈએ છે. પણ ફળને માટે કાંઇ એમ ઉતાવળ કરવાની જરૂર નથી. એથી કાંઇ ફળ મળતું નથી. કેમકે

પ્રથમ એ વૃક્ષને ઉગાડવાની, તેનું પોષણ કરવાની તથા તેને મોટું થતાં પર્યંત અનુકૂળ જળસિંચનાદિ કરવાની જરૂર છે; નહિતો વૃક્ષ થતુંજ નથી અને ફળ પણ મળતું નથી. માટે ભાવનાના ફળની જરૂર હોય તો તેનું પાલન પોષણ કરો. ઉગતાજ વૃક્ષને કુવાડા મારીને કાપી ન નાંખો. આજે એક ભાવના કરી, કાલે બીજી કરવી એ પ્રથમની ભાવના ઉપર કુવાડો મારવા તુલ્ય છે માટે એવું કરતાં અટકો અને એકજ ભાવનાને તેની સિદ્ધિ મળતાં પર્યંત યોગ્ય કરો.

ભાવના સફળ ન થવાના બીજા કારણમાં અધિકાર ભેદ છે. ભાવના કરતી વખતે યોગ્યા યોગ્યનો વિચાર કરવો જોઈએ; અને ભાવના ખરેખરી નિર્દોષ હોવી જોઈએ. બીજાનું અહિત ઈચ્છવા માટે અથવા તેનું કાંઇપણ બગાડવા માટે કરવામાં આવતી ભાવના કાંઈપણ ફળને આપતી નથી. એટલુંજ નહિ પણ **જેમ ભીંતને મુક્કી મારવાથી પ્રત્યાઘાત થઈ સામું આપણનેજ વાગે છે, તેમ બીજાનું અહિત કરવા કરેલી ભાવના આપણું જ અહિત કરે છે.**

અંતઃકરણના ખરેખરા ભાવની નિર્દોષ અને શુદ્ધ ભાવના કરનારને જોકે કાંઈપણ અશકય નથી. પરંતુ એ નિયમને અપવાદરૂપે બાદ કરીએ તો એવા અંતઃકરણના ખરેખરા ભાવથી ભાવના કરનારા મનુષ્યો કોઈકજ જોવામાં આવે છે. હાલમાં તો આ ભાવના આ માણુસે કરવી તે હિતકર છે કે કેમ તેનો કાંઈપણ વિચાર કર્યા વગર ભાવના કરો એવો

ભાવનાવાદી મહાત્માઓ તરફથી બેધડક ઉપદેશ અપાય છે. ઘરમાં હાંલે હાલ્લાં કુસ્તી કરતાં હોય અને સાંઝે ખાવાનાં ફાંફા હોય તેવા મનુષ્યને ધનના ઢગલાની ભાવના કરો એ ઉપદેશ શું કામ આવશે. આ તો 'મુંગે કો સ્વપ્ના ભયા' એ જન કથન પ્રમાણે આ મનુષ્યની પણ સ્થિતિ થશે. અર્થાત્ જેમ મુંગા મનુષ્યને સ્વપ્ન આવે તો તે બિચારો મનમાંજ સમજી શકે છે તેમ આ ધનના ઢગલાની ભાવના કરનાર મનુષ્ય પણ બિચારો પોતાની ભાવનામાંજ ધનને જુએ છે. પણ જ્યાં સાંઝ પડે કે છે પેટમાં ક્ષુધાનું કષ્ટ થાય છે ત્યારે આ ભાવનાને કોણ જાણે કયે ખુણે નાંખી દે છે કે જેની શોધ કરતાં પણ તે હાથ આવતી નથી. આમ થતું હોવાથી ભાવનાનો ઉપદેશ સર્વને એક સરખીરીતે આપવાનો ધંધો લઇને બેઠેલા ભાવનાવાદી મહાત્માઓએ આ અધિકારની બાબત ઉપર પોતાનું લક્ષ્ય ખેંચવાની જરૂર છે.

અધિકાર વગર કરેલી ભાવના સફળ થવાની ઇચ્છા ભાગ્યેજ સફળ થાય છે. દાખલા તરીકે એક અંગ્રેજી બીજી ચોપડીનું જ્ઞાન ધરાવનાર મનુષ્ય મોટા સીવીલીયનની નોકરીની ઇચ્છા રાખે તો તે ફળીભુત થતી નથી તેમ કરવામાં પ્રથમ તેણે અભ્યાસ કરવાની જરૂર છે તેમ આ ભાવનાની બાબતમાં પણ સમજવાનું છે. પ્રથમ જો આ બાબત ઉપર વિચાર નથી કરી શકાતો તો પછીથી ભાવનાના પ્રયોગનાં અંતે તેનું જે ફળ મળવું જોઇએ તે ન મળવાથી

ઘણાના મનમાં ભાવના એ તદ્દન ખોટી છે એવો સ્વાભાવિક નિશ્ચય થઈ જાય છે.

સુજ્ઞ વાંચકોની ભાવના એ શું છે તથા તે કયા કયા લાભને પ્રકટાવે છે તેની ખાતરી આટલા વિવેચનથી થઈ હશે. તેથી આગળ જણાવેલો પ્રયોગ પોતાના પ્રતિકૂળ સંબંધીને અનુકૂળ કરવા માટે કરવાનો આરંભ કરવો તેમને માટે આત્ શ્રેષ્ઠ ઉપાય છે.

આ માનસ ભાવનાનું સેવન કરતાં કરતાં તમારે બીજી એક બાબત ધ્યાનમાં રાખવાની છે અને તે એ છે કે તમે જે પ્રમાણે માનસ ભાવના કરો તેજ પ્રમાણે તમારૂં વર્તન પણ રાખશો. ભાવના કંઈ અને વર્તન કંઈ એ નીતિ રાખવાથી કાંઈપણ ફળ મળતું નથી આનું કારણ દેખીતુંજ છે. કેમકે આપણે ભાવનામાં આપણા સંબંધીને ચાહતા હોઈએ અને પ્રત્યક્ષ મળતાં તેના ઉપર દ્વેષ રાખતા હોઇએ તો તે ભાવના કોઈપણ દિવસ ફળ આપે ખરી કે ? એક છોડવાને તે જેમ ઉગતો જાય તેમ કાપી નાંખવામાં આવે તો તે કોઈ દિવસ વૃદ્ધિ પામી શકે ખરો કે ? કદી નહિ. ત્યારે ભાવનાના સંબંધમાં પણ તેમજ છે. આથી આ ઉપાયને અનુભવમાં મૂકનારે ગભરાવાની જરૂર નથી. તેણે પ્રથમ ભાવનાથીજ પોતાના સંબંધીને દાખલા તરીકે પોતાની સ્ત્રીને ચહાવી. અને પછી જ્યારે જ્યારે એ ભાવનાનું બળ જામવા માંડે કે તરત ત્યારે ત્યારે તે પ્રમાણે વર્તવું. પ્રથમ એકદમ

દ્વેષને ન ભૂલાય તો ધીમે ધીમે ભૂલવાનો પ્રયત્ન કરવો અને જે તે રીતે આપણું વર્તન તેના પ્રતિ પ્રેમવાળું છે એવું બતાવવું આમ જોવાથી આપણી દ્વેષી સ્ત્રીના મગજમાં કાંઈ અસર થશેજ. પ્રથમ કદાચ એ અસર થતી તમને નહિ જણાય પણ થોડા વખતમાં તેની આપોઆપ ખાત્રી થશે.

જન સમાજમાં પરસ્પર પ્રતિકૂળતાવાળા સંબંધીઓના જીવનનું અવલોકન કરતાં ઘણે ભાગે એમ જણાઈ આવે છે કે તેમાં પ્રથમ કોઈની કોઈ બાબતમાં ભૂલ થઇ હોય છે. અને આ ભૂલ થવાથી તેમને અંટશ બંધાઈ જાય છે. દિવસે દિવસે તેમાં વૃદ્ધિ થઇ તેઓ કેવળ પ્રતિકૂળ થઈ રહે છે. સુજ્ઞ મનુષ્યે આમ કરવું ઘટતું નથી. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. ભૂલ વગરના તો સાક્ષાત પરમાત્માજ છે. તેથી મનુષ્યથી ભૂલ થવી એ સ્વાભાવિક છે આમ હોવાથી કદાચ કોઈનાથી કાંઈ ભુલ થઇ હોય તો તે ભૂલ તે ફરીથી ન કરે તેને અર્થે તેને પ્રિય શબ્દોમાં અસરકારક બોધ આપી તેના મગજમાં તે બાબતમાં બરાબર ઠસાવવું જોઈએ પણ ભૂલ કરનાર પ્રતિ અંટશ અથવા દ્વેષ ન રાખવો. દ્વેષ રાખવાથી કાંઇ સારૂં પરિણામ આવતું નથી પણ ભૂલ કરનારને તેવી ભૂલ કરવાથી શી હાનિ થાય છે તે સચોટ રીતે સમજાવવાથી જ સારી અસર થાય છે.

' આપણામાં એક પ્રચલિત કહેવત છે અને તે ઘણાંના જાણવામાં હશે કે એક હાથ નમે તો બીજો પણ નમે. આ '

કહેવત ખરેખરી સત્ય પૂર્ણ છે. તમે તમારા દ્વેષી **સંબંધી પ્રતિ પ્રેમ રાખશો તો તે તમારા પ્રતિના સઘળા દ્વેષને ભૂલી જઈ પ્રેમ રાખશે.** આ નિયમનું પાલન કરો આરંભમાં કઠિનતા જણાય તો તેનાથી ન ડરો. ક્ષુધાને શાંત કરનાર, તન મનને પોષણ આપનાર સ્વાદિષ્ટ ભોજન પણ તેને બનાવતાં રાંધતાં પ્રથમ કઠિનતા જેવું ભાન કરાવે છે. પણ પાછળથી ભોજન તૈયાર થતાં ભુખ મટાડે છે. તેમ આ બાબતમાં પણ આરંભમાં જણાતી પ્રતિકૂળતા તરફ નજરજ ન કરો અને **તમારા મનમાં નિશ્ચય કરી રાખો કે ગૃહસંસારને સુધારવાનો સર્વોતમ ઉપાય પ્રેમ ભર્યું વર્તન છે અને એ વર્તવામાં કઠીનતા લાગે તો નિશ્ચય કરો કે આરંભની કઠીનતા એ કઠીનતા નથી પણ દ્વિગુણ બળથી એ વર્તન કર્યા કરવાની હિતકારક સૂચના છે.**

## प्रकरण ७ मांना सिद्धांतो.

१ गृहसंसारने सुधारवाना उपायमां मुख्यत्वे करीने प्रतिकूळवाळा अने द्वेषी संबंधी प्रति मायाळु वर्त्तन राखवुं ते छे.

२ प्रेमनुं सामर्थ्य अलौकिक होवाथी प्रतिकूंळवाळा संबंधी आपणा मायाळु वर्तनने लीधे अनुकूळ थइ शके ते तो निसंशय छे.

३ आजे बीज रोपी तेना फळ जेम आजने आज खावानी इच्छा करवी खोटी छे तेम आज मायाळु वर्तन करी आपणा प्रतिकूळ संबंधी अनूकूळ थाय ते वात पण खोटीज छे अने जेम बीज रोप्या पछी फळ खावाने माटे आपणे थोडा दिवस अथवा मास धीरज धरवानी जरुर छे तेम मायाळु वर्तन राख्या पछी पण संबंधीओनी प्रतिकूळता टाळवा थोडो समय सहनशीळ थवानी जरुर छे.

४ प्रतिकूल संबंधीओनो विरोध टाळवा भावनानो प्रयोग करवो जरुरनो छे पण ते साथे एटलुं ध्यानमां राखवानी जरुर छे के ए भावना खरा अंतःकरणनी होवी जोइए तथा सतत तेनुंज चिंतन होवुं जोइए.

५ भावनानी साथे वर्तन पण भावनाने अनुरुप होवुं जोइए. आम वर्तवामां आरंभमां कठण लागे पण तेने न गणकारी आगळने आगळ वधवुं जोइए.



# પ્રકરણ ૬ ઠું.



પ્રિય દંપતી! તમે હવે આજથી પરસ્પરથી જોડાયાં છો, આજ સુધી તમે અપૂર્ણ હતાં તે આજ પૂર્ણ થયાંછો અને આમ થવાથી હવે તમારી જવાબદારી પણ વધેલી છે. તમારે હવે ઘણીજ સાવધાનતાથી વર્ત્તવાનું છે. કેમકે વ્યવહારમાં એવા અનેક પ્રસંગો મનુષ્યોને પ્રાપ્ત થાય છે કે જો તેમાં તે સાવધાનતા નથી રાખતા તો તેઓ અવશ્ય કરીને દુઃખમાં આવી પડે છે. માટે તમારે તમારી સાવધાનતાનો જરા પણ ત્યાગ કરવાનો નથી. એટલુંજ નહિ પણ તમારે હવે એવી નીતિ રીતિને ધારણ કરવાની છે કે જે તમને પોતાને તથા તમારા સંબંધમાં આવનાર સર્વને પ્રસન્નતાનું ભાન કરાવે અને તેઓ તમારી પાછળ એમ કહે કે ધન્ય છે આ દંપતીને?

**નવ વિવાહિત દંપતીને સૂચના.**

મનુષ્ય જન્મ એ એક મહા પુણ્યના યોગથી પામી શકાય છે. આવા ઉત્તમ જન્મને દીપાવી તમે તમારૂં સાર્થક્ય કરજો. તમે બંને એકરૂપતાને પામી ચુક્યાં છો તેથી હવે કાંઇ પણ પ્રસંગ આવતાં માંહોમાંહ્ય કેવળ મિથ્યા ભેદને અને ભ્રાંતિને ઉપજાવી કલેશ ઉભો કરશો નહિ. કલેશ કજીયો

એવાં ખરાબ છે કે તેણે કંઇ કંઈ મનુષ્યોને પાયમાલ કર્યા છે. કંઈ કંઈ દંપતીને છૂટા કર્યાં છે. જુઓ આ સાથેના ચિત્ર પટ ઉપર ધ્યાન આપો, તેમાં લખેલી પંક્તિઓ ખરી છે કે નહિ? માટે એવા કુવાડાની ધાર જેવા કજીઆ કંકાશથી સદા દૂરજ રહેજો. છતાં પણ કદાચ એવો પ્રસંગ પ્રાપ્ત થાય તો તમારી એકરૂપતાનું સ્મરણ કરજો. અને પ્રાણાયામ કરી દશ વખત શાંતિ નામનો ઉચ્ચાર કરજો. આમ કરવાથી જેમ વાદળાં જતાં રહેતાં સૂર્ય પ્રકાશી નીકળેછે તેમ તમારા ઉપર આવેલું કજીઆરૂપી વાદળ ઉડી જશે અને એકરૂપતાનો સૂર્ય પ્રકાશી ઉઠશે.

**યુવાવસ્થાની સંભાળ.**

પ્રિય દંપતી ! યુવાવસ્થા એ ખાસ સંભાળવાની છે. ઘણા મનુષ્યો આ યુવાવસ્થામાં અંધ બની જઈ ફાવે તેમ વર્તન કરેછે. અને તેના પરિણામમાં તેઓ મહા દુઃખનો અનુભવ કરેછે. વિવિધ પ્રકારના કષ્ટકારી વ્યાધિઓ પણ આવી રીત રાખ્યાથીજ થાયછે માટે તમારે તેનાથી બચવાનું છે. અને અંતઃકરણમાં નિશ્ચય કરી સમજવાનું છે કે સર્વથી અધિક કિંમતી આપણું જીવન છે. જીવનને માટે આપણે ગમે તેટલી કિંમત આપીએ તોપણ તે મળી શકતું નથી. અને આવા મોઘા જીવનને હાથે કરીને પાયમાલ કરવું એ મનુષ્યત્વપણાનું લક્ષણ નથી.

ઘણા પ્રસંગમાં એવું બનેછે કે યુવાવસ્થા પ્રાપ્ત મનુષ્ય

તે ગમે તેટલું આડું વર્તન કરે તોપણ, તેની અસર તેને થતી નથી કેમકે તેઓમાં ચઢતું લોહી હોયછે. પણ આમ બે ત્રણ વર્ષ ચાલ્યા પછી તેની અસર તેને થયા શિવાય રહેતીજ નથી અને આ અસર એવી ભયંકર હોય છે કે જેને લીધે પ્રાણ હાનિ થવાનો પ્રસંગ પણ આવી લાગે છે.

નામદાર સરકાર તરફથી ક્ષયરોગના સંબંધમાં ઘણી તપાસ ચાલેછે તથા તેની નોંધ પણ રખાય છે. તેમાં છેલ્લામાં છેલ્લી ખબર મુજબ પ્રસિદ્ધ થયું છે કે આ રોગ જેટલો ઉછરતી વયના યુવાનોને થાયછે તેટલો બીજાઓને નથી થતો. આના સંબંધમાં આપણે વિચાર કરીએ તો જણાશે કે ઉછરતી વયના યુવાનો પોતાના જીવનની કિંમત બરાબર ન સમજી ચઢતા લોહીના પ્રતાપે પોતાને ફાવે તેમ વર્તન કરેછે અને પરિણામમાં આવી રીતે તેઓ રોગના ભોગ થાયછે. માટેજ તેમને આ બાબતમાં ખાસ ચેતીને ચાલવાની જરૂર છે.

પ્રિય દંપતી ! તમારે હવે એકબીજામાં અપૂર્વ સ્નેહ પ્રકટાવવાનોછે. કેમકે જ્યાં સ્નેહ નથી ત્યાં ગૃહ નથી. અને જ્યાં ગૃહ નથી ત્યાં સંસાર પણ નથી. તેથી તમારે તમારૂં વર્તનજ એવા પ્રકારનું રાખવાની જરૂર છે કે પરસ્પરમાં કદી પણ જુદા પડવાનો સંભવ ન આવે.

કેટલાક દંપતીમાં એવો પ્રકાર પણ હાલમાં જોવામાં આવે છે કે તેઓમાંથી અમુક પુરૂષ અથવા સ્ત્રી એક બીજાના વિચાર સાથે મળતાં નથી અને આમ કરતાં તેઓ જુદા પડી

જાયછે. તમારે તેમ કરવાનું નથી. તમારે તો એકબીજાના વિચારોથી પણ ઐક્ય બાંધવાનું છે. વિચારના ઐક્ય વગર મન અને શરીરનું યથાર્થ ઐક્ય બંધાતું નથી તે બાબત ઉપર ધ્યાન આપી ખાસ આ બાબત અનુભવમાં ઉતારવાની છે.

**સમાનતા.**

મારો પતિ સાત ચોપડી ગુજરાતી ભણેલો છે અને હું તેનાથી અધિક ભણેલી છું. એ પ્રકારનું ભાન સ્ત્રીના અંતઃકરણમાં થવાથી અને હું તેના કરતાં વધારે સમજું છું અને સ્ત્રીને તાબે થવાનો ધર્મ છે એ પ્રકારનું ભાન પુરૂષના અંતઃકરણમાં થવાથી ઐક્ય થતું નથી માટે પ્રિય દંપતી! તમે આ પ્રકારના ભાવને તમારા અંતઃકરણમાંથી સદાને માટે દૂર કરજો. અને મનમાં નિશ્ચય કરજો કે **પ્રભુના રાજ્યમાં બંને સમાન છે.** પતિ અને પત્ની સાથે અણબનાવ થવાના કારણમાં એક કારણ એ પણ ગણી શકાય છે કે કોઈ કાંઇ વાત સાચી જૂઠી આપણા બે સંબંધી વિરોધની સાંભળી હોય છે તો તે મનમાં ને મનમાંજ રાખી ઉભયે દ્વેષથી બળ્યા કરવું. આ કારણને પણ તમારે દૂર કરવું જોઇએ. અને પરસ્પરની વાતનું નિરાકરણ કરવું જોઇએ. આ પ્રમાણે પ્રથમ નિરાકરણ કરવાથી આવી પ્રસંગો ઉત્પન્ન થવા પામતા નથી.

પ્રિય દંપતી! ઘરનું કામકાજ થઈ રહે અને જ્યારે તમને નિવૃત્તિ હોય ત્યારે નકામી

**નવરાશનો વખત.** વાતોના ગપાટા હાંકવા કરતાં કોઈ ઉત્તમ ગ્રંથનું મનન કરજો. કેમકે તેમ કરવાથી બુદ્ધિ સુધરે છે અને ઉત્કૃષ્ટ ચારિત્ર્યવાળી થાય છે. ઉત્તમ ગ્રંથ એક સદ્‌ગુરૂની ગરજ સારે છે અને અને તેનો અભ્યાસ કરનાર મનુષ્ય સુખી જીંદગી ગાળવાની રીતભાત જાણી શકે છે.

**વાત કેવી રીતે કરવી ?** ફલાણા ભાઈએ આજે આમ કર્યું અને ફલાણી બાઈએ તેમ કર્યું એવી માલ વિનાની વાતો આજે ફુરસદની વેળાએ થતી જોવામાં આવે છે. કેટલીક વખત તો શશશૃંગ જેવી પાયાવિનાની વાતોના ગાડાંને ગાડાં ગબડાવવામાં આવે છે કે જેની ઉપર જો આપણે વિચાર કરીએ તો હાસ્યજ ઉત્પન્ન થાય, આ પ્રકારની વાતોમાં વખત ન વીતાડતાં બીજા ઉત્તમ કામોમાં તથા ઉત્તમ વાતોમાં વખત વીતાડવો જોઇએ. તે વાત કેવી હોવી જોઈએ ? ઉપર જણાવ્યા પ્રમાણે નકામી વાતો નહિ પણ જે વાતથી આપણને કંઈ પણ લાભ થાય અથવા જાણવાનું મળે તેવીજ વાતો ઉપર લક્ષ આપવું જોઇએ.

**૫૬** ( દયાના, નિધિનો, તનુજા પ્રતિ, એ લય. )

શુભની, સુખની, વાતને, કરવી પ્રતિ દિનતો ઘટે.
શોક ભયને આપનારી, વાતને ત્યજવી ઘટે;
વાતને, વાતને, વાતને, ત્યજવી તો ઘટે;— શુભની૦

× × × ×

દુઃખને બીકની, વાતને, કરવાથી તે તો આવતું,
એવી હવે તું વાતને મુખમાં કદી ન લાવતું,
મુખમાં, મુખમાં, મુખમાં, કદી ન લાવતું; શુભની૦

× × × *

દ્વેષની, મોહની, સ્વાર્થની, વાતને પણ સદાએ ત્યાગવી;
પ્રેમને તત્વની વાણીને બોલવા બુદ્ધિ પ્રભુથી માગવી,
પ્રભુથી, પ્રભુથી, પ્રભુથી બુદ્ધિ માગવી. શુભની૦

× × × ×

જ્ઞાનને, ધ્યાનની, ભક્તિની, વાત કરવાથી મન ઉચ્ચજ થતું
કૃતિમાં તેહને, મૂકવાથી, મન આ શિખરે જતું.
શિખરે, શિખરે, શિખરે, મન આ તો જતું. શુભની૦

**શ્રીશ્રેય સુધાકર***

**પ્રિય દંપતી! આપણે ઉપર જણાવ્યું તેમ વ્યવહારમાં જેમ શુભ અને સુખની વાતજ કરવાની જરૂરછે તેમ પ્રિય વચનો બોલવાની પણ તેટલીજ જરૂરછે. તું તાં ઈત્યાદિ હલકાં વચનો વ્યવહારમાં બોલતાં તે બોલનારનીજ તોછડાઇ જણાઇ આવેછે અને તેથી સદ્વિચાર સંપન્ન મનુષ્યે તેનો સર્વદા ત્યાગ કરવો ઉચિતનોછે. પુરૂષે સ્ત્રીને અને સ્ત્રીએ પોતાની દાસી અથવા ચાકરને પણ તું શબ્દવડે બોલાવવા**

---

* અમારા તરફથી બહાર પડેલું ઉત્તમોત્તમ કાવ્યોમાંથી ખાસ ચુંટી કાઢેલા રસિક અને બોધક કાવ્યોનું પુસ્તક પૃષ્ઠ ૨૫૦ પાકું સોનેરી પુંઠું મૂલ્ય રૂપૈયો એક. **ચંદ્રપ્રકાશ ઓફીસ સુરત.**

ચોગ્ય નથીજ. આપણાથી ઉતરતા દરજ્જાના મનુષ્યને 'તુ'. શબ્દથીજ બોલાવવા જોઇએ. જો તેમ ન કરીએ તો આપણી મોટાઈ ઘટે એ પ્રકારનું માનવું એ તદ્દન ભૂલ ભરેલુંજછે. એવા મનુષ્યોએ એટલું તો નક્કી સમજવુંજ જોઇએ કે તેમ કરવાથી અર્થાત્ તુંકારાથી બોલાવવા કરતાં માન ભરેલી વાણીથી બોલાવતાં મહુત્તા અથવા મોટાઈ ઘટતી નથી પણ ઉલટી વધે છે. એક આપણો ગમે તેવો દુશ્મન આપણી સામે આવી ઉભો હોય તે વખતે તેને "તું કેમ આવ્યો. અહીંથી જા'એ પ્રકારનું તોછડાઈવાળું બોલવાથી તેની સાથે દુશ્મનાઇમાં અધિક વધારો થશે. પરંતુ આનાથી ઉલટું તેને પ્રિય શબ્દોમાં 'આવો, પધારો,' વીગેરે બોલી માન આપવાથી તેની અદેખાઈ–યા દુશ્મનાઈ જરૂર ઘટવા પામશે. આમ હોવાથી વ્યવહારમાં 'તું તાં' શબ્દને બદલે 'તમે આપ' શબ્દની કેટલી બધી જરૂરછે અને તે વાપરવાથી કેટલા બધાં સારાં પરિણામ આવેછે તેનો ખ્યાલ આપણને આવ્યા શિવાય રહેતો નથી. જે મનુષ્યને 'તું તાં' ઈત્યાદિ બોલવાની ટેવ પડી ગઈ હોય તે ટેવને સુધારવા તેણે પોતાના ઘરમાંજ અભ્યાસ કરવો અને ઘરના સર્વે સંબંધી તથા પોતાની સ્ત્રી, પોતાનો પુત્ર વીગેરેને તમે કહીનેજ બોલાવવાં આમ કરવાથી ધીરે ધીરે એ ટેવનો નાશ થઈ શકશે. વળી દરરોજ સવારના પહોરમાં નીચેનું પદ્ય ગાવાથી પણ અધિક લાભ થશે.

**પદ ગરબી.** (રૂડી રામકથા, એ લય.)

પ્રિય શુભ વાણી, હરનિશ તું તારા મુખમાંથી બોલજે.
કોઈ દિન તાણી, વાણીને તું કોઈ સમીપ ના ખોલજે.
તારે શુભમય વચનો વદવાં, ફાવે તેવાં કદી ના લવવાં,
(એવા) મિથ્યા ગારાને શીદ ખુંદવા; પ્રિય૦
કદી 'તુંતાં' એવું ના કહેતો, હલકાં વચનો ના ઉર લહેતો,
જા તું તો શુભમાંહિ વહેતો; • પ્રિય૦
શું વાત રહી છે આસારી, છે શું તેને તેં જરૂરી ધારી,
કે જેથી મુખથી ઉચ્ચારી; પ્રિય૦
તું વિચાર આવો કીધા પછી, વાતોને વદજે તુજ મુખથી,
જેથી રહેશે તું બહુ સુખથી; પ્રિય૦
તું મધુર મધુર વાતો કરજે, તે કરી સંગીજન શ્રમ હરજે,
પછી ભવમાં તું નિર્ભય ફરજે; પ્રિય૦
પ્રિયવાણી સુખ તો આપે ઘણું, થાય કથન ન એના મહિમા તણું
પ્રિયવાણીમાં બળ ભારી ઘણું; પ્રિય૦

હૃદયના આલાપ પૂર્વક આ પદ્ય ગાવાથી પ્રિયવાણીની મહત્તાનું અંતરમાં ભાન થાય છે. એટલુંજ નહિ પરંતુ તે જેના જેના સાંભળવામાં આવે છે તેને પણ પ્રિયવાણીની મહત્તા તે દર્શાવે છે. આમ હોવાથી તેનું ગાયન તથા મનન એક કર્તવ્યરૂપ છે.

•પ્રિય દંપતી ! હવે તમારે એક અગત્યની બાબત ઉપર ધ્યાન આપવાનું છે અને તે

**નિયમિત વર્તન.** અન્ય નહિ પણ નિયમીત વર્તનની બાબત છે. યુવાવસ્થા અથવા ચઢ્યા લોહીના જોરને લીધે આજે અનેક દંપતીઓ આ બાબત ઉપર ધ્યાન ન આપતાં અનિયમિત વર્તનને સેવી આખરે દુઃખાનુભાગી થાય છે; પણ તમારે તેમ કરવાનું નથી. કેમકે તમારા ગૃહસ્થાશ્રમને સુખી બનાવવાનોજ વિચાર છે. અને એ વિચાર હોવાને લીધેજ તમે આજે આ પુસ્તક વાંચો છો. માટે નિયમિત વર્તનની બાબતમાં તમારે ઘણીજ કાળજી રાખવાની છે.

આ સૃષ્ટિની વ્યવસ્થા જોતાં તે પણ નિયમિત ચાલે છે. રાત્રિ પછી દિવસ થાય છે. દિવસ પછી રાત્રિ થાય છે. નિયમિત સમયે સૂર્યનો ઉદય થાય છે, અને નિયમિત સમયે આથમે છે. સમુદ્રમાં ભરતી ઓટ પણ નિયમિત સમયેજ થાય છે. ગ્રહો ઉપગ્રહો વીગેરે સર્વ નિયમિત રીતેજ સઉ સઉની જગ્યામાં ગતિ કરતા હોય છે. જો તેમાં નિયમિતતા ન હોત તો સૂર્ય ચાર માસ સુધી ઉગતજ નહિ. અને રાત્રિ છમાસ સુધી પણ ચાલ્યા કરત. આ સર્વ કહી 'કહેવાનું' તાત્પર્ય એકજ અને તે એ છે કે નિયમિતતા એ સર્વના સૂત્રરૂપ છે, અને તેનું પાલન કરનારજ આ વિશ્વમાં પોતાનો સંસાર નિયમિત સુખરૂપ ચલાવી શકે છે.

આપણા ગૃહસંસારમાં નિયમિતતાની ઘણીજ ખામી છે અને તેને લીધેજ આજે જે તેની આવી દુર્દશા થવા

પામી છે એમ કોઈ કહે તો તેણે ખોટું કહ્યું છે એમ કહી શંકાય તેમ નથી. વળી પાશ્ચાત્ય પ્રજાની નિયમિતતા ઉપરથી આપણે મોટો ધડો લેવાનો છે. એ પ્રજાને નિયમિતતા બહુજ પ્રિય છે, અને તેના ઉદાહરણ રૂપ આગગાડી પોષ્ટ ખાતું વગેરે છે. એ માત્ર કોઈ જરૂરના કવચિત્ અપવાદ શિવાય નિયમિતજ ચાલે છે. અને એ નિયમિતતાને લીધેજ તે આજે લોકપ્રિયતાને પામી તેનો આજે હજારો મનુષ્યો સુખપૂર્વક લાભ લે છે.

પાશ્ચાત્ય પ્રજામાં તો નિયમિતતા એટલે સુધી છે કે અમુક મનુષ્યને અમુક વખતે કહ્યું હોય તો તેજ વખતે જો પેલો મનુષ્ય ત્યાં આવે અને તેને મળી શકે. જરા પણ મોડો વેહેલો આવે તો તેને તે નહિ મળે. આ સંબંધમાં પોતાનો જાતી અનુભવ ટાંકતાં શ્રીયુત પંડિત લાલન જણાવે છે કે એક વખત અમેરીકામાં હું એક બાઇને મળવા માટે ગયો તેણે મને બરોબર એક વાગ્યે આવવા જણાવ્યું હતું. હું બહુએ ઉતાવળ કરવા છતાં માત્ર ત્યાં બે મીનીટજ મોડો પહોંચ્યો. ત્યાં જઇ મેં મારૂં કાર્ડ તે બાઈના નોકરના હાથમાં મૂક્યું એટલે નોકર તે બાઈ પાસે લઈ ગયો અને થોડી વારમાં પાછો આવી મને જણાવ્યું કે ધારેલા સમય કરતાં તમે મોડા થયા છો માટે આજે બાઈ તમને મળી શકશે નહિ. હવે કાલે આવજો. આ પ્રમાણે કહેવાથી મારે બીજે દિવસે તેની મુલાકાત લેવી પડી. આ વખતે તેણે નિયમિ-

તતા સંબંધી વિવેચન કર્યું ત્યારે મેં તેને હિન્દુસ્તાનના લોકોની સભા પાંચ વાગે બોલાવી હોય અને પાંચના સાત અથવા આઠ વાગ્યે તેનો આરંભ થાય તોપણ ચાલી શકે એવી નિયમિતતાની વાત કરી ત્યારે તે આશ્ચર્યચકીત થઈ ગઈ અને એટલુંજ બોલી કે આવું અનિયમિત વર્તન અમે રાખીએ તો બીજેજ દવસે અમારાં સુખનાં સર્વ સાધનોનો નાશ થાય.

નિયમિતતાની કિંમત પ્રાશ્ચાત્ય પ્રજામાં કેટલી બધી છે તેનો વિચાર આપણને ઉપરના સત્ય વિવેચનથી આવ્યા શિવાય રહેતો નથી; માટે પ્રિય દંપતી! તમે પણ તમારા વ્યવહારમાં નિયમિત રહેતાં શીખો.

નિયમિત ખાવા પીવાનું રાખો. આજે બપોરે બાર વાગે ખાધું તો કાલે આઠ વાગે ન ખાઓ પણ બાર વાગેજ ખાઓ. આજે રાત્રે અગીઆર વાગે સુતા તો કાલે બાર વાગે ન સુઓ પણ અગીઆરેજ સુઓ. ખર્ચમાં નિયમિત ખર્ચ કરો. આજે બે પૈસા ખરચી કાલે પાંચ રૂા૦ ખર્ચવાની ટેવ ન રાખો. વ્યવહારમાં નિયમિતતાનેજ ધારણ કરો. વિષય સુખ વીગેરે પણ નિયમિતજ ભોગવો. ટુંકમાં સર્વ રીતે નિયમિત થાઓ. તેમ કરવાથીજ તમે સુખી થશો.

## સંગતિ દોષ.

વ્યવહારમાં જેમ નિયમિતતાની બાબત ઉપર પ્રત્યેક દંપતીએ ધ્યાન આપવાનું છે તેમ તેમણે આ સંગતિની

બાબત ઉપર પણ ધ્યાન આપવાનું છે. પ્રિયદંપતી! તમારા સહવાસમાં એવા મનુષ્યોને રાખજો કે જે તમને આડે રસ્તે દોડનાર ન નિવડે. જેમ એક બગડેલું અંજીર બીજાને પણ બગાડે છે તેમ એક બગડેલો મનુષ્ય પણ જો તેના સહવાસમાં આપણે રહીએ છીએ તો તે બગાડનારજ થાય છે. ભક્તિ સંપન્ન અને સદ્વિચારયુક્ત મનુષ્યને તે બગાડી શકતા નથી. પણ જ્યાં સુધી એ બે બાબતો મનુષ્યના અંતઃકરણમાં દૃઢ થઈ હોતી નથી ત્યાં સુધી તો તેણે સંગતિના સંબંધમાં ખાસ વિચારવાનુંજ છે. આપણે વ્યવહારમાંજ ઘણે ભાગે એમ પણ થતું જોઇએ છીએ કે અમુક પુરૂષ આજે ભક્તિવાન હોય છે તે કાળે કરીને નાસ્તિક થઈ જાય છે. અને અમુક સ્ત્રી પતિવ્રતા હોય છે તે કાળે કરીને પોતાના પતિવ્રતને ચૂકે છે. આમ થવાના કારણમાં સુક્ષ્મ રીતે તપાસ કરતાં સંગતિનોજ દોષ હોય તે. ખરાબ સંગતિના પ્રતાપે તેઓની આવી સ્થિતિ થઈ હોય છે. આમ હોવાથી પ્રત્યેક દંપતીએ ઉત્તમ મનુષ્યોનીજ સંગતિ કરવાની જરૂર છે.

**શિયળવ્રત.**

શિયળવ્રત ઉપર પણ દરેક દંપતીએ ધ્યાન આપવાનું છે. ઘણા મનુષ્યો એમ માને છે કે શિયળ ફક્ત સ્ત્રીઓએજ પાળવું. પુરૂષને કાંઈ તેની જરૂર નથી પરંતુ આ માનવામાં તેમની મોટામાં મોટી ભૂલ છે.

શિયળવ્રત બંનેને પાળવાની જરૂર છે. જે તેમાંથી ભ્રષ્ટ થાય છે તે અધોગતિના ખાડામાં પડે છે. આને માટે બાબુ કેશવચંદ્રસેન પોતાના પુસ્તકમાં જણાવે છે કે—

"વિશ્વાસઘાત સમાન બીજું કોઈ મહાન્ પાપ નથી અને સ્ત્રીએ પોતાનું પતિવ્રત અને પુરૂષે પોતાનું પત્નીવ્રત ભંગ થવા દેવું એના જેવો મહાન વિશ્વાસઘાત બીજો કોઈ નથી એટલા માટે એ વ્રત બહુ કુશળતાથી સાવધ રહીને પાળવું જોઇએ. એવો વિશ્વાસઘાત કરવાના વિચાર માત્રથી કે તેની છાયાથી પણ અંતઃકરણ અભડાઈ જાયછે."

આ પ્રમાણે હોવાથી પ્રિય દંપતી તમારે આ બાબત ઉપર ખાસ કરીને ધ્યાન આપવાનું છે. તમારે બંનેએ આ વ્રતનું પાલન કરવાનું છે જો તેમાં જરા પણ ભૂલ થાય છે તો તેનું મહા પાતક લાગ્યા શિવાય રહેતું નથી. પરમેશ્વર આપણને જે આપે તેમાં સંતોષ રાખી વર્તવું એ જરૂરનું છે તેમ આ બાબતમાં આપણો સંબંધ જે ઈશ્વરી સંકેતથીજ બંધાયો છે તેમાં પરમેશ્વરની આજ્ઞા માન્ય રાખવાની પણ અગત્ય છે.

શિયળવ્રતનો ભંગ કરવાથી અનેક પ્રકારના અનિષ્ઠ પરિણામો આવે છે. જીવલેણ દરદો પણ તેનાથી લાગુ પડે છે. તેથી દરેકે તેનાથી બચવાને માટે પણ શિયળવ્રતનું પાલન કરવાની જરૂર છે.

શિયળવ્રત ભંગ થવાનાં કારણમાં બે મુખ્ય છે અને

તેમાં પ્રથમ એ છે કે જે દંપતીમાં પરસ્પરમાં સાચો પ્રેમ હોતો નથી ત્યાં આ પ્રમાણે તે ભંગ થવાનો પ્રસંગ આવે છે. અને બીજા કારણમાં સ્ત્રી પુરૂષનો એકાંત સહવાસ.

આ બે કારણને લઈનેજ શિયળવ્રત ભંગ થવાના પ્રસંગો આવે છે. તેથી દરેક દંપતીમાં પરસ્પર જે પ્રેમ હોવો જોઈએ તેમાં વધારો કરવાની કેટલી બધી જરૂર છે તે આપણને સ્પષ્ટ થાય છે.

સ્ત્રી અને પુરૂષનો એકાંત સહવાસ ઘણો વખત વિપરીત પરિણામને લાવે છે. જ્યાં જ્યાં વ્યભિચારનો ફેલાવો થયો હશે ત્યાં પ્રથમ સહવાસજ તેમાં નિમિત્તરૂપ થયો હોય છે. આથી આવો એકાંત સહવાસ કરવો ઈષ્ટ નથી એમ આપણા શાસ્ત્રો પોકાર કરીને જણાવે છે.

પ્રિય દંપતી ! આ પ્રમાણે હોવાથી સ્ત્રીએ કોઈ પારકા પુરૂષ સાથે અને પુરૂષે અન્ય સ્ત્રી સાથે એકાંતવાસ કરવો નહિ. ઘરના નોકર ચાકર સાથે કરેલો એકાંત વાસ પણ કેટલીક વખતે ખરાબ પરિણામને લાવે છે માટે તેનાથી સદા દૂર રહેવું.

**સંતોષ.**

પતિ પત્નીના સંબંધથી જોડાનાર વ્યક્તિએ પરસ્પરમાં સંતોષ માનવો જોઇએ. આ સંતોષ નથી હોતો તો સારૂં ફળ મળતું નથી. આરંભમાં કદાચ સ્ત્રીના કામથી પુરૂષને સંતોષ ન થતો હોય અને પુરૂષના કામથી સ્ત્રીને સંતોષ ન મળતો હોય તો પણ તે તરફ દુર્લક્ષ કરી જે તે રીતે તેમના કામોથી આપણને સંતોષ મળી શકે

તેવાં કામો કરવાને તેમણે શિક્ષણ આપી સમજાવવુ જોઈએ અને જ્યારે આ પ્રમાણે પ્રત્યેક દંપતી તરફથી કરવામાં આવશે ત્યારેજ આ ગૃહસંસાર કલ્યાણકારી નિવડશે; કહ્યું છે કે-

**संतुष्टो भार्यया भर्ता भर्ता भार्या तथैवच ।**

**यस्मिन्नैव कुले नित्यं कल्याणं तत्रवै ध्रुवम॥**

અર્થાત્ જે કુળમા સ્રીથી પુરૂષ અને પુરૂષથી સ્ત્રી સંતુષ્ટ રહે છે અર્થાત્ બંન્નેની પરસ્પર પ્રીતિ હોય છે તે કુળનું સદા કલ્યાણજ થાય છે.

**પ્રિયદંપતી ? આ પ્રયોગનો આરંભ તમે ક્યારે કરશો ?**

## प्रकरण ८ माना सिद्धांतो.

१ नवविवाहीत दंपतीए कजीआ कंकासने दूर करवो. (२) युवावस्थानी संभाळ राखवी. (३) परस्परमां समान भावे रहेवुं.(४) माळवगरनी वातोने छोडी शुभनीज वातो करवी.(५) तोछडी वाणीनो सर्वदा त्याग करवो. (६) नियमित वर्तन राखवुं (७) सारा मनुष्योनी संगति करवी. (८) शियळव्रत पाळवुं. (९) एक बीजाथी संतुष्ट रहेवुं. तथा (१०) एकांत वास परपुरुष साथे स्त्रीए अने परस्त्री साथे पुरुषे कदी पण न करवो.

आ दश सिद्धांतने अनुसरी जे दंपती पोतानुं जीवन गाळे छे तेओ आ जगत्‌मां आदर्शरूप थइ रहे छे.



# પ્રકરણ ૯ મું.




## સ્ત્રી ૧.

### સવારની પ્રવૃત્તિ.

ઇન્દિરા સવારમાં વહેલી ઉઠી પોતાના પતિને નમન કરે છે અને પછી ઇશ્વર સ્તુતિના એક બે પ્રભાત ગાતી ગાતી ઘરનો કચરો વીગેરે કાઢી વાસણ વીગેરે સ્વચ્છ માંજી નાહી ધોઇ પોતાના પતિને માટે દેવસેવા અર્થેની સામગ્રી તૈયાર કરી રસોઇમાં લાગી જાય છે. પોતાના પતિ અને બાળકો ઉઠે ત્યારે તેમને દાતણ પાણી આપી તરતજ ચાહ તૈયાર કરી રાખે છે. પછી તેમને નાહવા માટે પાણી પણ આપે છે, છોકરાંઓને બરોબર રીતે સ્નાન કરી સ્વચ્છ થવાનું

## સ્ત્રી ૨.

### સવારની પ્રવૃત્તિ.

શશિકલા સવારમાં વેહેલી ઉઠવાને બદલે મોડી ઉઠીને પછી પોતાના ધણીએ કાંઇ ચાહ વીગેરે મૂકવાનું કામ કર્યું છે કે નહિ તે જુએ છે જો તે કામ ન કર્યું હોય તો તેની ધૂળ ઝાટકી નાંખે છે. પછી દાતણ લઇને ઘરના ઓટલે બેસી અલી ઓ જમના સાંભળે છે કે અરે? ઓ સરલા આમ તો આવ વીગેરે મોટે સાદે બોલે છે. અને બીજી સ્ત્રીઓને પણ એકઠી કરે છે. કદાચ કોઇનાથી કામને લઇને અવાતું નથી તો અરે આને તો મીજાસ ચઢયો છે વગેરે હજાર

તેણે શિખવી મૂકયું છે. પતિ અને બાળકો ખાધા પછી પતિ પોતાના ઉદ્યમે જાય છે અને બાળકો નિશાળે જાય છે. પછીથી તે ખાય છે અને વાસણ વીગેરે સાજી એઠવાડ કાઢી મૂકે છે. અને આપ્રમાણે પોતાનો મધ્યાન સુધી નો સમય વ્યતિત કરે છે.

## બપોરની પ્રવૃત્તિ.

ખાઇ પી પરવાર્યા પછી ઈન્દિરા અનાજ વીગેરેની સંભાળ લેછે. આવતી કાલે ઘરમાં શું શું જોઇશે તેની ટીપ કરી રાખે છે. શિવવા વગેરેનું કામ તે જાતેજ કરેછે. વખતે નવરાશ હોયતો ઉત્તમ પ્રકારના પુસ્તકો વાંચી ગૃહિણીપણાના જ્ઞાનને પ્રાપ્ત કરેછે. અને આવી રીતે પોતાનો સાંજ સુધીનો સમય પોતાનાજ ગૃહમાં રહી વ્યતિત કરે છે.

## સાયંકાળની પ્રવૃતિ,

પોતાના બાળકો સાંજે નિશાળથી આવતાં તેમને આગલા દિવસે કરવાનું લેશન (પાઠ) કરીને પછી રમત રમવાનું કહે છે સમય થતાં રસોઈ કરી રાખે છે. અને પોતાના બાળકોને જમાડી લેછે. પછી પોતાના પતિને આ- લવારી કરે છે. અને આ પ્રમાણે સવારના પહોરમાં પરમેશ્વરનું નામ દેવાને બદલે હજાર કાથા કબલા કરી લોકોનું પાપ ધોઈ ઘરમાં આવે છે. આ વખત પોતાને નાહવાને માટે પાણી ગરમ તેના પતિએ કરી રાખ્યું હોયછે. તેથી નાહી રાંધીને પતિને જોસે છે. બિચારો પતિ તે મૂગે મોંઢે ખાય છે અને પછી નોકરીએ ચાલ્યો જાય છે. પોતાના છોકરા છૈયાની સંભાળ પણ એ બરાબર લેતી નથી અને તેથી તેઓ પણ રનોડી ઢોર જેવાં બની ગયેલાં જોવામાં આવે છે.

## બપોરની પ્રવૃતિ.

પતિના ગયા પછી પોતે સારૂં સારૂં કરીને ખાય છે અનાજ વીગેરેની સંભાળ લેતી નથી તેથી તેમાં કીલ્લા વીગેરે પડીને અનાજને ખાઈ જાય છે. પણ તેને સંભાળવાનું શશિકલાને સુઝતુ નથી. તે તો ખાધું કે તરત આડોશણ પાડોશણને ત્યાં ઓલીપેલી વાતો કરવા ચાલી જાય છે. ઘરનો એઠવાડ પણ બરોબર કાઢતી નથી તેથી વાસણ પણ ચીકણાં અને કાળાં રહે છે. અને ઘરમાં તદન

વવાની વાટ જુએ છે પતિ આ-
વતાં હસતું મુખ રાખી તેમનો
સત્કાર કરેછે અને જળપાન વી-
ગેરે કરાવી થોડો સમય વાર્તા-
લાપ કરી તેમને ભોજન કરવા
ઉઠાડેછે. અને પછી બંને સાથે
જ ભોજન કરી રહ્યા પછી પ-
તિને તામ્બુલ મુખવાસ આપી
વાસણ વગેરે સ્વચ્છ કરી લઇ
પતિની સમીપ બેસેછે. મધુર મ-
ધુર વાતો હસતું મુખ રાખી ક-
રેછે. બપોરના સમયમાં કરેલી
પોતાની પ્રવૃતિ પતિને કહી બ-
તાવે છે વખતે કોઇ બાબતમાં
પોતાને શંકા પડતી હોય તો
તેનું સમાધાન પૂછી લે છે.
આગલા દિવસ માટે જોઇતી
વસ્તુની ટીપ પતિને આપે છે
કદાચ કોઇ તેને બોલી ગયું હોય
તો પણ તે પતિને નિવેદન કરે
છે. પોતાનાથી કોઈ બાબતમાં
ભૂલ થઇ હોય તો તેની માફી
માગેછે અને પતિ જે ઠપકો દે
તે સહન કરેછે. રાત્રે સુતી વ-
ખત પતિના ચરણોને તળાંસેછે.
અને પછી પતિને જ પોતાનું
સર્વસ્વ માનનાર ઇન્દિરા ઇષ્ટ
સ્મરણ કરતી નિદ્રાવશ થાય છે.

અસ્વચ્છતાનું ભાન થાય છે. કોઇ
સુઘડ મનુષ્યને તેના ઘરમાં ઉભું
રહેવું પણ ગમતું નથી.

## સાંયકાળની પ્રવૃતિ.

પાડોસીઓને ત્યાંથી વાતોમાંથી
ઉઠતા મોડું થાય છે તેથી ગમે
તેમ રાંધી નાંખેછે. પોતાના છો-
કરાં નિશાળેથી આવ્યાં અને
લેશન કર્યું કે રમવા ગયા તેનું
પણ ભાન તે રાખતી નથી. ર-
સોઇનું મોડું થવાથી બાળકો
મને ભુખ લાગી છે એમ કહે
છે ત્યારે મારા રડયા, વગેરે સ્વ-
સ્તી વાચક વચનોના વધામણા
પૂર્વક તેને ખાવા આપે છે. અને
પછી પોતે પણ ખાઈ લેછે. પ-
તિને આવવાની વાટ જોતીજ ન-
થી. પતિ આવે અને બિચારો
હાથે લઇને ખાઈ લે તેમાં એને
કાંઈ નહિ. એ તો તે વખત કો-
ઇની નિંદા કરવા ગૃહની બહાર
ગયલી હોય છે. અથવા ઘરમાં
ડોલાં ખાતી પડી હોય છે.

## રાત્રિની પ્રવૃતિ.

પતિ પોતાને હાથે ભોજન કરી
ને પછી થાકયો પાકયો સુવા આવે
છે તે વખત અર્થાત શશિકલાએ
આડાઈ કરીને કોઈ ચીજ મંગાવી

## અન્ય પ્રવૃતિ.

પોતાનાં જે સગાંસંબંધી હોય તેને ત્યાં કોઇ વખત સમય મળતાં જાયછે. ત્યાં ઉતમ વાતો કરેછે અને થોડો સમય રહી પાછી ગૃહ આવે છે. પોતાનાં બાળકોને ઉત્તમ પ્રકારની ધાર્મિક અને નૈતિક કેળવણી પણ તે ગૃહમાં આપે છે. પોતાને પ્રાપ્ત હાલતમાં સંતોષથી રહે છે અને પતિને આ કરાવો અને તે કરાવો કહી પજવતી નથી. પતિ જે લાવે તેમાંજ રાજી રહી પોતાના દિવસો નિર્ગમન કરે છે.

---



હોય તો તે આણી છે કે કેમ તે પૂછી જુએ છે. અને જો કદાચ ભોગ જોગે તેના પતિથી તે લાવવા માટે પૈસા હોતા નથી અથવા વિસ્મરણ થયું હોય છે તો પોતાના પતિની સાતે પેઢી ઉથલાવવા તૈયાર થઈ જાય છે. પતિ કદાચ એક વચન કહેવા જાય તો સામાં બીજાં ચાર કહેછે. અને પતિ કદાચ તાડન કરે છે તો બુમ બરાડા પાડી આખા ફળીયાના માણસને જણાવે છે, આથી બીચારા પતિની ફજેતી થાય છે. આથી પોતાનાજ મન સાથે તે અત્યંત મુંઝાય છે. અને આવી બલામાંથી મારો છુટકો થાય તો સારૂં એવી ઇચ્છા રાખ્યા કરે છે એવી ઇચ્છા ન રાખે તો શું કરે જ્યાં ગૃહસ્થાશ્રમનું મૂળ કારણજ વાંકુ ત્યારે તેને સુધારવાની આશા શી રીતે રખાય. પતિ બિચારો આ સ્ત્રીથી ઘણોજ કંટાળી ગયો છે. અને તે પોતાના દિવસો સુખે દુઃખે વ્યતિત કરતો જણાય છે. પણ મણી તો સુખમાંજ રહે છે; કેમકે પતિની તેને દરકાર નથી.

## અન્ય પ્રવૃતિ.

કોઈ સ્ત્રીની પાસે કદાચ કોઇ કોઈ સારૂં લુગડું અથવા દાગીનો

જોયો તો મારે માટે પણ તેવો કરાવો એવી હઠ કરે છે પણ તેમ કરવામાં પોતાના પતિની સ્થિતિ છે કે કેમ તેનો વિચાર સરખો કરતી નથી. 'મા બાપ તેવાં છોકરાં' એ જનકથન પ્રમાણે આવી સ્ત્રીઓનાં છોકરાં પણ ભાગ્યેજ સારાં નિવડે છે. કેમકે તેમને નાનપણથીજ ઉત્તમ છાપ પડેલી હોતી નથી. અને તેથી છોકરાં ખરાબ થાય તો તેમાં કાંઈ નવાઇ જેવું નથી. શશિકલાનો પતિ બાલમુકુંદરાય તે કોઇ પણ ઉપાયે સુધરી શકે તેની શોધ કરે છે, પણ હજી એ એકે ઉપાયે સુધરી જણાતી નથી.

**પતિવ્રતા સ્ત્રી ઇન્દિરા, ! તારોજ ગૃહસ્થાશ્રમ અમને ધડો લેવા લાયક છે. ! તારા જેવીજ જ્યારે અમારા હિન્દુ ગૃહસંસારની દરેક રમણીઓ પ્રવૃત્તિ કરશે, ત્યારેજ તેઓ પોતાના ગૃહસ્થાશ્રમને સુખમય-સ્વર્ગ સમાન બનાવી શકશે.**

ઇન્દિરા અને શશિકલાના જેવી સ્ત્રીઓ આપણા ગૃહ સંસારમાં જોવામાં આવે છે ! માટે સુજ્ઞ બહેનો તમારે શશિકલાના જેવા થવાનું નથી પણ ઇન્દિરાના જેવીજ નીતિ રીતી ધારણ કરવાની છે. કેમકે તેમાંજ તમારૂં શ્રેય છે.

**અને આ બાબત માટે અમારે કહેવું જોઈએ કે સ્ત્રીને અન્ય દેવને ભજવાની જરૂર નથી પરંતુ પતિનુંજ યજન પૂજન કરવાની જરૂર છે. કેમકે—**

**પદ.** ( જીને આપકું જોયા નહિ.-એ લય.)

પતિ વિના સ્ત્રીની ગતિ નથી, જો જો વિચારી મથી મથી;
પતિ વિણ કદી ઉંચી ગતિ, સ્ત્રી કેરી ના ભવમાં થતી,
તેને ન કો દિશ સુઝતી, ઉલટી અધિક દુઃખમાં જતી. પતિ૦
શાસ્ત્રો પુરાણો ગાય છે, પતિ વિણ ન સુખ પમાય છે,
તેની ન કો જગ્યાય છે, એ નર્કમાં ડુબતી જતી; પતિ૦
ભલે તત્વનું ચિંતન કરે, ભલે દાન તે વિધવિધ કરે,
પણ અર્થના એથી સરે, પતિ દુભવી જો પ્રવૃતિ થતી; પતિ૦
કંઇ સ્ત્રીઓ સદ્‌ગુરૂ સંતને, સેવે ઘણા મહંતને,
પણ તેથી તે ભવ અંતને, વીતે કલ્પ પણ નવ પામતી; પતિ૦
સ્ત્રીને પતિ એકજ દેવ છે, તેને ન કો બીજું સેવ્ય છે,
કરવી ઘટે અહમેવ છે, સન્નારીએ સેવા પતિ. પતિ૦
ભલે કાંણો હો કે લંગડો, ભલે અંધ હો કે કુબડો,
પણ ભાવ ઈશ્વરનો ધરો, થાશો તમે સાચી સતી પતિ૦

**સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય.**

**પ્રિય બ્હેનો ! તમારા પતિ ગમે તેવા હોય તોપણ તેના ઉપર ઈશ્વરનો ભાવ ધરી તેમને પૂજવા એ તમારી ફરજ છે. તમે એમ કહેશો કે મારા પતિ દુર્વ્યસની છે, મારા પતિ આવા**

છે, તેવા છે. હવે એવા પતિ ઉપર અમે શી રીતે ઈશ્વરનો ભાવ ધરીએ તો. તેના જવાબમાં એટલુંજ કહેવાનું કે **તમારી ભકિત, તમારો તમારા સ્વામી પ્રત્યેનો અડગ પ્રેમ, તમારા પ્રતિકૂળ પતિને અનુકૂળ બનાવશે.** તમારો અંતઃકરણનો પ્રેમ જોઈ તમારો દુરાચારી પતિ સદાચારી થઈ જશે. આ વાતમાં તમે જરા-પણ સંશય રાખશો નહિ. પ્રેમના અતુલિત સામર્થ્યને શું તમે ભૂલી ગયા. પુનઃ તે જાગ્રત કરો, અને નિશ્ચયપૂર્વક માનજો કે તમારા ધાર્યા પ્રમાણે તમારા પતિ એ અન્યના નહિ પણ તમારા પોતાનાજ થઈ રહેશે, અને તમને દરેક રીતે સુખ આપશે. પ્રતિકૂળ અને દુરાચારી પતિને સુધારવાનો આ અમોઘ અને રામબાણ ઉપાય છે.

કેટલીક સ્ત્રીઓ પોતાના પતિને સુધારવાને માટે પતિને વિવિધ વાક્ પ્રહારો કરે છે, અને મોં ચઢાવીને ફરે છે. કોઈ કોઈ તો પતિની સાથે બોલતી પણ નથી. પરંતુ આનાથી તદ્દન ઉલટુંજ પરિણામ આવે છે, અને પોતાની સ્ત્રી તરફનું આવું વર્તન તેને જરા પણ સુખદાયક ન હોવાથી તે વધારેને વધારે અસંતુષ્ટ રહી પોતાના ભ્રષ્ટાચારમાં વહન કર્યા કરે છે. પરંતુ જો સ્ત્રીનું વર્તન એવા પતિ પ્રતિ પણ સાચા પ્રેમવાળું હોય છે તો એ સાચો પ્રેમ એના અંતઃકરણને પીગળાવી નાંખવા સમર્થ થાય છે અને એ પતિના મનમાં સહસા એમજ થાય છે કે અરે! હુંજ આટલો ખરાબ છું

તે છતાં મારા ઉપર મારી પત્ની કેટલો બધો પ્રેમ રાખે છે. આથી હવે મારે પણ સુધરવું જોઈએ એમ વિચારી તે પણ પોતાના ખરાબ રીતરિવાજોને છોડી દે છે.

સુજ્ઞ બ્હેનો ! આથી તમને સ્પષ્ટ રીતે સમજાયું હશે કે પતિના ખરાબ વર્તન ઉપર દૃષ્ટિ ન કરતાં તેમની ઉપર ઈશ્વર ભાવ ધરવો જોઇએ અને તેમને સુધારવાને માટે પ્રેમનો ઉપાયજ લેવો જોઈએ.

હવે આ પ્રકરણનો ઉપસંહાર કરતાં જણાવીએ છીએ કે તમારે તમારૂં વર્તન પતિવ્રતા સ્ત્રી ઇન્દિરાના જેવું રાખવાનું છે. શશિકલાના જેવું રાખવાનું નથી. કેમકે સદ્‌ગુણની મૂર્તિ ઇન્દિરાના જેવું વર્તન જ્યારે ગૃહસ્થાશ્રમમાં રાખી શકાશે ત્યારેજ દરેક રમણીઓ યથાર્થ ગૃહિણીપણાને ધારણ કરનારી નિવડી ગૃહસ્થાશ્રમને અપૂર્વ શોભાવશે.

---

## प्रकरण ९ मांना सिद्धांतो.

१ स्त्रीए गृहमां केवी रीते वर्तवुं जोइए ते जाणवा अर्थे इन्दिराना जीवननुं अवलोकन करवुं. अने तेणे जेवी नीति रीति राखी हती तेवी नीति रीति राखीने पोताना पतिने दरेक वाते सुख आपनार थइ 'महिला' अने 'गृहिणी' आदि नामनुं सार्थक्य दरेक स्त्रीए करवुं ए तेमनो धर्म छे.



# પ્રકરણ ૧૦ મું.

## સ્ત્રી ધર્મ.

ગયા પ્રકરણમાં સ્ત્રીઓનો શું ધર્મ છે તે સમજાવવાને માટે ઇન્દિરા નામના સ્ત્રી પાત્રના જીવનના કાર્યક્રમથી દર્શાવવાનો સ્વલ્પાંશે પ્રયત્ન થયો છે. પરંતુ આ બાબત ઘણી મહત્વની હોવાથી તેના ઉપર હજી થોડા વિવેચનની જરૂર ધારીએ છીએ.

સ્ત્રીના ધર્મ સંબંધી આજ દિવસ સુધી પુષ્કળ લખાયું છે. સર્વ કોઇને તે જ્ઞાત હશેજ. તથાપિ આ પુસ્તકમાં આ પ્રકરણમાં આ વિષય ઉપરજ વિવેચન કરી આ પૃષ્ઠ રોકવાનું કારણ માત્ર એટલુંજ છે કે આ પુસ્તકને વાંચનાર સ્ત્રી વર્ગને પોતાના ધર્મની બરાબર ખબર ન હોય તોપણ તે સમજી શકે. અને પોતાના ધર્મના પાલનવડે પોતાના સંસારને સુધારી શકે.

પ્રિય બ્હેનો ! તમારો ધર્મ એકજ છે. અને તેને ટુંકામાં ટુંકી રીતે જણાવું તો તે ફકત **સ્વામી સેવાજ** છે. આ સંસારમાં સુખનો અનુભવ કરવો હોય, તમારે યથાર્થ ગૃહિણી બનવું હોય અને અંતમાં કૈવલ્યધામને પામવું હોય તો તમારે તે સર્વ કરવાને માટે પ્રથમ **સ્વામી સેવાજ** કરવાની છે. તમારા સ્વામીજ તમારા દેવ છે. તેને અનુસરો

તેને રાજી રાખો, અને તેને સર્વ રીતે સુખ પમાડો. એમાંજ તમારો સઘળો ધર્મ સમાઈ જાય છે. સ્ત્રીએ અન્ય દેવની પૂજા કરવાની નથી, તેને દેવદહેરે જવાનું નથી, કારણ તેના ઘરમાંજ તેના દેવ છે. અને એ દેવ–પતિદેવ ની આજ્ઞા માનનાર પરમાત્માની કૃપા પાત્ર થઈ રહે છે.

તમારે તમારૂં વર્તનજ એવા પ્રકારનું રાખવું જોઇએ કે જેનાથી તમને પોતાને તમારા પતિને અને તમારા સમાગમમાં આવનાર સર્વને સંતોષનું ભાન થાય. કેવા પ્રકારનું વર્તન સ્ત્રીઓને ઈષ્ટતમ છે તે જણાવવાને માટે અત્ર પ્રભાતથી રાત્રિ સુધીમાં સ્ત્રીઓએ કેવી રીતે વર્તવું જોઇએ તે સમજાવવા પ્રયત્ન કર્યો છે.

**પતિ પ્રત્યેનું વર્તન.**

સવારના પહોરમાં પોતાના પતિ ઉઠે તે પહેલાં ઉઠવું અને ઘરના કચરા વીગેરે કાઢી શૌચ-સ્નાનથી પરવારી શુદ્ધ થવું. પછી પતિ ઉઠે ત્યારે તેમને વંદન કરી દાતણ પાણી વીગેરે આપવું. દાતણ કરી પતિ ઘરમાં આવે ત્યારે ચાહ વીગેરે જે તૈયાર કરી રાખેલું હોય તે આપી પછી તેમને ઉષ્ણ જળથી સ્નાન કરાવવું પછી પતિ દેવસેવા કરવા બેસે તે વખતે જે જે વસ્તુઓ જોઇએ તે લાવી આપવી. દેવસેવા વીગેરેથી પરવાર્યા પછી પતિને વખતસર જમાડવા અને પછી પોતે જમવું. પછી પતિ પોતાના ઉદ્યમે બહાર

જાય ત્યારે પોતાનો કાળ કોઈ સદ્વ્યાપારમાં વિતાડવો. રાત્રિએ પતિ ઘેર આવે ત્યારે તેમને હસતા મુખથી આવકાર આપી તેમને આનંદ આપવો અને તે પછી ભોજન કરાવવું અને કાંઈ શંકા સમાધાન વીગેરે પૂછવું હોય તો પૂછી જોઈ આનંદની સાથે ઈષ્ટ સ્મરણ કરતા નિંદ્રાવશ થવું.

પોતાને બાળક હોય તો તેને પણ ઉત્તમ પ્રકારનું સ્ત્રીઓએ શિક્ષણ આપવું કેમકે માતાના સહવાસની જેટલી ઉંડી અસર થાય છે તેટલી અન્ય કશાથી પણ થતી નથી.

પ્રિયબ્હેનો ! આ પ્રકરણનો ઉદ્દેશ એકજ છે. અને તે સ્ત્રી ધર્મનો છે. તમારો ધર્મ તમારા પતિની સેવા કરવી એજ છે. અને તેનું તમે પાલન કરો એવી આશા પૂર્વક આ લઘુ પ્રકરણનો અંત અણાય છે.

---

## प्रकरण १० मांना सिद्धांतो.

स्त्रीओनो मोटामां मोटो धर्म तेमना स्वामीनी सेवाज छे. अने तेथी दरेक स्त्रीए मन वचन अने कर्मथी पोताना पतिनी सेवा करवी जोइए. ए आ प्रकरणनो मोटामां मोटो अने लघुमां लघु दरेक स्त्रीए पोताना स्मरणपट पर कोतरी राखवा लायक सिद्धांत छे.



## પ્રકરણ ૧૧ મું.

## સાસરે જતી મોહિનીને તેની સખિ સુરબાળાનો ઉપદેશ.

---



હિની અને સુરબાળાને પોતે એકજ ગામના અને એકજ મહોલ્લાના રહિશ હોવાથી પરસ્પર મૈત્રી છે. બાળપણુથીજ આ મૈત્રી બંધાઈ છે. સુરબાળા મોહિની કરતાં પાંચ વર્ષે મોટીછે. અને એના પિતા ભાસ્કરરાવ એક મોટા કવિ અને સાહિત્ય રસિક પુરૂષ છે. એટલુંજ નહિ પણ તેની માતા ચંદ્રમણી દેવી પણ વિદ્યા ભણેલી અને સાહિત્યવિલાસિનીછે. જનસમાજ કહે છે કે આ દુનિયામાં જોડેજોડું તો કવચિત્‌જ મહા-પુણ્યનાયોગે મળે છે અને જો તેમ હોય તો ભાસ્કરરાવના કોઈ પૂર્વના પુણ્યયોગે તેને ચંદ્રમણી મળી અને ચંદ્રમણીને કોઈ પૂર્વના પ્રારબ્ધે ભાસ્કરરાવ મળ્યા છે અર્થાત્ 'જોડેજોડું' મળી રહ્યું છે; અને જ્યાં આવી રીતે જોડેજોડું મળી રહે છે ત્યાંના સુખની અને આનંદની શી વાત કરાય ? લેખકની લેખિની પણ તેને શી રીતે આલેખી શકે. ?

માબાપના ગુણોમાંથી કેટલેક અંશે ગુણો તેના પુત્ર પુત્રીમાં ઉતરી આવે છે. એ નિયમ અનુસાર સુરબાળામાં

પોતાના માતપિતાના સઘળા ગુણો ઉતરી આવેલા છે. આજે તેની ૨૦ વર્ષની વય છે. પણ તે પોતાના માતાપિતાએ આપેલાં ઉત્તમ જ્ઞાનને લીધે ગૃહિણી તરીકેના સઘળા ગુણોથી વિભુષિત થએલી છે અને તેના લગ્ન પણ આજ પાંચ વર્ષ થયાં ચંદ્રનગરમાં થઈ ગયાં છે. અને તે સાસરીયામાં પણ પોતાના ગુણને લીધે સર્વને પ્રિય થઈ પડી છે.

પોતાની સખિ **મોહિની**ના લગ્ન હોવાથી તે પિયર આવી છે. **મોહિની**ના લગ્ન વસંતપંચમીના થઈ ગયાં છે આજ સાતમ થઈ છે વરવાળા તરફના અતિ આગ્રહને લીધે **મોહિની**ના પિતાએ તેને સાસરે મોકલવા હા પાડી છે.

પ્રભાતના સમયે **મોહિની**ને જવાનું હોવાથી આજે તે પોતાની સખિ **સુરબાળા**ને મળવા આવી છે. **સુરબાળા** પોતાના ઘરની પાછળ પિતાજીએ કરાવેલા સુંદર બાગમાં બેઠી છે. સમય રાત્રિનો હોવાથી ચંદ્રની કળા સામું તે જોઈને કુદરતની લીલાનું અવલોકન કરતી વિચારમાં બેઠી છે. મોહિનીને **સુરબાળા**ને આમ એકાંતમાં બેઠેલી જોઇને આનંદ થયો કેમકે તેને એકાંતનુંજ કામ હતું. એટલે તેણે ધીમે રહી **સુરબાળા**ની પાસે જઇ તેના ખભા ઉપર હાથ મૂકી બોલી કે કેમ સખિ! શા વિચારમાં છે ?

એકા એક પોતાના ખભા ઉપર કોઇએ હાથ મૂકયો અને બોલ્યું તેથી **સુરબાળા** સહજ ચમકી પણ પાછળથી શબ્દ પોતાની સખિનોજ છે એમ સમજાયાથી આવો **મો-**

હિની બ્હેન બેસો. ઠીક થયું કે તમે આવ્યાં, હુંજ તમારી પાસે અત્યારે આવવાની હતી પણ માતપિતા તમારે ઘેર તમારા માતપિતાજીએ બોલાવેલાં હોવાથી ગયાં છે અને મને અમે આવીયે ત્યારે જજે એમ કહ્યું હોવાથી આવી નહોતી પણ માતપિતા આવ્યાથી તરતજ આવત.

બ્હેન ! તને શ્રમ આપવા કરતાં હુંજ તારી પાસે આવીછું મેં પણ એમજ વિચાર્યું હતું કે તમે ઘરમાં એકલાંજ હશો. તેથી વાત કરવાનું ઠીક પડશે એમ ધારી આવીછું. **મોહિની** બોલી બ્હેન ! ભલે પધાર્યાં અત્યારે આપણે એક બીજા સાથે ખુલ્લા દીલથી વાત કરી ગમ્મત કરીશું **સુરબાળાએ** જણાવ્યું.

બ્હેન ! ગમ્મતની વાત કયાં કરોછો. મને તો જરાએ ગમતું નથી. અરે મારા ભોળાં ભલાં માતપિતાનો પ્રેમ મારી વહાલી સખિનો પ્રેમ એ સર્વને છોડીને જવું તે શી રીતે ગમે હું જયારે જવાની વાત સંભારૂંછું ત્યારે મારાથી રડું રડું એમ થઈ જાય છે,

**મોહિનીનાં** આ વચન સાંભળી **સુરબાળા** બોલી બ્હેન ! ધીરજ ધર તને એકલાને એમ નથી થતું પણ સર્વનેજ એમ થાય છે. આજથી પાંચ વર્ષ ઉપર હું મારે સાસરે ગઇ ત્યારે મને તારા જેટલું તો નહિ તો પણ થોડું તો દુઃખ થયુંજ હતું.

મોહિની બોલી હે બ્હેન ? આપણે સાથે રમતાં, સાથે ખાતાં, સાથે ઉંઘતાં, વગેરે તે વખતે કેવું સુખ હતું તે વખતે કેટલી બધી સ્વતંત્રતા હતી. બળ્યું પરમેશ્વરે પણ આવું કેમ કર્યું હશે ! સ્ત્રી મોટી થાય અને સાસરે જાય ! સ્વતંત્રની પરતંત્ર બને ! અને પરતંત્ર બની તેને અગણિત દુઃખો સહન કરવા પડે ! આતો મને જરાએ નથી ગમતું !

સહજ હાસ્ય કરીને સુરબાળા બોલી અલી મોહિની ! તું તો છેકજ ભાન ભુલી ગઇ છે. પરમેશ્વરને માથે તે શું કામ દોષ મૂકે પરમેશ્વરે જે કર્યું છે તે યોગ્યજ કર્યું છે. 'સમયના ગીત સમયે ગવાય' એ જન કથન પ્રમાણે પૂર્વે આપણી બાળવય હતી તેથી બાળવયે કરેલાં કામો શોભતાં હતાં પણ હવે તે શોભે ખરાં કે આપણે નાનપણમાં ડાહિ ઘોડો વીગેરે રમત રમતાં તે હવે રમીએ તો લોક શું કહેશે કે અરે ! આ છોકરી તો ગાંડી થઈ ગઇ છે. અને આ પ્રમાણે સર્વ વસ્તુનું સમજવાનું છે. વિવાહ વખતે ગવાયેલાં ગીત વિવાહ વખતેજ શોભે છે. મરણ વખતના રાજીયા મરણ વખતેજ શોભે છે. આમ હોવાથી હવે તારી મોટી વય થઇ છે. હવે તું અત્રે ન શોભે અને રહે તો તારી તથા તારા માતાપિતાની નિંદા થાય હવે તો તું સાસરીયામાંજ શોભે !

"છોકરી માતાપિતાને ત્યાં રહે તેમાં નિંદા થાય એ તે કેવો રિવાજ? આવા રિવાજનો

**રીતરિવાજ સંબંધી.** નાશ કરવો શું જરૂરનો નથી ?" મોહિનીએ ઉત્સુક થઈ પૂછ્યું.

"ના બ્હેન," સુરબાળા બોલી-આ રિવાજ પાલન કરવા યોગ્યજ છે. કેમકે સ્ત્રી જાતિને તેના પતિ વગર ગતિ થતીજ નથી. સ્ત્રીએ એક અપૂર્ણ તત્વ છે. તેમાં જ્યારે પુરૂષ-તત્વ મળે છે ત્યારેજ તે પૂર્ણ થાય છે. અને આમ હોવાથી સ્ત્રીને પતિની ઘણીજ જરૂર છે તે સિદ્ધ કરી શકાય છે.

મોહિની બોલી ખરે બ્હેન! તમે બે મોઢાંવાળાં લાગો છો તે દિવસે તો તમેજ મને કહેતાં હતાં કે રીતરિ-વાજો એ તદ્દન હાનિ કરનાર હોવાથી તેનો નાશ કરવો જોઈએ. અને આજ આમ રીતરિવાજને પાળવાનું કહોછો. બળ્યો તમારા બોલવાનોએ કયાં ધડો છે? જેમ આવે તેમ ઠોકયે પારના જેવી કૃતિ કરોછો.

સુરબાળા ગંભીર વિચાર કરીને બોલી વ્હાલી સખિ તું મારા સમજવાને યથાર્થ રીતે સમજી શકી હોયં તેમ મને જણાતું નથી. નહિ તો આ પ્રકારનું સાહસ તું કદી પણ ન કરત. મેં તને તે દિવસે રીતરિવાજ હાનિ કરનાર છે તેને છોડવાને માટે કહ્યું હતું. પણ પુત્રી પરણે અને સાસરે જાય તેમાં હાનિકારક રિવાજ શું છે તે તું મને કહી શકશે? મારી દૃષ્ટિમાં તે એ અત્યંત લાભ કરનાર છે અને તેથીજ

હું તેના સમર્થનમાં તારી સાથે વિવાદ કરૂંછું. સાથે તારા જેવી મારી અન્ય બ્હેનોને ઉદ્દેશીને પ્રસંગ પ્રાપ્ત થવાથી જણાવું છું કે આપણાં ઘરડા વડવાઓથી ઘરમાં જે રીત રિવાજ ચાલી આવતા હોય તેમાં જે નુકસાન કરનાર હોય તેનોજ ત્યાગ કરવાની જરૂર છે અંગ્રેજી કેળવણીના અધુરા જ્ઞાનને લીધે કેટલીક સ્ત્રીઓ સઘળા રીત રિવાજને છોડી દઇ સ્વચ્છંદી થઈ ગએલી હાલના સમયમાં જોવામાં આવે છે પરંતુ તેનું પરિણામ ભાગ્યેજ સારૂં આવતું હોય છે. માટે મારે આ બાબત ખાસ ભાર મૂકીને એટલુંજ જણાવવાનું છે કે રીત રિવાજ જે આપણને નુકશાન કરનાર હોય તે છોડી દેવો અને જેમાં કાળે કરીને થોડો ફેરફાર કરવાની જરૂર હોય તે કરીને તેનું પાલન કરવું અર્થાત્ રીતરિવાજનું પાલન કરતાં પૂર્વે પ્રથમ વિચાર કરી પછી તે પાલનનો નિયમ રાખવો.

**મોહિની** બોલી બ્હેન આ તારા વિદ્વતા ભરેલા બોલવામાં મને જરા પણ સમજ પડતી નથી. માટે કાંઈક ખુલાસા બંધ વાત કરીને સમજાવે તો ઠીક થઈ પડે.

સુરબાળા બોલી બ્હેન ! અકળાઈશ નહિ તને આ બાબત એટલે કે જે રીતરિવાજ નુકશાન કરનાર હોય તેને છોડી દેવો, જેમાં સુધારો કરવા યોગ્ય હોય તેમાં સુધારો કરવો, અને જેનું પાલન કરવા યોગ્ય હોય તે પાળવો એમ જે કહ્યું છે તે તને સ્પષ્ટ રીતે સહેલી ભાષામાં સમજાવું.

નુકશાન કરનાર રીત રિવાજને છોડી દેવા એટલે દાખલા તરીકે રડવા કૂટવાનો જે રિવાજ છે તે પ્રકટપણે નુકશાન કરનારજ છે માટેજ તેને છોડી દેવો. આ પ્રમાણે કન્યાવિક્રયના રિવાજથી પણ નુકશાન થાય છે માટે તે પણ છોડી દેવો, વીગેરે જે જે રિવાજથી આપણને કાંઈપણ સહન કરવું પડે તેને નુકશાન કરનાર રિવાજ ગણી તેનો ત્યાગ કરી દેવો.

રીતરિવાજમાં સુધારો કરવો જરૂરનો હોય તેમાં સુધારો કરવો તેના દાખલા તરીકે કોઈના મરણ પાછળ પાંચ ન્યાત જમાડવાનો રિવાજ હોય પણ જે વ્યક્તિને ત્યાં આ બનાવ બન્યો હોય તેની એટલી શક્તિ ન હોય તો એની શક્તિના પ્રમાણમાં બે ન્યાત પણ કરાવવી. અથવા તે મનુષ્યે કરવી. પૂર્વે મુસલમાન રાજ્યના ભયે છોકરા છોકરીના વહેલાં લગ્ન કરી નાંખવામાં આવતાં હતાં પણ હવે તેમ રહ્યું નથી માટે વહેલાં લગ્ન કરવાનો રિવાજ છોડી દઈ યોગ્ય વયે લગ્ન કરવાનો રિવાજ કરવો. અને આ પ્રમાણે બીજી પણ બાબતમાં વિચાર કરીને યોગ્યાયોગ્ય ફેરફાર સમયને અનુસરીને કરતા રહેવું.

હવે જે રીતરિવાજ પાલન કરવા યોગ્ય હોય તેનું પાલન કરવું. આ રિવાજમાં દાખલા તરીકે સ્ત્રીને કોઈ પારકા પુરૂષ સાથે એકાંત સહવાસમાં ન રાખવી. કેમકે તેનાથી કેટલીક વખત ખરાબ પરિણામ ઉપસ્થિત થાય છે, અને તેથી આપણાં ઘરડાં વરડાંઓ આ નિયમ સ્થાપી ગયાં છે તો તેનું

પાલન કરવું કેમકે એ રિવાજ પશ્ચિમની પ્રજા ભલે હસવા લાંયક ગણે પણ આપણુને સુખ આપનાર હોવાથી પાલન કરવાની જરૂર છે. આપણા દેશમાં હુજી આ રિવાજનું પાલન ઘણે ભાગે થતું હોવાથી જ વ્યભિચારના કેસ તથા છુટા છેડાના કેસ બહુ બનતા નથી. અને પશ્ચિમની પ્રજામાં તેનું પાલન ન થવાથી તેમજ હદ ઉપરાંતની છુટ લીધાથી સંખ્યાબંધ વ્યભિચારના અને છુટા છેડાના કેસ કોર્ટમાં આવે છે. અને આ પ્રમાણે બીજા પણ કેટલાક રીતરિવાજો જે પાલન કરવા યોગ્ય હોય તેનું પાલન કરવું જરૂરનું છે.

સુધારાના પવન ફુંકનારાઓ રીતરિવાજને દૂર કરો, અને તમારી ઉન્નતિ થશે એમ આજ જયાં ત્યાં બિંગલ ફુકયાં કરે છે તેમણે પણ આ બાબત ઉપર ખાસ ધ્યાન આપી દરેક ન્યાતિના રીતરિવાજોનું અવલોકન કરી પછી તેમાં કયામાં સુધારો કરવાની જરૂર છે તથા કયાને બંધ કરી કયાનું પાલન કરવાની જરૂર છે. તેનો નિર્ણય કરી પછી પોતાના કાર્યમાં આગળ વધવું જરૂરનું છે.

સુરંબાળાને બોલતી અટકાવી **મોહિની** બોલી બ્હેન હવે મારા સમજ્યામાં તારી વાત બરાબર આવી ગઇ તું કહે છે તે ખરૂં કહે છે. લે ત્યારે બ્હેન હવે બીજી કાંઇ ઉપદેશની વાત કર. તારા બોધને શ્રવણ કરવાને માટેજ અત્યારે આવી છું.

મારી પ્રિય સખી ! **મોહિની** ? ઉપદેશની વાતો તને

આજ દિવસ સુધી ઘણીએ કરી છે તેમ છતાં આજે વળી તું નવી કહેવડાવે છે તો કહું છું પણ એટલું લક્ષમાં રાખજે કે હું જે તને કહું તેના ઉપર વિચાર કરી તેને આચારમાં જરૂર મૂકજે. કહેનારા અને સાંભળનારા હજારો આવે છે પણ કરનાર એકજ હોય છે, પરંતુ તું સાંભળનાર અને કહેનારની ગણત્રીમાં ન રહેતાં કરનારની ગણત્રીમાં રહેજે. અર્થાત્ હું તને જે કહું તે માત્ર સાંભળીને બેસી ન રહેતી પણ તેને અનુસાર વર્તન રાખજે, જો તું તેમ કરશે તોજ આ મારા બોલવાનો અને તારો સાંભળવાનો શ્રમ સાર્થક્ય થશે.

**સાસરીયામાં રાખવાનું વર્તન.**

બ્હેન, કાલે પ્રભાતમાં તું હવે સાસરે જશે. સાસરે જવામાં સ્ત્રીઓને પહેલું વહેલું ઘણુંજ કષ્ટ પડે છે. જેમ નાનપણમાં વિદ્યા ભણવાનું કષ્ટ લાગે છે પણ એ વિદ્યા તરફ અભિરૂચિ થતાં જેમ તેમાં ગભરામણ કે અકળામણ થતી નથી તેમ સ્ત્રીઓને પ્રથમ સાસરે જવામાં પણ ગભરામણ થાયછે જ. આ ગભરામણ થવાનું કારણ તદન અજાણ્યા કુટુંબમાં વાસ છે. જે કુટુંબનો આપણને જરા પણ પરિચય નથી ત્યાં વાસ કરવાથી પુરૂષોને પણ થોડો સમય સહજ અતડા જેવું લાગે છે ત્યારે સ્ત્રીઓને લાગે તેમાં તે શીનવાઇ ! અને આમ હોવાથીજ બાળલગ્ન કરવાની ના કહી છે. કારણકે નાનપણમાં પારકા કુટુંબમાં વસવાથી પુત્રીને જેટલી અકળામણ થાય છે તેટલી મોટપણમાં થતી નથી.

આ વિશ્વમાં પ્રત્યેક મનુષ્યના સ્વભાવ જુદા જુદા હોય છે. આ જુદા સ્વભાવવાળા કુટુંબમાં જઈને વસવું એ સ્ત્રીઓને માટે કાંઈ ઓછી જોખમદારી નથી. સાસરીયામાં વસતા મનુષ્યના પ્રસંગે બોલ સાંખવા અને તેમને અનુકૂળ થઈ રહેવું એ સ્ત્રીઓનું કર્તવ્ય છે તેથી હે બ્હેન ! તારે પણ હવે તારા સાસરીયામાં સર્વની સાથે માયા ભરેલું વર્તન રાખવું અને ઘરનું કામકાજ વીગેરે કરવામાં પણ સુસ્તી ન રાખવી કદાચ કોઇ મનુષ્ય પોતાના સ્વભાવ અનુસાર કટુ વેણ કહી જાય તો તેને સહન કરવું પણ તેને સામું ન કહેવું આમાંજ તારી મહત્તા વધશે. અને તેને કહેનાર મનુષ્ય પણ આખરે સમય જતાં પસ્તાવા લાગશે. વળી હે બ્હેન ! સાસરીયામાં મારા પિયરમાં આમ સુખ છે અને આમ વૈભવ છે વગેરે વચનો બોલી પોતાના પિયરની મહત્તા જણાવવી નહિ કેમકે તારે તો હવે પતિના વૈભવને ભોગવવાનો છે અને સાસરામાંજ રહેવાનું છે. **પિયરના અમૃતતુલ્ય ભોજનનો ત્યાગ કરી જે સાસરામાં સુકા રોટલાથી પણ રાજી રહે છે તેજ ખરેખરી પતિવ્રતા સાધ્વી સ્ત્રી** છે. બ્હેન તું પણ તેવીજ થજે. અને આજથી હવે તારા સાસરીયાને જે તે રીતે પ્રિય થવાય તેવું વર્તન મર્યાદા સહ રાખજે. કેટલીક સ્ત્રીઓ આ મર્યાદાનો ત્યાંગ કરી મોટા મોટા ઘાંટા પાડીને બોલે છે. અને બિલકુલ લાજ શરમ રાખતી નથી. આવી સ્ત્રીઓ સાસરામાં ભાગ્યેજ પ્રશંસાપાત્ર નિવડી શકે છે. કેમકે પ્રશંસા પાત્ર

થવાને માટે સ્ત્રીઓએ મર્યાદાશીલ થવાની અગત્ય છે.

ધીમે રહીને વાત કરવી. કોઈ પ્રસંગે ઘાંટો પાડી બોલવું નહિ પોતાને જે કંઇ અઘટતું કહેવામાં આવ્યું હોય તોપણ તેને સહન કરવું. મોટું પેટ રાખવું અને આની વાત આને અને આની વાત આને એમ કરવી નહિ અને આ શિવાય બીજા પણ કેટલાક ગુણને ગૌણપણે ધારણ કરનાર સ્ત્રી સાસરામાં અવશ્ય કરીને માન પામ્યા શિવાય રહેતીજ નથી. માટે હે વ્હાલી સખિ તું પણ તારામાં આવા ગુણોને ધારણ કરજે.

મોહિની બોલી, બ્હેન આ બધી વાત તમારી લાખ રૂપિયાની છે પણ એક વાત મને ગળે ઉતરતી નથી. અને તે એજ કે આપણો કાંઈ વાંક ન હોય તે છતાં આપણને કોઈ કહે ત્યારે આપણે તે સહન કરવું એ તે શી રીતે બને ?

સુરબાળા બોલી એ બનાવવું તેમાંજ આપણી મહુત્તા છે તો ! લે હું તને કહું છું તે બરાબર ધ્યાન રાખીને સાંભળ. ધાર કે અત્યારે તારો કાંઈપણ વાંક નથી અને મેં તને કાંઈ કાંઈ ખરાબ શબ્દથી ગાળ દિધી. અને તેં તે સાંભળીને મને જવાબ ન આપ્યો. હવે જો તેમાં તારી કેટલી મહુત્તા વધશે. મારી ગાળ જેણે સાંભળી હશે તે મને મૂર્ખ કહેશે અને તને ડાહી કહેશે, અને પાછળથી મને પોતાને પણ પસ્તાવો થશે કે મેં બિચારીને નકામી ગાળ દીધી તેની સજ્જનતા કેટલી બધી કે જે મારી સામે જરાપણ બોલી નહિ. પરંતુ આનાથી ઉલટું હું તને જે વખત ગાળ દઉં

તેજ વખતે તું મને સામી દે તો મિજાસ ખસી જાય. અને વધારે હઉં તેમ તું પણ દેતી જાય. રસ્તે જનાર આવનાર મનુષ્યો જુએ. આપણો આ કજીયો સાંભળનાર મનુષ્ય શંખણીઓ લડે છે કહીને ચાલ્યા જાય અને તકરાર વધુ વધી જઈ પરિણામમાં એકબીજાના મોંઢા જોવાનો વ્યવહાર પણ ન રહે. આથી તને સમજાયુંજ હશે કે શાંત રહેવામાં કેટલા બધા લાભ છે.

શાંત રહેવાથી અને આપણને જે કાંઇ કહે તે સહન કંરવાથી આપણને કહેનાર દિવસે દિવસે વધુ કહે તેવા પ્રસંગમાં શું કરવું ? મને તો તે વખતે બેસી રહેવું ન પાલવે; મોહિની બોલી.

મોહિની બ્હેન ! **સહન કરવામાંજ સુખ છે.** આ નાનું વાકય તું તારા સ્મરણપટ ઉપર લખી રાખ. સહન કંરવાથી દિવસે દિવસે વધુ કહેશે એવો ભય ન રાખ. કદાચ આરંભમાં આ પ્રમાણે થાય તો સુવર્ણને તાપ આપવામાં આવે છે તે જેમ તેનું અધિક શુદ્ધરૂપ કરવાને માટેજ હોય છે તેમ આ આરંભનું દુઃખ પણ અવિચલ સુખને માટેજ હોયછે.

ભીંતમાં એક મુક્કી જોરથી મારવાથી જેમ આપણાજ હાથમાં વાગે છે તેમ આપણને કટુ વેણ કહેનાર પ્રતિ આપણે પણ કટુ કહેતા નથી તો તેનો પસ્તાવો તેને થયા સિવાય રહેતોજ નથી. અને આમ થવાથી બ્હેન તારે તો આજ નીતિનેજ ધારણ કરવાની છે.

કેટલીક સ્ત્રીઓ ભણેલી હોય છે તો પછી સાસરામાં જઈ ભાગજોગે તેની સાસુ યા નણંદ ભણેલાં નથી હોતાં તો પોતાનાં ભણેલાપણાનું અભિમાન રાખે છે. પણ આવા અભિમાનને સેંકડો કોશ દૂર મૂકીનેજ સુજ્ઞ સ્ત્રીએ તો સાસરામાંજ રહેવું જોઈએ. હે બ્હેન ! આમ હોવાથી તારા ભણેલાપણાનો ડોળ ત્યાં જરા પણ રાખીશ નહિ, અને સર્વની સાથે હળીમળીને સમાનભાવે રહેજે. આમ કરવાથી તારા ઉપર તારાં સાસુ સસરો વીગેરે સર્વ ફીદા ફીદા થઇ જશે એ નિઃશંસય વાત છે.

હવે તારા પતિની સાથે તારે કેમ વર્તવું તે પણ સ્વલ્પમાં જણાવું છું.

બ્હેન ! જેવી આપણને દળવા ખાંડવાની તથા ઘરનું કામકાજ કરવાની મહેનત પડે છે તેવીજ બલકે તેનાથી પણ અધિક મહેનત પતિને પોતાના ઉદ્યમમાં પડે છે. આજના સમયમાં દ્રવ્ય ઉપાર્જન કરી પોતાના ગૃહસંસારને ઉત્તમ રીતે ચલાવવો. એ કાંઈ સામાન્ય વાત નથી. મતલબ કે દ્રવ્ય ઉપાર્જન કરવાના સાધનો આજકાલ ઘણુંજ તંગી ભરેલી હાલતમાં આવી ગએલાં જણાય છે. માટે શું ઘરમાં મહેનત પડતી નથી એવું મનમાં જરાપણ ન લાવવું. સઉને સઉના કામમાં મહેનત હોય છેજ. ક્ષુધા નિવારવાને માટે ભોજન તૈયાર કરવામાં પણ રાંધવાની મહેનતની અપેક્ષા છે. અને આ પ્રમાણે થોડા અથવા ઘણા પ્રમાણમાં સઉને પોતપોતાની

યોગ્યતા પ્રમાણે મહેનત કરવાની હોય છે. આ આદિ નાના પ્રકારનાં વિચારથી મનને સમાધાનમાં રાખવું.

સ્ત્રીઓનું પરમ દૈવત એક તેના પતિ જ હોવાથી તેમનું પૂજન કરવું. હે બ્હેન ! તું પણ ભણેલી ગણેલી છે તેથી તારા પતિ પ્રત્યેનું શું કર્તવ્ય છે તેને તું સારી રીતે જાણે છે તેમ છતાં જણાવું છું કે પતિને પ્રસન્ન રાખવા માટે તો હરકોઇ પ્રકારે તારે તૈયાર રહેવું.

ઘણી સ્ત્રીઓ પોતાના પતિને જ્યારે ઉદ્યમ વીગેરે કરીને રાત્રિએ ઘેર આવે છે ત્યારે તેને તમારી માએ મને આમ ગાળ દીધી અને તમારી બ્હેને આ કહ્યું ઈત્યાદિ વ-ચનો બોલી તેને કંટાળો આપે છે. પતિ ઉદ્યમ વીગેરેથી થાકીને ઘેર આવ્યો હોય છે તેને શાંત વચન કહેવાને બદ-લે આ પ્રમાણે સંતાપ આપવો એ સદ્‌ગુણી સ્ત્રીનું કર્તવ્ય નથીજ. અને હે બ્હેન ! તું સદ્ગુણી હોવાથી આવા વચનો કોઇપણ દિવસ ન બોલીશ તેની મને ખાત્રી છે.

તારા પતિ તારાથી પ્રતિકૂળ સ્વભાવના હોય તોપણ તેની સાથે તું તારૂં સ્નેહભરેલું વર્તન રાખજે. તારા સ્નેહ ભરેલા વર્તનની તારા પતિ ઉપર સારી અસર થશે. આજને આજ નહિ થાય તો બે દીવસ પછી, બે દિવસ પછી નહિ થાય તો બે મહિના પછી પણ તે થયા શિવાય રહેશે નહિ. જેમ ઉત્તમ ભૂમીમાં નાંખેલું ઉત્તમ પ્રકારનું બીજક ઉગ્યા શિવાય રહેતું નથીજ તેમ સદ્ગુણયુક્ત સ્નેહભરેલું વર્તન

ધારેલું પરિણામ પ્રકટાવ્યા શિવાય રહેતુંજ નથી.

અમુક સ્ત્રીએ ચંદ્રકળા પહેરી છે, અમુકે કંઠી પહેરી છે તેવી મને પણ કરાવો તેવી હઠ પતિ સમીપ હે સખિ ! તું કોઈપણ દિવસ કરીશ નહિ. આવી હઠના પરિણામમાં ક્લેશ ઉત્પન્ન થાય છે અને તમારી પ્રીતિમાં ઘટાડો થવા પામે છે. માટે આ રીત સર્વદા ત્યાગ કરવા લાયકજ છે. વળી અમુક મને કરાવો એમ કહેતાં પૂર્વે પ્રત્યેક સ્ત્રીએ પોતાના પતિની દ્રવ્ય સંબંધી અનુકૂળતાનો વિચાર કરવાની જરૂર છે. વિચાર ન કરવાથી અને હઠને ચાલુ રાખવાથી છેવટે કંટાળીને બિચારાં પતિને દેવું કરીને પણ સ્ત્રીની હઠ પૂરી પાડવી પડે છે.

સામાન્ય પ્રકારની સ્ત્રીઓના જેવી તારે થવાનું નથી. તારે તો આદર્શ ગૃહિણી બનવાનું છે અને તેથી ગૃહિણી-પણાના ધર્મને તું બરાબર પાલન કરજે. આ ધર્મનું બરો-બર રીતે તારાથી પાલન થઈ શકે તે અર્થે તારાં કર્તવ્યોનું એક ટાઈમટેબલ બનાવજે અને તેને અનુસરીનેજ તારી પ્રવૃત્તિ ચાલુ રાખજે.

સ્ત્રી ધર્મ સંબંધી વિવેચન કરતાં શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

अभ्युत्थानमुपागते, गृहपतौ तद्भाषणे नम्रता ॥
तत्पादार्पित द्रष्टिरासन विधि स्तस्योपचर्या स्वयम् ।
सुप्ते तत्र शयीत तत्प्रथमतो जह्याच्च शय्यामिती
प्राच्यैः पुत्रि निवेदितः कुल वधु सिद्धान्त धर्मागमः ॥

**અર્થ**—સ્ત્રીએ પતિ ઘરમાં આવે ત્યારે ઉઠી ઉભા થવું. તેની સાથે ભાષણ કરવામાં નમ્રતા રાખવી, તેના ચરણમાં દ્રષ્ટિ રાખી આસન આપવું, તેની સેવામાં તૈયાર રહેવું, તેના સુતા પછી સુવું, અને તેના ઉઠયા પહેલાં ઉઠવું. એ હે બ્હેન! કુળવાન સ્ત્રીના ધર્મ છે.

કેટલીક વખત વ્યવહારમાં એવું પણ બને છે કે પતિ કોઈ કામમાં નિષ્ફળતા પામે છે અને પછી ઘેર આવી કોઇ પણ કારણ મળતાં પોતાની સ્ત્રી સાથે લઢવા મંડી જાય છે. જો કે સમજુ પતિ તો કોઇ પણ દિવસ આમ કરતા નથી. પણ કદાચ આમ તારે ત્યાં થાય તોપણ તારે જરા પણ સામું બોલવું નહિ. અને પતિ જે કાંઇ કહે તે સાંભળ્યા કરવું. થોડીવાર રહી જ્યારે પતિનો ક્રોધ શાંત પડે ત્યારેજ તારે તેમની સાથે નમ્રતાયુક્ત વાતો કરવી. કેમકે.—

**परुषाण्यपि चोक्तापा दृष्टा दृष्टेन चक्षुषा।**
**सुप्रसन्न मुखी भर्तुर्या नारी सा पातिव्रता ॥**

એ વચન પ્રમાણે પતિએ કઠોર વચન કહ્યાં હોય તથા ક્રોધ દ્દષ્ટિએ જોયું હોય તોપણ તેના પ્રત્યે જે સ્ત્રી રૂડે પ્રકારે પ્રસન્ન મુખવાળી રહે તે પતિવ્રતા કહેવાય છે. વળી આગળ ચાલતાં જણાવ્યું છે કે,

**नेक्षेत्पतिं क्रूर दृष्टया श्रावयेन्नैव दुर्वचं ।**
**ना प्रियं मनसा वापि चरेत्यत्युः पातिव्रता ॥**

અર્થાત્ પતિવ્રતા સ્ત્રીએ પતિને ક્રૂર દૃષ્ટિવડે જોવો નહિ. તેને નઠારાં વચનો સંભળાવવા નહિ અને મનથી પણ તેનું અપ્રિય કરવું નહિ.

બ્હેન ! પતિ કદાચ દુરાચરણી હોય તોપણ તેના ઉપર તું કોઈ પણ દિવસ ક્રોધ કરીશ નહિ. તારા સદ્ગુણ વડેજ તું તેને સદાચરણી કરી શકીશ. વળી તારા ઘરમાં કોઈ વડીલ હોય, સાસુ હોય, સસરો હોય તો તેનું તું દરેક કામ કરજે. કેટલીક સ્ત્રીઓ એમ માનતી હોય છે કે અમે તો અમારા પતિની સેવા કરીએ, સાસુ સસરાની સેવા અથવા તેમનું કામ અમારાથી નહિ થાય પરંતુ આવું માનવાપણું તું જરાપણ રાખીશ નહિ. સાસુ સસરા વીગેરે વડીલની સેવા કરવી એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે અને તેનું પાલન કરનાર સ્ત્રી અવશ્ય કરીને સુખી થયા શિવાય રહેતીજ નથી. ઘર ખર્ચનો હિસાબ ખરેખરી રીતે હે સખિ ! તારેજ રાખવો જોઈએ અને કમાણીના પ્રમાણમાં ખર્ચ રાખવો. પતિને પોતાના ઉદ્યમ નિમિત્તના હજારો કામ હોય છે તેમાં જેમ બને તેમ આપણે મદદગાર થવું જોઈએ. અને આં હિસાબ રાખવાનું કામ કડાકૂટનું હોવાથી એ આપણે સ્ત્રીઓએજ ઉપાડી લેવું જોઇએ એમ કહ્યા વગર ચાલતું નથી. હિસાબ કેવી રીતે રહી શકે તેનું પોતાને બરાબર જ્ઞાન ન હોય તો તે જ્ઞાન પતિથી પ્રાપ્ત કરીને પણ તે રાખવો. પછી દર મહિને અથવા દર અઠવાડીએ એ હિસાબ પોતાના પતિને બતાવવો.

અને તેમાં કાંઈ ભુલ રહી હોય તો તે સુધરાવવી.

આપણામાં એક કહેવત છે કે 'બીબીની કસર અને મીયાંની સફર' અર્થાત્ મીયાં સફર કરીને દેશ પરદેશ જઈને જેટલું કમાઈ લાવે છે તેટલું બીબી અર્થાત્ તેના ઘરની સ્ત્રી જો કરકસરથી વ્યવહાર ચલાવે છે તો બચાવી શકે છે. આ ઉપરથી આપણે સ્ત્રી જાતિએ કરકસર રાખવાની કેટલી જરૂર છે તે આપણને સ્પષ્ટ જણાઈ આવે છે. કદાચ, બ્હેન! તું કહેશે કે આપણે તે શું બજારમાં પૈસા ખર્ચવા જઈએ છીએ. ઘરમાં જોઈતી વસ્તુઓ તો આપણા પતિ લાવે છે. અને આમ છે ત્યારે તું કસર કરવાની શાની કહે છે. ખરી રીતે કસર તો પુરૂષોએજ કરવી જોઈએ. તો તેના સમાધાનમાં હું તને જણાવું છું કે બ્હેન! ખરી કસર પતિ જે વસ્તુ લાવે તેનો ઉપયોગ કરવામાંજ સમાયલી છે. અને તેથીજ તેની જરૂર છે. દાખલા તરીકે પતિ એક સાડી લાવે. સ્ત્રી તેને દરરોજ રગદોળે અને બે ત્રણ માસમાંજ જુની ફાટવા જેવી કરી નાંખે. પતિ ઘરમાં બેમણ અનાજ લાવે. તેની સંભાળ સ્ત્રી ન રાખે અને અનાજને ઉંદર ખાઈ જાય અથવા તેમાં કીડાં પડે. આ પ્રમાણે દરેક વસ્તુ માટે સમજવાનું છે. ઘણીખરી વસ્તુઓ પતિ લાવે છે પણ તેનો ફાવે તેમ ઉપયોગ કરી સ્ત્રીઓ તેને બગાડી મૂકે છે અથવા કાંતો તેનો નાશ કરે છે. આ નાશ ન કરવો, તેને બગાડી ન મૂકવી અને તેનો સદુપયોગ કરવો તેમાંજ કરકસરનું સૂત્ર

સમાયલું છે. આ ઉપરથી તારે એમ નં સમજવું કે ખાવા પીવામાં તેમજ પહેરવા ઓઢવામાં કંજુસાઇ કરવી. મારો તેમ કહેવાનો લેશ પણ હેતુ નથી. મારે કહેવાનો હેતુ તો એજ છે કે આણેલી વસ્તુને ફાવે તેમ ન વાપરતાં સંભાળથી વાપરવી અને અનાજ વગેરેને પણ સંભાળથી રાખવાં.

**વ્યવસ્થા અને સ્વચ્છતા.**

પ્રિય સખિ ! હવે હું તને એક બીજી વાત કહીશ અને તે એજ કે તારે સાસરે ગયા પછી ત્યાંના ઘરની બરાબર ખબર વ્યવસ્થા અને સ્વચ્છા રાખવી. પતિ કદાચ ગરીબ સ્થિતિનો હશે તોપણ આ વ્યવસ્થા અને સ્વચ્છતા ન રહી શકે તેમ નથી કેમકે તે રાખવાને માટે કાંઇ પૈસા ટકાની જરૂર પણ નથી. મારે આમ કહેવાનું કારણ એટલુંજ છે કે કેટલીક સ્ત્રીઓનું એમ માનવું હોય છે કે દ્રવ્યાદિની જોઈતી અનુકૂળતા વગર અમે વ્યવસ્થા શી રીતે રાખીએ. પણ આમ માનવામાં તેઓ ભુલ કરે છે. **વ્યવસ્થા અને સ્વચ્છતા એક નાનામાં નાના ઝુંપડામાં પણ રહી શકે છે.**

વ્યવસ્થા અને સ્વચ્છતાનો અર્થ કેટલાક મનુષ્યો એમ સમજે છે કે ઘર ચુનાથી ધોળાવેલું રાખવું. લીંપણ રાખવું અથવા પથ્થર જડાવવા. ફરનીચર, ટેબલ, ખુરશી વીગેરે રાખવું. ગાદી તકીયા વગેરે રાખવાથી વ્યવસ્થા રાખી અને સ્વચ્છતા રાખી એમ કહી શકાય છે પણ વ્યવસ્થા અને સ્વચ્છતા

આવા પદાર્થોથીજ રહેતી નથી. તે તો એમને એમ પણ રહી શકે છે. આને માટે હું તને સ્પષ્ટ રીતે સમજણ પાડવા એક શ્રીમાનના ઘરનો અને એક ગરીબના ઘરનો દાખલો આપું છું. ધાર કે એક શ્રીમાન્ મનુષ્યનું ઘર છે. ચુનો વીગેરે ધોળાવી ઘરને સ્વચ્છ કરેલું છે. ટેબલ, ખુરશી, કોચ, ગાદી તકીયા વીગેરે પુષ્કળ છે. પણ તેની વ્યવસ્થા નથી. વ્યવસ્થા નથી એટલુંજ નહિ પણ તેની સ્વચ્છતા પણ નથી. ટેબલ એક ખૂણામાં પડી છે. તો ખુરશી બીજા ખૂણામાં છે. ગાદી વચમાં પડી છે તો તકીયો તેનાથી છેટે ગમે ત્યાં આડોઅવળો પડયો છે. વળી તેના ઉપર ધૂળ પણ પુષ્કળ પડેલી છે. ઘરમાં લુગડાની પણ વ્યવસ્થા નથી. ધોતીયું આ બાજુ છે તો ડગલો વળી કોઈ જુદીજ જગ્યાએ પડેલો છે. તો પાઘડી વળી કોઈ નોખીજગ્યામાં પડી પડી વિશ્રાંતી લે છે. જ્યાં જુઓ ત્યાં અવ્યવસ્થા, જયાં જુઓ ત્યાં અસ્વચ્છતા, ઘરમાં પદાર્થની ખોટ નથી પણ જો કામ પડે અને એકાદની જરૂર હોય તો તેને શોધી કાઢતાં મહા મુશ્કેલી નડે છે. હવે આનાથી ઉલટું એક ગરીબના ઘરનો દાખલો લે. ભીંત ઇંટ મટોડીની છે પણ તે લીંપણ વીગેરેથી સ્વચ્છ રાખી છે. ભોંયતળીયે પણ લીંપણ છે અને કોઈ પણ જગ્યાએ કચરો જણાતો નથી. પોતાની પાસે જે કાંઈ પદાર્થો છે તે સર્વ સાઉસઉની જગ્યાએ વ્યવસ્થાપૂર્વક સ્વચ્છ કરીને મૂકેલા છે. પોતાને જોઇતી વસ્તુ અડધી રાતે પણ દીવા

વગર તે ઘરનો માલિક લઈ શકે છે. કેમકે અમુક વસ્તુ અમુક જગ્યાએજ મૂકવાનો તેનો સ્વભાવ છે. બ્હેન ! હુંવે તને કયા ઘર તરફ જવાનું મન થશે. ફાવે તેમ પડેલી વસ્તુઓવાળા શ્રીમાનના ઘરપ્રતિ કે પેલા ઉત્તમ વ્યવસ્થાં રાખનાર ગરીબના ઘરપ્રતિ ?

ઉત્તમ વ્યવસ્થા રાખનાર ગરીબના ઘરમાંજ બેસવાનું મને તો મન થાય. મોહિની બોલી.

હા બ્હેન ! મને પણ એજ પસંદ છે. મને પસંદ છે એમ નથી પણ સર્વ કોઈ સુઘડ સ્ત્રી યા પુરૂષને તેના ઘર-પ્રતિ જવાનું અને બેસવાનુંજ મન થાય. કેમકે જગતને સ્વચ્છતા અને વ્યવસ્થાની ઘણી જરૂર છે. પરંતુ મને જાણીને ખેદ થાય છે કે આ રહસ્યને ઘણીએ સ્ત્રીઓ સમ-જતી હુશે પરંતુ તે સમજીને તેને અનુસરીને સ્વચ્છતા અને વ્યવસ્થા કોઈ વિરલી સ્ત્રીજ રાખી શકતી હુશે. વળી કેટ-લીક સ્ત્રીઓ એમ પણ માને છે કે વ્યવસ્થા અને સ્વચ્છતા રાખવાનું કામ અમારૂં નથી. તે તો પુરૂષો રાખે. પછી કાંતો પતિ રાખે અથવા ઘરનો ચાકર રાખે. પરંતુ તેવી સ્ત્રીઓએ પણ સમજવાની જરૂર છે કે વ્યવસ્થા અને સ્વચ્છતા રાખ-વાનું કામ ખરી રીતે તમારૂંજ છે. ખરી રીતે પતિ કાંઇ ઘરમાં બારે ઘડી અને બત્રીસે પહોર બેસી રહેતા નથી. તેને તો અનેક કામ હોય છે અને તેથી ઘરના સામાનની વ્યવસ્થા અને સ્વચ્છતા સ્ત્રીઓએજ રાખવાની જરૂર છે એ સિદ્ધ

છે. વળી નોકર હોય તે વ્યવસ્થા રાખે તો તેમાં પણ ખરો-ખરૂં રહી શકતી નથી. જેવું આપણું કામ કરવાની આપણને લાગણી હોય છે તેવી અન્યને હોતી નથી. એ નિયમાનુસાર નોકરને ભરોસે રહેવું પણ ઉચિત નથી. માટે નોકર પાસે વ્યવસ્થા અને સ્વચ્છતા રખાવવી હોય તોપણ તેમાં સ્ત્રીઓની દેખરેખની તો જરૂર પડે છેજ.

હે પ્રાણપ્રિય! સખિ મોહિની! હવે હું તને સમય વધારે વ્યતિત થએલો હોવાથી ટુંકમાં એટલુંજ કહું છું કે તું ડાહી થજે. પતિની આજ્ઞા પાળજે. નમ્રપણે વચનો બોલવાનો અભ્યાસ રાખજે. દરેક કાર્ય કરતી વખતે તારા પતિની સંમતિ લેજે. અને પતિ જે કહે તેજ કરજે. પતિના કહ્યા ઉપરાંતનું એક પણ કામ કરવાને કોઈ પણ દિવસ તૈયાર થતી નહિ. સાસરીયામાં હળીમળીને રહેજે. કદાચ કોઈ તને ખેવચન કહી જાય તો તેને સહન કરજે પણ સામાં કહીશ નહિ. પતિવ્રતા થઇ તારા ચરિત્રને ઝળકાવજે. ખરેખર! તું જો એમ કરીશ તો મહાત્મા પુરૂષો પણ તને વંદન કરવા યોગ્ય ગણશે. ભર્તૃહરી આ સંબંધમાં જણાવે છે કે,

हरिणी वृत्त.

जनयति सुतं कश्चिन्नारी सति कुल भुषणं
निरुपमगुणैः पुण्यात्मानं जगत्परि पालनम्।
कथमपि न सा निन्द्या वन्द्या भवेन्महतांयतः
सुरसरि दिव ख्याता लोक पवित्रित भूतला ॥

પતિવ્રતા સ્ત્રીઓ પોતાનાં પવિત્ર ચરિત્રોથી ગંગા નદિની પેઠે પૃથ્વિ પવિત્ર કરે છે, એટલુંજ નહિ પરંતુ અનુપમ ગુણવાળા અને કુલના ભુષણરૂપ એવા પુત્રને ઉત્પન્ન કરે છે, કે જે પવિત્ર ચરિત્રવાળો પુત્ર આખા જગતનું રક્ષણ કરે છે. આવી સ્ત્રી કોઈ પણ રીતે નિન્દા કરવા યોગ્ય નથી. પરંતુ મહાપુરૂષોને વંદન કરવા યોગ્ય છે.

'સુરબાળાના આ પ્રમાણેના વાકયો શ્રવણ કરી રહ્યા પછી મોહિની બોલી બ્હેન! મને અત્યારે એક શંકા ઉત્પન્ન થાયછે. તમે જો કહો તો તેનું સમાધાન પૂછું.

અરે! ગાંડી રે! ગાંડી; સુરબાળા બોલી. વળી એમાં તમે કહો તો પૂછું એમ બોલવાની શી જરૂર હતી? તારે જે પૂછવું હોય તે સુખેથી પૂછ. હુંજ તારી છું ને.

સખિનો અનહદ પ્રેમ જોઈ મોહિનીએ આગળ ચલાવ્યું કે બ્હેન તમે કહ્યું કે દરેક કામમાં પતિની સંમતિ લેવી અને તે કરવું. અને જો પતિ સંમતિ ન આપે તો તે કદીએ ન કરવું. આ વાત મારા ગળામાં બરાબર ઉતરી નથી. ધાર કે આપણે અમુક સત્કાર્ય કરવું છે. અથવા દેવદર્શને જવું છે કાં તો વ્રત કરવું છે અને તેમાં પતિ રજા ન આપે તોપણ તેને આપણે કરીએ તો શું અડચણ છે! દેવદર્શન કરવા જવું અથવા વ્રત કરવું એમાં કાંઇ પતિની અનુમતિની જરૂર નથી. કેમકે એ તો શુભ કાર્ય છે.

સુરબાળા બોલી, ના બ્હેન! આમાં આપણી ભૂલ થાય છે. દરેકે દરેક કામ સ્ત્રીઓએ પતિની અનુમતિ લઈનેજ કરવું જોઇએ. पतिरेको गुरु स्त्रीणाम् એ વચન પ્રમાણે સ્ત્રીનો પતિ એજ ગુરૂ છે, અને પતિ એજ દેવ છે માટે તેમની આજ્ઞા દરેક બાબતમાં લેવાવીજ જોઈએ. જે પતિની આજ્ઞા વગર દેવદર્શને જાય છે અથવા વ્રતાદિક કરે છે તો તે સર્વ નિષ્ફળ જાય છે એવું શાસ્ત્ર વચન છે. પણ સ્ત્રીઓ તેને સમજતી નથી. હે બ્હેન! પ્રસંગ પ્રાપ્ત થવાથી સાથે સાથે જણાવું છું કે મારા સાસરામાં એક પાડોશી બાઈ રહે છે, તે દેવદર્શન કરવા માટે તેના પતિ ના કહે છે તોપણ જાય છે. ઘરનું ગમે તેવું કામ બગડે તો તેની અડચણ નહિ, ઘરનાં છોકરાં રડે તેની અડચણ નહિ, અને પતિને વહેલું બહાર જવાનું હોવાથી જમવાનું મોડું થાય તેની અડચણ નહિ, પરંતુ આ દેવદર્શને ન જવાય તો મોટી અડચણ પડી જાય. મતલબ કે કોઈપણ પ્રકારે ત્યાં તો જવાવું જોઈએજ, વળી આટલું હોય તો બસ છે, પરંતુ રાત્રિએ સેનનાં દર્શન કર્યાં વગર પણ ન ચાલે. જાણે દેવદર્શનજ મોક્ષ ગતિને આપનાર હોય એમ માની 'જે જે' કરીને દોડાદોડી કરવી એને કંઇ સ્ત્રી પ્રશંશાપાત્ર ગણશે.

મોહિની બોલી બ્હેન, ! તારા વિચાર શું કેટલીક સ્ત્રીઓને નાસ્તિક જેવા નહિ લાગે? શું દેવદર્શન કરવાં જરૂરનાં નથી?

**દેવદર્શન સંબંધી**

વ્હેન ! મારા વિચાર ઉપરથી જોતાં નાસ્તિક જેવાજ લાગશે પણ વસ્તુતઃ તેમ નથી. હું આપણા સનાતન ધર્મથી વિરૂદ્ધ એક પણ પગલું ભરૂં તેમ નથી. દેવદર્શન કરવાથી મનની શુદ્ધિ થાય છે અને આપણે એ દેવનાં દર્શન કરવાથી પવિત્ર થઈએ છીએ અને એ ઉદ્દેશને લક્ષમાં રાખી જો દેવદર્શન કરવામાં આવે તો તે યોગ્ય ગણી શકાય; પરંતુ આ ઉદ્દેશને લક્ષમાં તો કોઈકજ રાખતું હશે નહિ તો અન્ય માત્ર દેખાદેખી કરીને દેવદર્શને જાય છે. કેટલાંક ત્યાંની નવી નવી ઘટના નિહાળવા, અને કેટલાક તેમાં ભાગ લેવાના ઈરાદાથી પણ જાય છે. આવા દેવદર્શનનેજ હું ધિક્કારૂં છું કેમકે એનાથી મનની પવિત્રતા થવાને બદલે અપવિત્રતાજ થાય છે. વળી હે વ્હેન ! આપણે આપણા પ્રત્યક્ષ દેવ પતિની જ પૂજા કરવાની છે અને તેમનાજ દર્શન કરવાનાં છે. તેમ છતાં તેમને દુભવી દેવદર્શને જવું એ તો ગંગા સ્નાન છોડીને ખાબોચીઆમાં નહાવા સમાન છે.

મોહિનીએ પૂછેલા સમાધાનમાં સુરબાળા બોલતી હતી તેવામાં તેના માતા પિતા આવ્યાં. માતા પિતાને આવેલાં જોઈ સુરબાળાએ પોતાની વાત અટકાવી. સુરબાળાની માતા મોહિની પ્રત્યે બોલી કેમ વ્હેન ! અમે તારે ત્યાંજ જઈ આવ્યાં છીએ. કાલ પ્રભાતમાં તો તું હવે અત્રથી સાસરે વિદાય થશે. તેથીજ આ તારી પ્રિય સખિને મળવા આવી



**मोहीनी अने मुग्धाळा.**

"तुं तारा अंतःकरणमां एकज महामंत्र कोतरी राखजे अने ते एकज के **स्वामी सेवा** अने **सहनशिलता.**" (गृहस्थाश्रम पृष्ठ १६३.)

હુઈશ. **મોહિની** બોલી હા માજી. મને નવરાશ હતી તેથી બ્હેનની બે બોધની વાતો પણ સાંભળી. **સુરબાળાની** માતા મોં મલકાવી બોલી, બ્હેન ! એ પ્રમાણે ચાલશો તો સુખી થશો.

સમય વધારે વ્યતિત થઈ ગયેલો હોવાથી **સુરબાળાની** માતાને વંદન કરી **મોહિની** પોતાને ઘેર જવા ઉભી થઈ અને બોલી કે બ્હેનનો બોલ મારા અંતઃકરણ ઉપર કોત્તરી રાખેલો છે તેને હું કોઈ દિવસ ભૂલવાની નથી. ઉલટું તે અનુસાર મારૂં વર્તન પણ રાખીશ. **સુરબાળાની** માતાએ **મોહિનીને** માથે હસ્ત મૂકયો. અને કહ્યું કે બ્હેન 'તારૂં કલ્યાણ થાઓ' આ મંગલાત્મક આશીર્વાદ લઇ **મોહિની** ત્યાંથી વિદાય થઈ. જતાં જતાં ગદ્દગદીત કંઠે પોતાની સખિને ભેટીને બ્હેન, હવે આપણે કયારે મળી પરસ્પર હૃદયની વાતો કરશું. **સુરબાળાએ** તેને કહ્યું થોડાજ સમયમાં કોઈ શુભ કામ નિમિંત્તે આપણને મળવાનું થશે. પરંતુ ત્યાં પર્યંત તું તારા અંતઃકરણમાં એકજ મહામંત્ર કોતરી રાખજે અને તે એજ કે **સ્વામી સેવા અને સહનશીલતા.**

**સુરબાળાનું** વાકય શ્રવણ કરી પોતાને જવાનું મન ન હોવા છતાં **મોહિની** ત્યાંથી પોતાની સખિને ભેટી વિદાય થઈ પોતાને ઘેર આવી.



## प्रकरण ११ मांना सिद्धांतो.

सासरीयामां जइ वहुए शुं कर्तव्य करवानुं छे ते सर्व आ प्रकरणमां मोहिनी अने सुरबाळाना संवाद द्वारा वर्णवी बताव्युं छे. अने तेना शब्देशब्द अनुसारनुं वर्तन दरेक स्त्रीए राखवानी जरुर छे.

## પ્રકરણ ૧૨ મુ.

### મોહિનીનો ગૃહસ્થાશ્રમ.



આજે ચંદ્રનગરમાં મોહિનીના પિતા મોટી ધામધૂમમાં છે. વાજાં વાગી રહ્યાં છે. અને વેવાઈ તરફથી અમને જલદી વિદાય કરો, અમને મોડું થાય છે, વગેરે વચનો મોહિનીના પિતા પ્રત્યે બોલાય છે. પોતાનાથી બનતી ઉતાવળ કરી તેઓ જાનને જલદી વિદાય કરે છે. અને મોહિનીને પણ મોકલવાની હોવાથી તેઓ સ્ટેશન સુધી વળાવા આવે છે.

સવારના આઠ વાગ્યાની ટ્રેનમાં તેઓને અર્થાત્ મોહિનીના સસરાને જવાનું હોવાથી સ્ટેશન માસ્તરને આગલા

દિવસની ખબર આપી ડબ્બો રીઝવર્ડ કરાવ્યો છે. ટાઈમસર ટ્રેન આવી પહોંચતાં સર્વ તેમાં બેસી જાય છે. મોહિની પણુ પોતાના માતાપિતાને નમન કરી રડતી રડતી પોતાની સાસુની સાથે ગાડીમાં બેસે છે. અને ધારેલાં સમયે ટ્રેન સ્ટેશનેથી ઉપડે છે. મોહિની જે આજ સુધી તેના માતા-પિતાના સહવાસમાં હતી તે સાસુના સહવાસમાં આવે છે.

ચંદ્રનગર અને સૂર્યપુરને બે દિવસનો રસ્તો હોવાથી ત્રીજે દિવસે બપોરના બરાબર બારના સુમારે ટ્રેન સૂર્યપૂર આવી પહોંચે છે. આગળથી કરી રાખેલી તૈયારી પ્રમાણે મોહિનીના સસરા ગરીબદાસ મોટા ઠાઠમાઠથી સ્ટેશનથીજ વરઘોડો કાઢી વરવહુને પૂર્ણ ભપકાથી ઘેર લઈ જાય છે.

આ પ્રમાણે ઘટનાને આજે બે માસ વ્યતિત થયા છે

**પ્રતિકૂળતાનાં પગરણુ.**

મોહિની આજ સુધી તો 'નવી વહુ' તરીકે માન પામતી હતી પણુ હવે એ માન દિવસે દિવસે ઓછું થવા લાગ્યું છે. જો કે મોહિની તો આવી તે દિવસથી જ ઘરનું કામ-કાજ કરતી હતી અને સર્વ સાથે હળીમળીને રહેતી હતી. પરંતુ આમ કરવા છતાં પણ તેની દ્વેષની મૂર્તિરૂપ નણંદ તેની સાથે કંઈ બોલવાનું બહાનું શોધ્યા કરતી હતી. અને અને આવી રીતે બોલવા શોધનારને એવાં ખરાં નહિ તો ખોટાં હજારો બહાનાં મળી આવેછે જ. અને તે પણુ ન મળે તો પેલા વરૂની પેઠે તેં નહિ તો તારા બાપે પીધું

એ ન્યાય પ્રમાણે બ્હાના શોધનારનો કાંઈ ટોટો નથી. તેથી એક દીવસ સવારના વાસણ અજવાળતી વખત એક વાસણ અજવાળીને મૂક્યું એટલે તરતજ તેની નણંદ ઈર્ષ્યામતિ બોલી કે ભાભી ! આમ વાસણ પછાડીને મૂકવાનાં અમારે ત્યા ન પાલવે. હું રોજ જોઉં છું તો આમને આમજ તું કરે છે. હોય, જાણે કોણ બોલે? કોણ બોલે? એમ વિચારી હું આંખ આડા કાન કરતી હતી પણ હવે તો એ કામ વધી ગયું તો હું તને પૂછું છું કે વાસણ ભાગશે તો શું તારો બાપ સમાં કરાવશે.

ઈર્ષ્યામતિ બ્હેન ! કજીઆનું સમાધાન આણવા માટે જરા મલકાતાં મ્હોડે મોહિની બોલી, જુઓને મેં ક્યારે વાસણને પછાડ્યું. આ ઘર તે કાંઈ લોકનું છે. મારૂંજ ઘર છે અને હું તે કાંઈ સમજતી નથી? કદાચ કોઈ બીજાનું ઘર હોય તોય હું આમ ન કરૂં ત્યારે અહિં આપણા જ ઘરમાં હું વાસણ પછાડું એ કેમ બને. પોતાની સાસુ પ્રત્યે જોઇને જુઓને અભિમાનબા, ઈર્ષ્યામતિ બ્હેન મને આમ કઠોર વચન કહે છે.

પ્રલ્હાદની સ્તુતિ સાંભળીને નૃસિંહ ભગવાને હિરણ્યકશ્યપુને મારવા માટે જેટલું વિકાળ મુખ કર્યું હતું તેવા ક્રોધપૂર્ણ વિક્રાળ મુખથી ઈર્ષ્યામતિ બોલી, અહાહા! રાંડને જરાએ લાગણી છે મોટી ગધેડા જેવડી થઈ તોય હી હી હી કરીને હસીને બોલે છે. મોટા ઘરવાળી આવી છે તે! ઘર

તારા કયા બાપનું છે, ઘર મારા બાપનું, ઘર મારી માનું, ઘર મારા ભાઇનુ, મોટી સમજનારની પૂંછડી ન જોઈ હોય તો જોઈ લેજો. જાણે તુંજ સમજતી હુશે અને બીજા બધાં ઢોર હુશે ખરાં ને અભિમાનબાને રાવ કરે છે તે અભિમાનબા તે મને શું કરી નાંખવાની છે. અરે ! એ ભણેલાની દીકરી તું એટલુંએ ન સમજી કે એ અભિમાનબા એ તારાં બા નહિ પણ મારાંજ બા છે. અને તે પોતાની દીકરીનું તાણુશે તેટલું તું આજકાલની આણેલીનું નહિ તાણુશે. તારી તે બુદ્ધિ કયાં બહેર મારી ગઇ કે આમ વિચાર કર્યા વગર બોલી. તારી બા તો ચંદ્રનગર છે જા તેને જોઈએ તો બોલાવી લાવ. હું કોઇનાથી નથી ડરતી. તારા અને તારી બા જેવી હજારને પુરી પડું એવી હું ઈર્ષ્યામતિ છું. શું સમજે છે તારા મનમાં ? મોહિની આ સાંભળી આગળ બોલવા જતી હતી પરંતુ તેને પોતાની સખિનો મહામંત્ર **સહનશીલતા** યાદ આવ્યો. તરતજ તેણે મનના ગુસ્સાને મનમાંજ સમાવ્યો. પરંતુ પિતાને ઘેર સુખમાં રહેલી મોહિનીને આ પ્રસંગથી ઘણુંજ લાગી આવ્યું. તેણે પોતાના મનમાં વિચાર્યું કે અરે ! અરે ! આ પ્રમાણે વિનાકારણ જુલમ કેટલીએ વહુઓને માથે થતો હશે. પણ બિચારી શું કરે. સ્ત્રીઓને ધર્મજ છે કે **સહન કરવું** અને એ સહન કર્યા શિવાય તેમનો બીજો છૂટકો નથી.

**મોહિનીનું દુઃખ.**

**મોહિની**ને દિવસે દિવસે આ દુઃખ વધતું ગયું તે એટલે સુધી કે પછી તો ગમે તે કામમાં જરા પણ તેની ભુલ થઈ ન હોય તોપણ તેને બરાબર કટુ વાક્પ્ર-હાર સાંભળવા પડતા તેના પતિ **અશિવપ્રસાદ** ખરેખરા અશિવજ હતા. અર્થાત્ શિવનો અર્થ જે કલ્યાણ કરનાર થાય છે ત્યારે તેમનામાં અશિવ એટલે અકલ્યાણ કરવાના ગુણોજ પ્રધાનપણે રહ્યા હતા તેનું નામ પાડનાર તેની ફોઇ પણ કોઈ મોટી તત્વદર્શી અને ભવિષ્ય જાણનારી હોવી જોઇએ કે જેણે તેનું નામ બરાબરજ પાડયું હતું. અને એ તેના કામ માટે ખરે તે ધન્યવાદને પાત્રછે. અશિવપ્રસાદ જ્યાં જતા ત્યાં અકલ્યાણજ કરતા. તેમનામાં એવા ગુણો રહેલા હતા કે તે ગુણો શંકરનું ત્રીજું નેત્ર ઉઘડે તો તે જેમ અગ્નિ વરસાવ્યા વિના રહેતું નથી તેમ તે અશુભ કરનારજ થતા. બિચારી ગંગાસ્વરૂપ ત્રિવેણી સમાન **મોહિની** આ કારણથી પોતાના પતિથી જરા પણ સુખ પામી શકી નહોતી. અશિવપ્રસાદને દિવસના માતપિતાને ત્યાં ખાવું અને પછી ફર્યા કરવું અને જેના તેના દોષ જોવા એજ મહાન (?) કર્તવ્ય હતું અને એ પોતાના મહાન કર્તવ્યમાં તેઓ એટલા બધા વ્યવસાયી હતા કે રાત્રિએ અમુક વખતે ભોજન કરવાનું છે તે પણ ભૂલી જતા અર્થાત્ પોતાના એ કર્તવ્યથી થાકી અરે કહેતાં ભુલ થાય છે એમના કર્તવ્યથી લોક થાકી તેમનો સંગ છોડી જતા ત્યારે એટલે

રાત્રિના દશ બાર વાગે પોતાને ઘેર જતા હતા. ઘરના સર્વ મનુષ્યો તેના કંટાળી ગયા હતા. અભિમાનબા અને ઇર્ષ્યામતિબ્હેન પણ પોતાના અશિવપ્રસાદથી ત્રાસતાં હતાં. બિચારી મોહિનીને ઘરમાં સાસુ નણંદનું દુઃખ અને આ બીજી રીતે પતિ તરફનું દુઃખ આ બે બાજુના દુઃખથી તેનું શરીર દિવસે દિવસે સુકાવા લાગ્યું. પોતાના હૃદયની વાત ક્યાં કરવી, તેનું સ્થાનક તેને જડતું નહોતું. કેટલીક વખત આથી તે પોતાના મન સાથે બોલતી કે–

ક્યાં જવું ને શું કરવું હાવે સ્વલ્પ ન કંઇ સમજાય છે,
અંતર અતિ અમુઝાય છે, વાણીથી જે ન કથાય છે.

× × × ×

વળી તે પાછી બોલતી હતી કે–

હૃદયની વાત ક્યાં કહેવી, બધિર જ્યાં શ્રવણ કરનારો,
બધિર જ્યાં શ્રવણ કરનારો, શુણે ત્યાં શબ્દ કો મારો.

* * * *

આ પ્રમાણે બોલતી તે પોતાના દિવસો સુખે દુઃખે નિર્ગમન કરતી હતી. મોહિનીના માબાપ તેને તેડવા આવવાને ઉત્સુક હતાં પરંતુ પોતાનું શરીર આવું કૃષ થઈ ગયું છે અને તે તેઓ જુએ તો નાહક ચિંતા કરે એ વિચારથી તે તેમને આવવાની નાજ પાડતી અને હું લખું ત્યારે આવજો એમ લખતી હતી. પોતાને આટલું આટલું દુઃખ પડવા છતાં તેનો ઈસારો સરખો પણ તેણે પોતાના માબાપને કર્યો નહોતો. ધન્ય છે સહનશીલતાની મૂર્ત્તિરૂપ મોહિની

તને ? તુંજ ખરેખર પ્રશંસાને પાત્ર છે એમ મુક્ત કંઠે કહ્યા વગર અમને ચાલતું નથી. કેમકે વર્તમાન સમયમાં તો સ્ત્રી પોતાને જરા સરખું પણ દુઃખ ન હોય તેમ છતાં પોતાના માબાપને મને સાસરામાં અમુક દુઃખ છે એમ કહી સાસરે જવાના પણ અખાડા કરે છે. ત્યારે પછી આ મોહિનીને ધન્યવાદ આપવો એમાં કાંઈ અતિશયોક્તિ કરવા જેવું થતું નથી.

પોતાના પતિ તરફનું સુખ યથાર્થ ન હોવા છતાં મોહિની તેમની સાથે હમેંશા પ્રસન્નતાયુક્ત મુખેજ રહે છે. અંતરમાં ગમે તેવું દુઃખ હોવા છતાં પણ તેની લાગણી તે પોતાના મુખ ઉપર પ્રકટાવવા દેતી નથી. આ કાર્ય જરા પણ સહેલું નથી. પરંતુ પોતાની સખિ સુરબાળાના ઉપદેશથી તે આ પ્રમાણે પોતાનું વર્તન રાખી શકીછે. પતિ સુઇ જાય ત્યારે તેમના પગ દાબવા વીગેરે કાર્ય પણ તે કરેછે પરંતુ અશિવપ્રસાદને તેની કિંમત નથી. ભેંસની કોટે એક મહા મૂલ્યવાન્ રત્ન બાંધવામાં આવે તો તેની તેને કિંમત હોઇ શકે ખરી કે ? ના કદી નહિ તેતો જરા કાદવ જોતાં તેમાં આળોટશે તેવીજ રીતે આ અશિવપ્રસાદના સંબંધમાં પણ છે. પોતાની સ્ત્રી સાથે તે જરૂર પડતુંજ બોલેછે. મોહિની ઘણુંએ બોલવાનું મન કરે તો પણ સામાનું મનં હોય તો બોલેને ? અરે કદાચ કોઈ વખત પોતે બોલે તો તેનો જવાબ આપેજ શાના આ દુઃખથી મોહિની હવે કંટાળી ગઈ હતી.

પરંતુ આ કંટાળો તેના અંદરનોજ હતો. બહારથી તેણે તે દર્શાવ્યો નહોતો. તે ઘરનું સઘળું કામકાજ પોતે કરતી. અને સાસુ નણંદ વીગેરેના બોલો સહન કરતી હતી. એવામાં એક દિવસે એક સહજ કારણ માટે ઈર્ષ્યામતિને મોહિની સાથે તકરાર થઈ. ઈર્ષ્યામતિએ મોહિનીને જરા પણ સામે બોલતી નહોતી તેમ છતાં ગાળોનો વરસાદ વરસાવી મૂક્યો હતો, ઇર્ષ્યામતિને જોકે કોઇની મદદની જરૂર નહોતી તે એકલીજ ભલી મોહિનીને પહોંચી વળે તેમ હતું પરંતુ જાણે તેને મદદની અપેક્ષા હશે તેમ ધારી તેની માતા અભિમાનબાએ પણ તેમાં રસ પૂર્વક ભાગ લીધો હતો. એટલામાં તેના પતિ એટલે અભિમાનબાના પતિ ગરીબદાસ ઘેર આવ્યા. ઘેરતો કોલાહલ મચી રહ્યો હતો એટલે તેઓ આવ્યા છે તેનો કોણ ભાવ પૂછે. આથી થોડી વાર સુધી રહી પછી બોલ્યો કે કહોતો ખરાં કે આ શું છે. અભિમાનબાએ તરતજ ઈર્ષ્યામતિ અને મોહિનીને પડેલી તકરારનું કારણ કહી બતાવ્યું ગરીબદાસે એ સાંભળી લઇ જણાવ્યું કે આટલા નજીવા કારણ માટે આટલી બધી લડાઈનું શું પ્રયોજન ! મોહિનીની સાથે રોજ પોતાની પત્ની તથા પુત્રી લડે છે એ ગરીબદાસ જાણતા હતા પણ તે વખત પોતે ઘરમાં હોય ન હોય તેથી એ વાત મન ઉપર લાવતા નહોતા પણ આજે પોતાનાં સાનિધ્યમાંજ આ પ્રમાણે તકરાર થતી સાંભળી તેઓ આ પ્રકારે બોલ્યા હતા.

ગરીબદાસ ને વહુનું ઉપરાણું લઈ બોલતાં સાંભળી અભિમાનબા બોલ્યા કે તમારી શિખામણ અમારે નથી જોઈતી. જુઓ વળી નાની વહુનું ઉપરાણું લઈ બોલવા આવ્યા છે તે. તમને કોણે કહ્યું હતું કે બોલજો. આવ્યા તો પડયા રહેવું તું. આમ મોટા થવા શીદ આવ્યા. તમારા ભારમાંજ બેસી રહેવું તું ના ?

એક તો પોતે બહારથી આવેલા અને કોઈએ પાણીનો ભાવ નહોતો પૂછયો એટલે ગુસ્સો થયો હતો અને આ પ્રમાણેના પોતાની પત્નીનાં વચન સાંભળી ડોસો ગરીબદાસ ચીડાયો એટલે તે રીસ કરીને બોલ્યો કે રાંડ ! જરા તો વિચાર કર. આમ છેક તે શું નિર્દય થઈ ગઈ છે. જરા વહુના સામું તો જો. તે કેટલી સુકાઈ ગઈ છે. તેના બાપ તેડવા આવશે અને આવું શરીર જોશે તો શું કહેશે. તેનો તો વિચાર કર.

"વિચાર તો કરીજ મૂકેલો છે એજ કની કે **મોહ**-નીને સુકાઈ ગએલી જોશે તો તેના બાપ તેની બીજી દીકરી નહિ આપે. મારે તો એ કભારજાની બ્હેન ધર્મદ્વારે પણ જોઇતી નથી." ક્રોધપૂર્ણ આંખથી **અભિમાનબા** બોલ્યાં.

આમ બોલતે બોલતે છેકજ ફાટી ગઈ કે ? શું સમજે છે તારા મનમાં ? ગરીબદાસે પોતાનું ગરીબપણું ત્યાગીને જણાવ્યું ?

મેં તો સમજીજ મૂકેલું છે. જાઓ બેસો છાનામાના

નહિતો કંઈ સાંભળશો. અભિમાનબાએ પ્રત્યુત્તર વાળ્યો.

અત્યાર સુધી ઈર્ષ્યામતિ પોતાના માબાપની લડાઈ સાંભળ્યા કરતી હુતી તેણે આ લડાઈ યજ્ઞની પુર્ણાહુતી કરવા છેવટે પોતાની માતાને ઉઠાડી છેવટમાં અંજલી આપી કે 'ચાલ ઉઠ બા એ રાંડે તો કોણુ જાણે શું'યે વશીકરણુ કર્યું છે એટલે બાપા તો તેના થઈ ગયા છે. એમ કહી તેનો હાથ પકડી તેને બળાત્કારે ત્યાંથી ઘસડી ગઇ. જતાં જતાં અભિમાનબા બોલી કે એના વશીકરણુને પણ કયાંય ભુલાવી દઉં એવી હું સમર્થ છું.

ગરીબદાસને આ દિવસથી મોહિની ઉપર લાગણી થઇ. મોહિનીને માથે પડતાં વિના કારણુનાં અગણિત દુઃખનું તેને ભાન થયું. અને તેનાથી તેનું અંતઃકરણ ગ્લાનિપામ્યું થોડીવાર આમ થયા પછી તે બોલ્યો કે વહુ બેટા જરા પાણી લાવજે મોહિનીએ શબ્દ નીકળવાની સાથે તરતજ પાણીનો લોટો હાજર કર્યો. તે પી સ્વસ્થ થઈ ડોસો બોલ્યો કે.' બેટા તમારૂં સારૂં થાઓ.

"પૂજ્ય પિતાજી આપનો આશીર્વાદ સત્વર ફળો." મોહિની પોતાના સસરાને પિતાજી કહીનેજ બોલાવતી હુતી તેણે કહ્યું.

ગરીબદાસ બોલ્યા પુત્રી તું સુખી થશે. તારી સહનશીલતાને લીધેજ તું સુખી થઈ શકીશ. આજની થએલી તકરારનું સ્વરૂપ મેં બરાબર જાણ્યું છે. તેમાં તારો જરા પણ વાંક નહોતો. પરંતુ તું એક શબ્દ પણ સામે બોલી નથી એમાંજ

તારી મહત્તા છે- પણ હેં બેટા ! હાલમાં તારૂં શરીર આમ, છેકજ સુકઈ ગયું છે માટે થોડો સમય તું પિયર જઈ આવે તો સારૂં જો તારી ઇચ્છા હોય તો હું તારા પિતાજીને પત્ર લખી તેડાવી મંગાવું.

મોહિની બોલી, ના પિતાજી હું મારે ઘેર જવા નથી માંગતી મારા માતા તથા પિતા મારૂં આવું શરીર જુએ તો ચિંતા કરે અને મને કોણ જાણે શું શું દુઃખ હશે તેની કલ્પના કરી પોતાનાં વાત્સલ્ય ભાવથી મુઝાય તે મને જરા પણ પસંદ નથી આટલા માટે હું જાતે પણ મારા પિતાને તેડવા આવવાની નાજ લખું છું.

આ સઘળા વચન સાંભળી ગરીબદાસને મોહિનીના સ્વરૂપનું ખરેખરૂં કાંઈક અંશે ભાન થયું. તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો કે ખરેખર આ વહુ સદ્ગુણના ભંડારરૂપ છે પછી પ્રકટપણે સંબોધીને કહ્યું કે કંઇ હરકત નહિ બેટા, તારે અત્રજ રહેવાની ઈચ્છા છે તો તેમ કર જા આજથી હવે હું તારી તરફેણમાં રહી ઘરના અન્ય તારાથી પ્રતિકૂળ રહેનારા પતિને તેમજ અન્ય સંબંધીઓને અનુકૂળ કરવા પ્રયત્ન કરીશ.

આપનો મોટો ઉપકાર થશે પિતાજી એમ કહી મોહિની ત્યાંથી અન્ય કામે ચાલી ગઈ.

* * * *

ઉપર પ્રમાણેની હકીકત બન્યાને આજે બે દિવસ થયા છે. મોહિનીને સાસરે આવ્યા પછી કોઈએ પણ મદદ કરી

હોય તો આ તેના સસરાએજ પ્રથમ કરી છે. મોહિની આટલાથી પણ સંતોષ માની ભવિષ્યમાં કોઈ દિવસે સુખી થવાશે એવી આશામાંને આશામાં પોતાના દિવસો વ્યતિત કરે છે, પોતાની સખિ સુરબાળાના પત્રો પ્રસંગોપાત તેના ઉપર આવે છે. આજે પણ તેનો એક પત્ર આવ્યો છે. મોહિનીને માત્ર વાત કરવાનું સ્થાનક હોય તો એકલી સુરબા-ળાજ છે. અને તેના ઉપદેશ અનુસારજ તે પોતાની દુઃખના દિવસો વ્યતિત કરેછે. મોહિની શિષ્યા છે. અને સુરબાળા ગુરૂ છે. એમ કહીએ તો પણ ચાલે. પરંતુ એમ કહેવા કરતાં તેઓ સખિ છે અને તેમના અંતઃકરણ એક છે એમ કહીએ તે વધારે ઠીક પડશે, મોહિનીને સુરબાળાનો પત્ર આવેલો હોવા છતાં તેનો જવાબ આપવાને વખત મળ્યો નથી તેની ચિંતા રહ્યા કરેછે આજે રાત્રિએ ગમે તે પ્રકારે જવાબ લખીશ એમ વિચાર કરી તે ઘરનાં કાર્યોથી વહેલી પરવારી જાય છે.

રાત્રિના બાર વાગ્યા છે. સઘળેજ શાંત છે. કોઈ કોઈ વખત મહોલ્લામાં કૂતરાને ભસવાના અને રોનવાળાના અવાજ સંભળાય છે. મોહિનીના શયનગૃહમાં તેના પતિ પણ નિંદ્રા લેછે પરંતુ મોહિની પોતાની સખિને પ્રત્યુત્તર આપવાના કામમાં રોકાઈ છે.

મોહિનીએ પોતાની આત્મપ્રિય સખીને શું પત્ર લખ્યો તે જાણવાને આપણે હવેનું પ્રકરણ અવલોકશું.

---

## પ્રકરણ ૧૩ મું.

## સખિઓનાં પત્રો.

સૂર્યપૂર ચૈત્ર સુદ ૫ બુધવાર

આત્મપ્રિય સખિ સુરબાળા.



તારો પત્ર મને સમયસર પહોંચ્યો હતો. પરંતુ મારી પરતંત્રતાને લીધે તેનો પ્રત્યુત્તર આપવાનો પ્રસંગ મને આજેજ પ્રાપ્ત થયો છે. બ્હેન તારા ગૃહસ્થાશ્રમને ધન્ય છે. હું જ્યારે તેનું સ્મરણ કરૂં છું ત્યારે મને હર્ષ અને શોક ઉભય થાય છે. હર્ષ થવાનું કારણ એ છે કે મારી સાખ સુખી છે. અને તેનો સંસાર આદર્શરૂપ છે અને તેનું મને અભિમાન રહે છે. શોક થવાનું કારણ એ છે કે તારા ગૃહસ્થાશ્રમની સાથે મારા સંસારની તુલનાં કરતાં તે ઘણોજ નીચી સ્થિતિમાં છે તેથી મને શોક થાય છે. મારા આ શોકને કદાચ તું અધ્યાત્મશાસ્ત્રવાદીની હોવાથી સ્પર્ધા, હરીફાઈ અથવા અદેખાઈરૂપ ગણી શકીશ. કેમકે તારો સ્વભાવ મને પુરેપુરો ખબર છે તું મને તારા કહેવાના સમર્થનમાં એમ પણ કહીશ કે મારા સુખી દુઃખી ગૃહસ્થાશ્રમનું અવલોકન કરી તું તારા ગૃહસ્થાશ્રમ પ્રતિ જોઈ શોક શા માટે કરે છે. શોક કરવાનું છોડીદે. અને મારૂં

અનુકરણ કરી તે પ્રમાંણે વર્તવાનો અભ્યાસ રાખ; કે જેથી તારો સંસાર પણ મારા જેવો થઈ શકશે. પરંતુ બ્હેન, તારે તો આમ બોલવાનું છે અને મારે તો કરવાનું છે. વળી બોલવામાં તથા કરવામાં કેટલી મુશીબતો હોય છે તેનો ખ્યાલ તને ક્યાંથી હોઇ શકે ? ગ્રીષ્મઋતુના મધ્યાન કાળના પ્રખર તાપ સમયે પોતાના બંગલામાં વાળાના પડદા નાંખી તે ઉપર જળનો છંટકાવ કરીને સુતેલા શ્રીમાનોને એક તે સમયે કામ કરતા ગરીબ મજુરની મુશીબતનો ખ્યાલ ક્યાંથી હોઈ શકે ? ગળાસૂધી જમીને તૃપ્ત થયેલા મનુષ્યને ભૂખ્યા મનુષ્યની ભુખનું ભાન શી રીતે થાય ? મારી વ્હાલી બ્હેન, મારી હાલત પણ આ લોકોના જેવીજ છે. તું સુખી છે. અને હું દુઃખી છું. તારા અને મારામાં પૂર્વ અને પશ્ચિમ જેટલું અંતર છે. આ અંતરને નિવારવાને માટે હું તો સમર્થ નથી. કદાચ પરમેશ્વર મદદ કરે અને તેનું નિવારણ થાય તો થાય. પણ અરે ! આ અભાગિનીના નસીબમાં એવા દિવસો ક્યાંથી લખ્યા હશે ? **જ્યાં સઘળુંજ પ્રતિકૂળ** ત્યાં અનુકૂળ થવાની આશા રાખવી એ શું ખપુષ્પ સમાન નથી ?

પ્રાણપ્રિય સખિ ! તારા વખતો વખતના પત્રોને મારાં અંતઃકરણમાં ઉતારૂં છું. રૂબરૂમાં આપેલા તારા ઉપદેશને પણ હું ભુલી ગઈ નથી. **સ્વામીસેવા અને સહનશીલતા** એ તારો ગુપ્તમાં ગુપ્ત મહામંત્ર મારા સ્મરણપટ ઉપર હજીએ જેવોને તેવોજ છે. પણ બ્હેન ! 'હવે તો તેની હદ આવી

રહી છે. ઘરમાં સાસુ અને નણંદ તરફથી વિના કારણુ મળતા ઠપકાથી હુવે હું ઘરાઇ ગઈ છું. પરમદિવસે મારા ઘરમાં મારી સાસુ તથા નણંદ મારા ઉપર કાંઇ નિમિત્ત શોધી લઢતાં હતાં અને ગાળોને વરસાદ વરસાવી મૂકતા હતાં; તેવામાં મારા સસરા ગરીબદાસ બહાર ગયા હશે તે ઘરમાં આવ્યા અને તેમણે થોડો સમય તકરાર મુંગે મ્હોડે સાંભળી તેમાં મારો જરા પણ વાંક ન હોવા છતાં તેઓ આમ બોલતા હોવાથી કાંઇક મારાં સાસુજીને કહેવા ગયા એટલે તો પછી જોઇ લો તમાસો. મારા સાસુ અને તેમના દીકરી બંનેએ પોતાના નામ પ્રમાણે ગુણ ધારણુ કરી મારા સસરાને અનેક વચનો સંભળાવ્યા વચનો સંભળાવી એ કલેશરૂપી જાદવાસ્થળીની પૂર્ણાહુતી થઈ હોત તો ધૂળ નાંખી; પણ આતો પૂર્ણાહુતી કરતી વખતે સાથે મને પણ હોમી. અર્થાત્ મારી નણંદ ઈર્ષ્યામતિ બોલી કે ચાલ ઉઠ બા! એ રાંડે તો કોણ જાણે શુંયે વશીકરણ કર્યું છે એટલે બાપા તો તેના થઈ ગયા છે. આ વાકય મને રોમરોમ સાલે છે. મને આ વખત જાણે મારી નણંદ સામે હમણાં બોલું એમ થઈ રહ્યું હતું પણ તારા મહામંત્ર-સહન શીલતાનું સ્મરણ આવવાથી એ આવેશને હવેના સમય માટે મુલતવી રાખવો પડયો છે.

બ્હેન! મને કોઇ વાતે સુખ નથી; એમને તો હું ભુખી છું કે ખાધું, જીવી છું કે મરી, તેની સ્પૃહા સરખી,પણ નથી. ખરેખર પોતાના નામ પ્રમાણે તે તો અશિવપ્રસાદ અર્થાત્

અકલ્યાણને કરવાવાળાજ છે. પણ વ્હેન! હું તેમના એવા ગુણોપર ન જોતાં તેમની સેવા કર્યા કરૂં છું. અને મારો ગૃહસ્થાશ્રમ સુખે દુઃખે વ્યતિત કરૂં છું. તું મને એમ કહેતી હુતી કે સ્વામી સેવા અને સહનશીલતા એ ગૃહસ્થાશ્રમ સુધારવાના અમોઘ ઉપાય છે. એ તારૂં કથન હતું પણ એ ઉપાયનું અમોઘત્વ મને તો કાંઈ જણાતું નથી.

વ્હેન! રાત્રિના બે વાગ્યા છે. સવારના ઉઠીને પાછું ગદ્ધા વૈતરૂં કરવાનું છે. અને તેથી શરીરને થોડી ઘણી વિશ્રાંતી આપવી જરૂરની ધારી બીજું લખવાનું ઘણું હોવા છતાં તેને મુલતવી રાખી આ પત્રની સમાપ્તિ કરૂં છું.

લી. તારા પત્રની આતુરતાથી વાટ જોનાર.

**મોહિનીના** પ્રણામ.

* * * *

**મોહિનીનો** ઉપલો પત્ર તેણે બીજે દિવસે પોષ્ટ કર્યો હતો અને તે **સુરબાળાને** સમયસર પહોંચ્યો હતો. તેનો પ્રત્યુત્તર સુરબાળાએ **મોહિનીને** જે આપ્યો છે તે ઘણો જાણવાજોગ હોવાથી અત્ર આપીએ છીએ.

**ચં**દ્રનગર ચૈત્ર સુદ ૧૫ શુક્રવાર.

પ્રિય સખિ **મોહની.**

પત્ર મળ્યો, તારી સહનશીલતા તથા પતિભક્તિ જોઇ પ્રથમ તને અભિનંદન આપું છું. અને જણાવું છું કે પરમાત્મા તારામાં એ ભક્તિને દિવસે દિવસે અધિક અધિક દૃઢ

કરે, મેં તને જે તારા કલ્યાણુને અર્થે ઉપદેશ આપ્યો હતો તે હજી પણ તારા સ્મરણ પટ ઉપર જેવોને તેવોજ આટલા બધા પ્રતિકૂળ પ્રસંગો આવ્યા છતાં તાજોજ છે એ જાણી તારી હું પ્રશંસા કરૂં છું. કેમકે કેટલીક સ્ત્રીઓ તો એવી હોય છે કે સહજ પણ પ્રતિકૂળ પ્રસંગ આવતાં તેઓ પોતાના સઘળા જ્ઞાનને ભુલી જઈ આકળા સ્વભાવની થઈ જાય છે; પણ તારામાં તેમ નથી થયું તેથી તું સામાન્ય સ્ત્રીઓ કરતાં આગળ વધેલી સ્ત્રી છે એતો સંશય વગરની વાત છે.

બ્હેન ! હવે તારા વર્તનમાં જે જે કાંઈ કરવાનું બાકી છે તે હું તને સખીભાવે જણાવું છું. તું જો તેનું પાલન કરીશ તો તારો સંસાર હવે જલદીથી સુખમય કરી શકીશ.

તું લખે છે કે તારા ગૃહસ્થાશ્રમનું અવલોકન કરતાં મારા સંસારની હાલત તદન દુઃખી હોવાથી મને શોક થાય છે. તું મને કદાચ તે મારૂં અદેખાઈ રૂપ કર્તવ્ય કહેશે. પણ ભુખ્યા મનુષ્યની ભુખનું ભાન તૃપ્ત મનુષ્યને ક્યાંથી હોય! તેનું દૃષ્ટાંત આપી તારા દુઃખનું ભાન જાણે મને ન હોય તેમ જણાવે છે. પણ તારૂં આ લખવું વ્યાજબી નથી. તારૂં અને મારૂં અંતઃકરણ એકજ છે. અને જ્યાં અંતર એકજ છે ત્યાં અન્યોઅન્યના ભાનો તથા સુખદુઃખો અન્યોઅન્યને ન સમજાય એ બનવું મહા મુશ્કેલ છે. અર્થાત્ તારા સઘળા દુઃખો હું યથાર્થ રીતે સમજી શકું છું.

ગરીબ મનુષ્ય ગ્રીષ્મઋતુમાં મહેનત કરતો હોય છે તેનું

તથા મોટા શ્રીમાનનું તું ઉદાહરણ આપે છે. તેમાં હું ગરીબને જ્યારે પસંદ કરૂં છું; કેમકે તે ઉદ્યમી છે. જ્યારે શ્રીમાન્ ઉદ્યમી નથી પણ એશઆરામી છે. આ પ્રમાણે હોવાથી કાળે કરીને પેલો ગરીબ મનુષ્ય શ્રીમાન્ થઈ જાય છે. અને એશઆરામી મનુષ્ય ગરીબ થાય છે. આજ સુધીમાં જે જે મોટા નામાંક્તિ પુરૂષો થઈ ગયા છે. તેમના જીવનનું જો તું સૂક્ષ્મપણે અવલોકન કરશે તો તને એમ માલમ પડ્યા શિવાય ભાગ્યેજ રહેશે કે તેઓનું પ્રથમ જીવન ગરીબીમાંજ હતું. અને ગરીબીમાંથીજ તેઓ આટલા નામાંકિત થયા ગયા છે.

તારા પત્રમાં તું આગળ ચાલતાં એમ પણ જણાવે છે કે તારા અને મારામાં પૂર્વ અને પશ્ચિમ જેટલું અંતર છે. પણ તું એ અંતર કાપી શકવાને માટે સમર્થ છે કે નહિ તેનો વિચાર સરખો પણ કરતી નથી. તું એમ કરે છે એમ નથી પણ મોટા મોટા વિદ્વાનોથી તે સામાન્ય મનુષ્ય પર્યંત સઘળાજ એમ કરે છે. **તેઓ અંતરાયનેજ જુએ છે. પણ એ અંતરાય કાપવાને માટે પોતાનામાં રહેલી અસાધારણ પ્રયત્ન શક્તિને બિલકુલ જોતા નથી.** માટે હે બ્હેન, તારે આપણા વચ્ચે જે અંતર છે તે તરફ જોવાનું નથી પણ એ અંતરનો પાર લાવી શકવાને માટે તું સમર્થ છે કે નહિ તેજ જોવાનું છે. તું તે તરફ ન જોતાં કદાચ પરમેશ્વર મદદ કરે અને તેનું નિવારણ થાય તો થાય. એમ જણાવી સર્વ શક્તિમાન નિરંજન નિાવકારી પરમાત્માને

માથે તેનો ભાર મૂકે છે તો તેમાં પણ તારી ભુલ છે. તારા પ્રયત્ન અનુસાર પરમેશ્વર તને મદદ આપશેજ. જેમ તું જેટલા જોરથી ભીંતમાં મૂક્કી મારશે તેટલાજ જોરથી તેનો પ્રત્યાઘાત થઇ તને વાગશે. તેમ તારો જેટલો પ્રયત્ન હશે તેટલા પ્રમાણમાં ફળ પણ પરમેશ્વર તને આપશેજ. આ સ્થળે હું તને સામાન્ય જન સમાજની એક રીતીનું દર્શન કરાવું છું કે તેઓ બરાબર પ્રયત્ન કરતા નથી અને કહે છે કે હવે તો પરમેશ્વર અમને મદદ આપે તો સારૂં. પણ તેમને હું પૂછું છું કે પરમેશ્વર તો કાંઈ એવો નવરો છે કે તમારા પ્રયત્નમાં કચાસ રાખો અને વારંવાર તમને મદદ આપ્યા કરે. તેમને એવી નવરાસ નથી. જેમ મનુષ્ય મોટો અને આગળ પડતો તેમ તેને કામ વધારે. તો આખા ચૌદ ભૂવનને નિયમિત દિશામાં ચલાવનાર પરમાત્માને કેટલું બધું કામ હશે તેનો તમે સ્વપ્નમાં પણ વિચાર કર્યો છે કે? આથી પ્રયત્નશીલ થાઓ. તમારો પ્રયત્ન સાચો હશે તોજ તમને તેઓ મદદ આપશે.

બ્હેન? આગળ ચાલતાં તું એમ લખે છે કે અરે? આ

અભાગિનીના નસીબમાં તે એવા દિવસો

**સુખદુઃખના સૃષ્ટા** ક્યાંથી લખ્યા હશે! આ લખવામાં **આપણેજ છીએ.** તારી કેટલી બધી ભૂલ છે. સત્ય

છે કે પોતાની ભૂલ પોતાને જણાતી

નથી. મોટા વિદ્વાન મનુષ્યો પણ કોઇ વખત ભયંકર ભૂલને

પાત્ર થએલાં હોય છે તેમાં પણ કારણ આજ છે. બ્હેન સુખના દિવસ આપણા હાથમાંજ છે. આપણે આ સંસારમાં સુખ અને દુઃખના દિવસો આપણે હાથેજ ઉભા કરીએ છીએ અને જેમ ભોંય ઉપર આપણા હસ્તથીજ ચિત્રેલા વાઘને જોઇને આપણે ભય પામ્યા કરતા હોઇએ તો તે ચિત્રને જેમ આપણાજ હસ્તથી કાઢી નાંખવા આપણે સમર્થ છીએ તેમ સુખના દિવસોમાં અવિહિત કૃતિ કરી દુઃખને ઉત્પન્ન કરનાર આપણેજ છીએ તેમ પુનઃ વિહિત કૃત્તિથી સુખને પણ મેળવી શકીએ છીએ. મનુષ્ય એ પરમાત્માના અંશભુત હોવાથી તેને અશકય અથવા દુર્લભ એવું કશુંજ નથી અને જ્યારે આમ છે ત્યારે તું નસીબ ઉપર હાથ મૂકીને બેસી રહે એ શું તને શોભાસ્પદ છે. નસીબને બનાવનાર કોઈ નહિ પણ કર્મ છે. આપણાં કર્મ અનુસાર નસીબને આપણે ઘડી શકીએ છીએ તો હવે ત્યારે વિકળ થવાનું શું પ્રયોજન છે?

વહાલી સખિ! તું તારા પત્રમાં આગળ ચાલતાં લખે છે કે જ્યાં સઘળુંજ પ્રતિકૂળ હોય ત્યાં અનુકૂળ થવાની આશાં શીં રીતે રાખી શકાય? પણ બ્હેન! એમાંજ અર્થાત્ પ્રતિકૂળને પણ અનુકૂળ કરવામાંજ મનુષ્યનું મનુષ્યત્વ રહેલું છે, અને તેનો તારામાં નિવાસ છેજ. અર્થાત્ તું મનુષ્યત્વના ખરા રહસ્યને જાણનાર હોવાથી પ્રતિકૂળતામાં પણ અનુકૂળતા લાવી શકશે એ નિઃશંસય છે. કદાચ આજે ન લાવશે તો કાલે, કાલે ન લાવશે તો બે મહિના રહીને પણ લાવ્યા વગર

રહેવાની નથી તેની મને સંપૂર્ણ ખાંત્રી છે. પ્રતિકૂળતામાં પણ તારે તારા પ્રયત્નને છોડવો નહિ અને અનુકૂળતાની શ્રદ્ધાપૂર્વક આશા રાખ્યા કરવી કેમકે અનુકૂળતાને જેમ બને તેમ જલદીથી પ્રકટાવવાનો આ રાજમાર્ગછે. આશા અને શ્રદ્ધા એ બે એવી દિવ્ય વસ્તુ છે કે જેનો સંયોગ થતાં તે ઇપ્સિત પરિણામ પ્રકટાવ્યા શિવાય રહેતીજ નથી. સઘળાં શાસ્ત્ર પુરાણો તેમજ આધુનિક કાળના વિદ્વાનો પણ છાતી ઠોકીને જણાવે છે કે

"જે જે અસાધ્ય બીજા ગણે, શ્રદ્ધા સુસાધ્યજ તે ભણે,
કશું અશકય ન શ્રદ્ધા શુણે, શ્રદ્ધાનું વીર્ય અતુલ છે.
શ્રદ્ધા સકલ સુખ મૂળ છે."

આ પ્રમાણે હોવાથી તારે તારા સંબંધીને અનુકૂલ કરવા માટે શાંત રહિ તારૂં નિયમિત કર્તવ્ય કર્યા કરી અનુકૂળ પ્રસંગની આશા અને શ્રદ્ધાપૂર્વક વાટ જોયા કરવી. કેટલાક મનુષ્યો આ સ્થળે ભૂલને પાત્ર થાય છે અને તેઓ આશા અને શ્રદ્ધા રાખવા હોવા છતાં પોતાના ઇપ્સિત અનુકૂળ પ્રસંગને આણી શકતા નથી. આ ભૂલનું સ્વરૂપ તેમને સમજાતું ન હોવાથી તેઓ આશા અને શ્રદ્ધા રાખવા છતાં ધારેલું પરિણામ આવતું નથી એમ જણાવી આ બાબતને તોડી પાડવારૂપ પ્રવૃતિ કરે છે. પણ તેમાં દોષ તેમનો પોતાનોજ છે. તાપી નદીમાંથી એક મનુષ્યે બે લોટા ભરીને પાણી આણ્યું. આ બંને લોટાના પાણી મીઠાંજ છે. પણ તેમાં એક

લોટામાં મીઠું નાંખ્યું. તેથી તે પાણી ખારૂં થયું. અને એક લોટામાં સાકર નાંખી તેથી પાણી ગળ્યું થયું. હવે આમાં દોષ કોનો ? પાણીનો કે પેલા મનુષ્યની પ્રવૃતિનો. તમે વિચાર કરશો તો આ બાબત પાણીનો દોષ નહિ પણ તે મનુષ્યની પ્રવૃતિનોજ છે. આ પ્રમાણે આ બાબતમાં પણ તેમજ છે. શ્રદ્ધા અને આશાના દિવ્ય માર્ગો ઝાલ્યા પછી પણ અનુકૂળતા નથી મળતી તેમાં પણ મનુષ્યોનોજ દોષછે. અને તેનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

પોતાની પ્રતિકૂલતાને ટાળવાને માટે મનુષ્ય પ્રયત્ન કરે પછી આશા અને શ્રદ્ધાપૂર્વક તે અનુકૂલતાની વાટ જોયા કરે, તો તેને અનુકૂલતા પ્રાપ્ત થાય છેજ. પણ જ્યારે નથી થતી ત્યારે તેમાં તે મનુષ્યની જીવન પ્રણાલિકાનું સુક્ષ્મપણે અવલોકન કરતાં કાંઇક જુદુંજ માલમ પડે છે. અને તે એકે તેમને પોતાની પ્રાપ્ત હાલતમાં સંતોષ હોતો નથી. અને તેઓ પોતાના પ્રાપ્ત કર્તવ્યને શાંતિથી ન કરતાં અશાંત રહી ગદ્ધાવૈતરા સમાન કર્તવ્યને કરે છે. અને પછી સારી હાલતની તથા અનુકૂળતાની આશા રાખ્યા કરે છે. હવે આ આશા તેમની ક્યારે ફળ પ્રકટાવી આપનાર થાય, અર્થાત્ તે કોઈ કાળે પણ ફળ પ્રકટાવે નહિ. આથી મનુષ્ય માત્રે પ્રથમ એક કર્તવ્ય કરવાનું છે અને તે એજ કે પોતાની પ્રાપ્ત હાલતમાં સંતોષથી રહી તેના સઘળાં કર્તવ્યો શાંતિથી કરી પછી ઉંચી સ્થિતિની શ્રદ્ધા અને આશા પૂર્વક વાટ જોવી. કેમકે એમ કરવાથીજ

તે તેમને મળી શકશે દ્રષ્ટાંત તરીકે એક સાધારણ સીપાઇનો દાખલો લ્યો. એક સીપાંઇને કોનસ્ટેબલ અથવા જમાદાર થવાની ઈચ્છાછે. હવે જો તે પોતાની ઈચ્છાની અર્થાત્ જમાદાર થવાની માત્ર વાટજ જોયા કરે અને સીપાઇ તરિકેના કર્તવ્યને બરાબર ન કરે તો તે કોઈપણ દિવસ જમાદાર થઇ શકશે ખરો કે ? ના ત્યારે તેજ પ્રમાણે પ્રતિકૂલતાને ટાળવાને માટે પ્રતિકૂળ સ્થિતિનાં કાર્યો પણ શાંત ચિત્તે પરમ પ્રસન્નતાથી કરી પછી અનુકૂળ થવાના ઉપાયો યોજવાના આવશ્યક છે. નહિતો પાયા વગર ઘર રહેતું નથી, તેમ અનુકૂળ સ્થિતિ આવતી પણ નથી.

બ્હેન ! આ નિયમના સંબંધમાં હજી પણ ઘણું કહેવા જેવું છે. પણ તેમ કરવા જતાં ઘણો વિસ્તાર થઇ જાય અને હજી મારે લખવાનું ઘણું બાકીછે તે રહી જાય તેટલા માટે અત્રથી તે બંધ કરૂં છું. મેં લખેલી આટલી અલ્પ વાતોને પણ જો તું તારા અંતઃકરણમાં બરોબર ઠસાવશે તો તને એનાથી પુરતું જાણવાનું મળી શકશે.

મારા પત્રને તથા ઉપદેશને તું ભુલી ગઈ નથી એ પરમ સંતોષ જનક છે. **સ્વામીસેવા અને સહનશીલતાનું** હજીએ તારાથી પાલન થાયછે એ જાણી તારા હૃદયબલ સંબંધી મને ઘણું માન ઉપજેછે. સાસુ અને નણંદના વિના કારણના કજીઆથી હવે હું ધરાઇ ગઇ છું. એ, પ્રકારનું તારૂં લખેલું વાકય તારી દશાનો ખરેખરો ચિતાર આપેછે.

મનુષ્ય માત્રને એમ થાય છે. તેઓ જ્યારે કાંઈ ઉત્તમ કાર્ય કરતા હોય તેને ઘણો સમય થયો હોય તે છતાં તેને સિદ્ધિ ન મળી હોય અને ઉલટું તેના આજુબાજુના સંગી તરફથી તેને મર્મ વચન કહેવામાં આવતા હોય ત્યારે તેને આ પ્રમાણે અવશ્ય કરીને થાય છેજ. પણ જ્યારે આમ થાય ત્યારે તેણે અધિક અધિક સાવધાનતા રાખવાની જરૂર છે. જેમ જુવાર વીગેરેના કણુસલાં આવતાં દુધ બંધાઈ દાણાં થાય ત્યારે તેનો માલીક તેની વિવિધ પક્ષીઓ તે ખાઈ ન જાય તેને માટે અધિક સાવધાનતા રાખેછે કેમકે જુવારની ફળ પ્રાપ્તિનો સમય તે વખત નિકટ આવેલો હોય છે, તેમ મનુષ્યે પણ જ્યારે પોતાના અનુકૂળ પ્રયત્નમાં કોઈના તરફથી વિરોધી વાકય બોલાતું હોય ત્યારે અનુકૂળ પ્રયત્નનું ફળ મળવાની તૈયારી થઈછે એમ ધારી દ્વિગુણ બળથી પોતાનું કર્તવ્ય કર્યા કરવાની જરૂર છે.

બ્હેન ! પૂર્વના આપણાં શાસ્ત્રનાં અનેક ગ્રંથો તારા વાંચવામાં આવેલા છે તેમાં મોટા મોટા તપસ્વીઓના તપની જ્યારે સિદ્ધિ થવાનો પ્રસંગ આવતો ત્યારે અપ્સરા આદિ મોકલી તે ઋષિના તપની કસોટી કરવામાં આવતી હતી. આ કસોટીના પ્રસંગે જેઓ ચલિત ન થતા તેમને પછી वरंब्रुहि એ પ્રમાણે વાકય બોલી તેમના ઈષ્ટ દેવતા સન્મુખ આવીને ઉભા રહેતા હતા. પણ જો તેઓ ચલિત થતા તો તેમનું સઘળું તપ વ્યર્થ થઈ તેમનું અધઃપતન થતું હતું.

બ્હેન ! તારી પણ હાલમાં આવીજ દશા છે. મારા ધારવા પ્રમાણે હવે તારા સહનશીલતા અને સ્વામીસેવારૂપ પ્રયત્નનું ફળ મળવાની તૈયારી છે. આવા પ્રસંગમાં તું ખાસ ધ્યાન રાખી તારા કર્તવ્યને શાંતિપૂર્વક કર્યા કર. જરા પણ અધૈર્યને વશ થઈ આજ દિવસ સુધી કરી મેળવેલા અને પરિપૂર્ણતાને પામવા આવેલા પ્રયત્નરૂપી ફળનો નાશ કરવા જરાપણ ઉદ્યમી ન થતી. પરંતુ જ્યારે તને તારા આ કર્તવ્યમાંથી ચ્યુત થવાનો પ્રસંગ આવે અર્થાત્ ઘરમાં કલેશ થાય અને તને સામે બોલવાનું મન થાય ત્યારે તરતજ તારા મનને આપણા સદ્ગુરૂ શ્રીમનૃસિંહાચાર્યજીએ સ્વમુખે કહેલું નીચેનું પદ્ય કહેજે.

વેળાવળની દેશી.

હો મન હાવાં હિંમત ન હારજે, ધારી અધિકી ધીરરે,
આધ વ્યાધિ દુઃખ દેઇને, હરિ તારૂં નિરખે છે હીરરે; હો૦
જેમ કર્ત્તા પુરૂષનારે ટાંકણું, નિત્ય અતિ ખાતા પાષાણરે,
પ્રભુપદ પામી પીડા વિના, દેવળે પૂજતા નાણરે; હો૦
જેમ ઘાટ ઘડીને કારીગરો, શોભાવે હીરાને હેમરે,
તેમ કસી કસી હરિ તો તાવતા, ત્યજી નિજ ન્યારા નેમરે; હો૦
કષ્ટરે દીધા વિના કોઇને, ફળીયા નથી જગરાયરે,
કહું છું દ્રષ્ટાંતો શુણી શાંત થા, જે આ શાસ્ત્રોમાં ગાયરે; હો૦
એક ચીરની ચીંદરડી લેઇને, મનનો પરખીને પ્રેમરે,
ભરીરે સભામાં ચીર પૂરીયાં, દેખે જગજન જેમરે; હો૦

વળી કષ્ટ સતીને આવીયું, દેતા'તા દુર્વાસા શાપરે,
ભાજીનું પત્ર ખાઈ પોશીયા—ઋષિને સમાવ્યા તાપરે; હો૦
મસ્તક વહેરાવ્યું મુરુધ્વજનું, દીધું કષ્ટ અશેષરે,
પછી પ્રસન્ન થયા જોઈ પારખું, એવા હઠીલા જગેશરે, હો૦
આ હરિચંદ્રને અતિ તાવીયો, કરાવી નીચની સેવરે.
હાડ જતાં લગી તાણીયું. દઢ લહી ત્રુટયા તતખેવરે; હો૦
પીડીને પ્રલ્હાદ ઉગારીયો, ધીર દઈને દયાળરે,
સ્તંભ ચીરીને પ્રકટ થયા, હિરણ્યકશિપુના કાળરે; હો૦
બળી છળી દાનજ લેઇને; પ્રીતે ચાંપ્યો પાતાળરે,
કરુણા આણીને અંતે થઈ રહ્યા, બળીના પોતે દ્વારપાળરે; હો૦
દાસ સુદામો દ્રારિદ્રથી, પામ્યો પીડ અપારરે,
અંતે કણ લેઈને દયા કરી, કીધો નિજ સમ સારરે; હો૦
અસંખ્ય એવાછે રે દાખલા, જાણુ એકજ સારરે,
હરીને હરિ સઉ ભક્તનું, મન જોઈ પમાડતા પારરે; હો૦
શુણુ વેણુ વળી ધૈર્ય ધર્યા તણાં, જેથી દઢતા આવેરે,
મોહ મમત્વ ન નડ કરે, ગુણુ ગોવિંદના ભાવેરે; હો૦

× × + +

આવે સમય તે આદરવડે, જોતાં આણીએ અંતરે,
નૃસિંહ પ્રભુને અડગપણે, ભજીએ બાંધી એક તંતરે; હો૦

આ પદ્યને એકાગ્રતાપૂર્વક ગાવાથી તારા અંતઃકરણને અપૂર્વ શાંતિનું ભાન થઈ તને દુઃખના સમયમાં અનવધિ પ્રમાણુમાં ધૈર્ય મળશે માટે પ્રતિદિન તને જ્યારે અવકાશ

મળે ત્યારે તે પદ તું ગાજે. પ્રકટપણે ગાતાં તારી સાસુ નણંદનો વિરોધ લાગતો હોય તો મનમાં ગાજે. તો એથી પણ તને લાભજ થશે.

વ્હાલી બ્હેન ! એવો એક સ્વાભાવિક નિયમ છે કે આપણે કોઈ બીજકને ભોંયમાં રોપીએ અને પછી તરતજ બે કલાક રહીને જોઈએ કે તેને અંકુર ફુટયો કે નહિ. વળી પાછા બે કલાક રહીને જોઇએ કે તેને અંકુર ફુટયો કે નહિ. તો તે બીજકમાંથી અંકુર કોઈ પણ દિવસ ફુટી શકતો નથી. આજ પ્રમાણે આપણે પણ આપણા દરેક કામમાં સમજવાનું છે અને તે એકે અમુક કામ આજે આપણે કર્યું અને તેનું ફળ ન મળ્યું તો તે ફળ કયારે મળશે. કયારે મળશે તેની વાટ જોવી નહિ. એવી વાટ જોવા રૂપ તાલાવેલી કરવાથી તે મળતું નથી. શ્રીકૃષ્ણ પરમાત્મા પણ આ બાબત શ્રીભગવદ્ ગીતામાં જણાવે છે કે कर्मण्येवाधिकारस्तेमा फलेषु कदाचन તારો અધિકાર ફક્ત કર્મમાંજ છે ફલમાં નથી. આ પ્રમાણે કહી તને કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે તારા સહનશીલતારૂપ કર્મનું ફળ તને કદાચ હજી સુધી મળતું ના જોવામાં આવે તોપણ તારે તારા એ કર્મમાં મચ્યાજ રહેવું. અને પ્રસન્નતાયુક્ત મુખમુદ્રા રાખી કામ કરવું. હે આત્મપ્રિય સખિ ! તારા દુઃખથી તું જરાપણ ગભરાઈશ નહિ **હંમેશાં દુઃખની પાછળ સુખ રહેલું છે.** અને હવે એ તને મળવાની તૈયારીમાં છે. તારે ઘેર હાલમાં તાજાજ બનેલા પ્રસંગનું

સ્મરણુ આપતાં તને લખવાનું કે તેમાં તે ભાગ ન લીધો. એં બહુજ ડહાપણનું કામ કર્યું છે. તારા જેવી સમજુ સ્ત્રીને એજ કર્તવ્યછે. કાળે કરીને પણ તારા સારા સ્વભાવની અસર તારી સાસુ અને નણંદને થશે અને પોતાની કરેલી ભૂલો માટે તારી પાસે માફી માગશે. તારા સસરા તારી તરફ વળ્યા એ તેનું સુચિન્હ છે.

હે સખિ! તારી નણંદે કહેલા બાપા એના થઈ ગયા છે એ બોલ તને રોમેરોમ સાલેછે.

**જગત્‌ના અભિપ્રાય પ્રતિ ઉપેક્ષા.**

પણ બ્હેન જગત્‌ને મોઢે કાંઈ ઢાંકણું નથી. જગત્‌માં હજારો પ્રકારના મનુષ્યો હોયછે અને તેઓ અમુકને માટે કાંઇ કાંઈ બોલ્યા કરતા હોયછે. કોઇને માટે અમુક મનુષ્યો સારો અભિપ્રાય બાંધતા હોયછે તો બીજા તેનેજ માટે ખરાબ બાંધેછે. અને આ પ્રમાણે હોવાથી સમજુ મનુષ્યે જગત્‌ના અભિપ્રાય તરફ હમેંશા દુર્લક્ષ કરી પોતાના અંતઃકરણની પ્રેરણા અનુસારના શુભ કર્તવ્યમાં જોડાયલા રહેવાનુંછે. કેમકે,

અઢાર અંગથી વાંકુ જે, ઉંટ સમ જગત્ જણાય.
તેના શુભ અભિપ્રાયને, રખે પામવા ધાય.
ઈશ્વરમાં પણ દોષ જે, જોતાં નવ ખચકાય,
તું સ્પૃહા જગત્‌ની હરજેરે.

તારા પત્રમાં છેવટના ભાગમાં તેં લખ્યું છે કે

**પતિ ગમે તેવો હોય પણ સ્ત્રીઓનું શું કર્તવ્ય છે?**

અશિવપ્રસાદ (તારા પતિ) તેને મેં ખાધું છે કે ભુખી તેની પણ પરવા નથી. બ્હેન આવા વાકયો તારા મુખમાંથી નીકળવા શોભે ? પતિ ગમે તેવા હોય તોપણ પતિવ્રતા સ્ત્રીનો તો ધર્મજ એછે કે તેની સેવા કરવી. સ્ત્રીએ પતિ આવો છે કે તેવો છે તે જોઈ તેની કાળીબાજુ તરફ જોવાનું નથી પણ પતિ એ મારા પરમેશ્વર છે. એવી ધવલ બાજુ તરફ જોવાનું છે. કેમકે એજ તેનું પરમ લક્ષ્ય છે અને એને ધ્યાનમાં રાખી પ્રવૃત્તિ કરનાર સ્ત્રીને ધન્ય છે. તેજ ખરેખર કુલઉદ્ધારિણીછે. બ્હેન ! આ સાથે તને હું એક ફોટો મોકલી આપુંછું. શેઠશ્રી પુરૂષોતમ વિશ્રામ માવજી તરફથી પ્રસિદ્ધ થતી આપણા પુરાણોની સચિત્ર આખ્યાન માળાના સુવર્ણમાળા નામક માસિકના એક અંકમાં તે આવ્યો હતો તેની સમજણ તને હું અલ્પમાં નીચે પ્રમાણે આપુંછું.

**સુકન્યાની સ્વામી સેવા.**

પૂર્વે થઈ ગયેલા શર્યાતી રાજાની પુત્રી સુકન્યાનું નામ તો તેં સાંભળ્યુંજ હશે. આ સુકન્યા એક વખત પોતાના પિતા વનમાં ગયા હતા ત્યારે તે પણ તેમની સાથે ગઈ હતી. વનમાં એક દિવસે પોતાની સખિઓ સાથે ફરતાં ફરતાં તેણે એક મોટો રાફડો જોયો. અને તેમાં કાંઇ ચમકાટ મારતું જોવાથી પોતાના બાળસ્વભાવ અનુસાર તે શું હશે તે જાણવાની જીજ્ઞાસા થવાથી એક શૂળ

લઈ તે ચળકાટમાં બે જગોએ ખોસી એટલે તરતજ તેમાંથી લોહી નીકળવાથી તે ગભરાઈ ગઇ. અને પોતાના નોકર પાસે ત્યાં તપાસ કરાવી તો ત્યાં ઋષિ નીકળ્યા. તેમનું નામ ચ્યવન હતું. અને પોતાની આંખ જતી રહેવાથી પુષ્કળ વેદના તેઓ ભોગવતા હતા. સુકન્યાએ તે જોયું અને મન સાથે વિચાર્યું કે મેં વિના કારણુ આ મુનિરાજની આંખો ફોડી નાંખી તેથી તેઓ ગુસ્સે થશે એમ ધારી ઋષિના ના કહેવા છતાં તેમની ધર્મપત્ની થવાનું સ્વીકાર્યું, અને પછી પિતાની સંમતિ લઇ પાણિગ્રહણુ કરી તે જંગલમાં રહી.

પોતાના વયોવૃદ્ધ અને આંખે અંધ પતિ ચ્યવનની સુકન્યા ખરા ભાવથી સેવા કરતી હતી. જુઓ ચિત્ર સુકન્યાની સ્વામી સેવા. તેથી એક વખત મુનિરાજ પ્રસન્ન થયા અને સુકન્યાને ઈચ્છિત વરદાન માગવાનું કહ્યું. સુકન્યાએ તેમની વૃદ્ધાવસ્થા ટળી યુવાવસ્થા પ્રાપ્ત થાય એવું વરદાન માગ્યું એટલે ચ્યવનઋષિએ પોતાના મિત્ર અશ્વિનિકુમારને પોતાના તપોબળથી બોલાવી તેમના ઉપચારથી યુવાવસ્થા પુનઃ પ્રાપ્ત કરી. અને પછીથી બંને દંપતી સુખમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.

બ્હેન ! આ ચરિત્ર ઉપરથી આપણે પ્રત્યેક સ્ત્રીઓએ ઘણું શીખવાનું છે. વૃદ્ધપતિ વળી તે સાથે અંધ એવા પતિને મેળવ્યાથી સુકન્યાને કેટલી મુંઝવણુ પડી હોવી જોઇએ ! પણુ તેણે તે મુંઝવણુ ન ગણી અને શુદ્ધ હૃદયથી સ્વામી સેવા કરી

તેના પ્રતાપે તે સુખી થઈ. ત્યારે આપણે તો જરા વાતે દુઃખ પડતાં અકળાઈ જઈ મારા પતિ આવા છે, તેવા છે વીગેરે આવેશના વચનો બોલીએ છીએ તે શું આ આપણા ગૃહિણી-પણાને છાજે છે કે? વળી તારા કામને તું ગદ્ધા વૈતરા સમાન ગણે છે તેમાં પણ તારી કેટલી ભૂલ? મેં આગળ આ બાબત જણાવ્યું છે કે કામને ગદ્ધાવૈતરાં સમાન ગણવાથી ફળ આવતું નથી પણ પ્રાપ્ત કામને બરાબર રીતે કરી પછી ઉંચાની આશા રાખવાથી ફળ આવે છે. આ બાબત હું ફરીથી તારૂં ધ્યાન ખેંચું છું.

વ્હાલી સખિ! હવે હું મારા પત્રની સમાપ્તિ કરૂં છું. તારા પ્રતિના સ્નેહભાવને લીધે આવેશમાં ને આવેશમાં અત્યંત વિસ્તારથી લખાઇ ગયું છે. જમી પરવારી બપોરના બાર વાગે તને પત્ર લખવા બેઠી હુતી અને અત્યારે ત્રણ થયા છે. આજે સાંજે સાડાચાર વાગે એમનું જ્ઞાનેશ્વર ઇન્સ્ટીટ-યુટમાં 'સંસાર સુધારાના ઉપાયો' એ વિષય ઉપર વ્યાખ્યાન છે. મારે પણ તેમાં જવાનું છે. તેથી હવે થોડી વારમાં તેઓ ગૃહે આવશે માટે તેમને માટે ચાહ મૂકવા ઉઠું છું. તે પૂર્વે પ્રખ્યાત કવિ કુલાપિની એક કવિતાની બેજ લાઈન લખી મારા આ પત્રની સમપ્તિ કરૂં છું.

વ્હાલી બાબા! સહન કરવું, એય છે એક લ્હાણું,
મહાણ્યું તેનું સ્મરણ કરવું, એય છે એક લ્હાણું.

**તને અંતરથી સુખી જોવાને ઇચ્છનાર.**

**સુરબાળાના** અભિવંદન.

## प्रकरण १२ अने १३ मांना सिद्धांत.

श्वसुर पक्षमां स्त्रीओने जे मुश्केली नडे छे तेने दूर करवाने माटे मोहिनी उपर लखेला सुरबाळाना पत्रनां बोधने प्रत्येक स्त्रीए अंतःकरणमां उतारी राखवो जोइए. तेम करवाथी जेम रामनुं बाण छूटया पछी तेनुं काम कर्या वगर आवतुंज नथी तेम स्त्रीओनी प्रतिकूळताओनो नाश थया शिवाय रहेतोज नथी.



## પ્રકરણ ૧૪ મું.

### જ્ઞાનેશ્વર ઇનસ્ટીટયુટમાં અપાયલું વ્યાખ્યાન.

### સંસાર સુધારાના ઉપાયો.




ઝના સાડાચાર વાગ્યા છે. જ્ઞાનેશ્વર ઈનસ્ટીટ્યુટને હાલ આજે માણુસોથી ચીકાર ભરાઈ ગયો છે. ગરીબ બીચારી સ્નેહુલતા નામની છોકરીએ પોતાના લગ્ન પ્રસંગે પોતાના પિતાને પહેરામણી આપવામાં ઘર શુધ્ધાંત ગીરો મૂકવું પડતું હોવાથી તેણે આત્મહત્યા કરી છે તે પ્રસંગની ચર્ચા આજે માંહ્યોમાંહ્ય સર્વમાં ચાલી રહી છે. સ્નેહુલતાના આત્મભોગે આજે આખો બેંગાલ ખળભળી ઉઠયો છે. ચંદ્રનગરમાં પણ તેનો ખળભળાટ

ચાલે છે. ઠેરેઠેર વ્યાખ્યાનો અપાય છે. નિયમો થાય છે. અને એ રીતે સંસાર સુધારાની બાબતજ સર્વના અંતઃકરણમાં ઘુમી રહી છે. સ્નેહલતાના સ્વર્ગીય આત્મા ? તને ધન્ય છે કે તેં તારા પંચભૂત્માક દેહ કે જે કાળે કરીને પણ નાશવંત થનાર હતો તેનો નાશ કરીને જ્યાં ત્યાં આવી જાગૃતી પ્રકટાવી મૂકી છે.

ચંદ્રનગરમાં સુરબાળા કે જેના સંબંધથી વાંચકો જ્ઞાત છે, તેના પતિ કૉલેજના પ્રીન્સીપાલ છે. પોતાના ઉત્તમ ગુણોથી ચંદ્રનગરમાં વિનાયકરાવ સર્વને પ્રીતિપાત્ર થઈ ચૂક્યા છે. અને તેઓ ઘણા આબરૂદાર ગણાય છે. છોકરાઓને શિક્ષણ આપવાની તેમની પધ્ધતિ એવી સરસ છે કે તેમના હાથ નીચે શિખનાર કોઇપણ છોકરો કદી નાપાસ થયો હોય તેવું યદ્યાપિ બન્યું નથી. ચંદ્રનગરના વ્યાખ્યાન હોલમાં ચંદ્રનગરના લોકોએ તેમને સ્નેહલતાના બલિદાનના પરિણામમાં સંસાર સુધારાના ઉપાયો કયા છે તે સંબંધમાં તેમનું વ્યાખ્યાન આજે રખાવ્યું છે. અને સર્વ હૉલ ચીકાર ભરાઈ ગયો છે. બરાબર સાંજના સાડા ચારને બે મીનીટ થતાં વિનાયકરાવની ગાડી જ્ઞાનેશ્વર ઈનસ્ટીટયુટ આગળ આવી પહોંચી. તાળીઓના ગડગડાટ સાથે તેઓએ વ્યાખ્યાન હૉલમાં પગ મૂકયો. અને આગળ જઈ એક ખુરસી ઉપર બેઠા. સુરબાળા પણ સ્ત્રીઓ માટે રાખેલી એલાહેદી જગ્યામાં જઈ બેઠી.

સભામાં સર્વત્ર શાંતિ પ્રસરી ગઈ. લગભગ બે હજાર મનુષ્યો એકત્ર થએલાં હોવા છતાં એક પાઇ પડે તો તેનો પણ અવાજ સંભળાય એવી સ્થિતિ ત્રણેક મીનીટ રહી. પછી વિનાયકરાવની સૂચનાથી એક મનુષ્યે ઉભા થઇ પ્લેટફોર્મ ઉપર આવી નીચે પ્રમાણે બોલવાનું શરૂ કર્યું.

નગરમાં રહેતા શ્રીમાનો ! સજ્જનો ! તથા કુલિન બ્હેનો ! આ સભામાં એકઠા થવાનું કારણ શું છે તેની તો આપ સર્વને ખબર હશેજ. પહેરામણીના હાનિકારક રિવા-જથી સ્નેહલતા નામની એક છોકરીનો જીવ ગયો. અને તેથી આ સંસાર સુધારાની ચર્ચા ઉપસ્થિત થવા પામી છે. અને આજે એજ વિષય ઉપર આપણે આપણી કોલેજના લોકપ્રિય પ્રીન્સીપાલ શ્રીયુત વિનાયકરાવનું વ્યાખ્યાન રખાવ્યું છે. હવે તેઓ એ વિષયને શરૂ કરે તે પહેલાં આપણે એક કર્તવ્ય કરવાનું છે. અને તે એજ કે આ સભાનું પ્રમુખસ્થાન કોઈને આપવું. જેમ પુષ્કળ લશ્કર હોવા છતાં સૈન્યાપતિ વગર તે લશ્કરની આબાદી રહી શકતી નથી. કેમકે તેમનામાં હુકમ ચલાવનાર કોઈ નહીં હોવાથી અવ્યવસ્થા થઈ જાય છે. અને તે અવ્યવસ્થાના પરિણામે તેનો નાશ થાય છે તેમ આ સભાના સંબંધમાં પણ છે. માટે મારા વિચાર પ્રમાણે આજની સભાનું પ્રમુખસ્થાન આપણા નગરશેઠ શ્રીમાન્ દેવીપ્રસાદને આપવાની હું દરખાસ્ત કરૂં છું અને આશા છે કે આપ સર્વ તેને તાળીઓના ગડગડાટ સહ વધાવી લેશો. આ વાક્ય

પુરૂં થાય એટલામાં તો તાળીઓનો ગડગડાટ થઈ રહ્યો અને દેવીપ્રસાદે ઉઠી પ્લેટફોર્મ ઉપર આ સભાને ઉદ્દેશીને કહ્યું કે તમે મને જે માન આપ્યું છે તેને માટે હું લાયક નથી તેમ છતાં તમારા આગ્રહને વશ થઇ આ પ્રમુખસ્થાન સ્વીકારૂં છું અને શ્રીયુત વિનાયકરાવને પોતાનો વિષય શરૂ કરવા આજ્ઞા કરૂં છું.

'પ્રમુખની આજ્ઞા મળતાંજ વિનાયકરાવે પ્રસન્નતાપૂર્વક ઉઠીને પ્લેટફોર્મ ઉપર આવી પોતાના વ્યાખ્યાનનો નીચે પ્રમાણે આરંભ કર્યો.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

અર્થાત્ જેમની કૃપા મુંગાને વાચાળ કરે છે ને પાંગળાને પર્વત ઓળંગાવે છે તે પરમ આનંદ મૂર્તિ લક્ષ્મીના પતિ શ્રી કૃષ્ણને હું નમસ્કાર કરૂં છું.

મહેરબાન પ્રમુખ સાહેબ, સભામાં પધારેલા અન્ય સદ્ગૃહસ્થો તથા કુલિન આર્ય મહિલાઓ.

આજનો વિષય 'સંસાર સુધારાના ઉપાયો' એ નામનો છે. સંસારને સુધારવાને માટે મુખ્યમાં મુખ્ય કયા ઉપાયો છે તે સામાન્ય રીતે રજુ કરી બતાવવાનો મારો ઉદ્દેશ છે. સંસાર સુધારાને અર્થે આજે આધુનિક કાળમાં અનેક ઉપાયો યોજાય છે કોઇ વિધવા વિવાહ કરવાથી સંસાર સુધરે એમ કહે છે. કોઈ બાળલગ્ન અટકાવવાથી સંસાર સુધરે એમ

જણાવે છે. કોઈ ન્યાતિના વિવિધ ફાંટાઓ દૂર થશે ત્યારે સંસાર સુધરે એમ આઘોષણ કરે છે. કોઈ કન્યાવિક્રયનો દુષ્ટ રિવાજ નાબુદ થશે ત્યારે સંસાર સુધરશે એમ જણાવે છે. અને આ પ્રમાણે વ્યક્તિ પરત્વે ભિન્નભિન્ન ઉપાયો સંસારના સુધારા અર્થે પ્રયોજાયા જાય છે. અને હજી પણ પ્રયોજાય છે. આ સર્વ ઉપાયો અમુક અમુક સંયોગોમાં લાભકારકજ છે. પણ સર્વને એકસરખી રીતે તે લાભ કરનાર થઈ પડે તેમ નથી. સંસારને સુધારવાને માટે ઉપાયો એવા હોવા જોઈએ કે તે એક દેશી નહિ પણ સર્વ દેશી ઉપાયો કે જેનો સર્વ કોઇ પછી હિંદુ યા મુસલમાન, પારસી યા યાહુદી, યા જૈની ટુંકમાં બધાજ તેનો લાભ લઈ શકે. તે ઉપાયો સંસારની પ્રગતિ કરી શકવાને સમર્થ થાય છે. કેમકે એતો એવો સ્વાભાવિક નિયમજ છે કે એક મનુષ્ય એકલો એક કામ કરતો હોય તેજ કામની તે પૂર્ણાહુતિ જેટલા સમયમાં કરે તેના કરતાં તેજ કામ વધારે મનુષ્યો એકઠા થઈ કરે તો પૂર્ણાહુતિ પણ વહેલીજ કરી શકે છે. આજ પ્રમાણે આ સુધારાની બાબતમાં પણ છે.

સંસારને સુધારવાને માટે એવા કયા ઉપાયો છે કે જેનું સેવન આપણ સર્વને એકસરખું ઉપયોગી થાય તે દર્શાવવાને માંટે આપણે વિચાર કરતા પુર્વે સુધારો કોને કહેવાય છે.• તેનું અલ્પ વિવેચન કરીશું તો તે ઠીક થઈ પડશે.

સદ્ગૃહસ્થો ! અંગ્રેજી કેળવણી બરોબર રીતે નહિ લીધેલા

કેટલાક મનુષ્યો સુધારાનો અર્થ એવો કરે છે કે સારો પોષાક પહેરવો, પાટલુન કોટ પહેરવાં, હોટેલોમાં ખાવું, ક્રીકેટ રમવી. વીગેરે બીજી કેટલીક અંગ્રેજી એટીકેટ રાખવી તે સુધારો છે. પણુ આ સુધારો તે સુધારો નથી. સુધારો માત્ર બહારનો નહિ પણુ બહારનો અને અંદરનો હોવો જોઇએ. જેમ ગૃહિણીવિનાનું ઘર નથી તેમ **ધર્મ અને નીતિવિનાનો સુધારો એ સુધારો નહિ પણુ કુધારોજ છે.** આવા ખોટા સુધારાવાળાઓનેજ નાટ્યકારો પણુ,

જુઓ આ હાલ જમાનાના, ફેશનેબલ સુધારાના,
સુધારે વાળ્યું સત્યાનાશ, બળ્યા આ ચાલ કુધારાના.

ઈત્યાદિ વાકયોથી ટીકાપાત્ર બનાવે છે. આ પ્રમાણે હોવાથી **સુધારાના ખરેખરા રહસ્યને સમજવું એજ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે.** અને તેને સંપૂર્ણ રીતે સમજનાર મનુષ્યજ સુધારાવાળો છે એમ કહીએ તો તે ખોટું નથી.

સદ્‌ગૃહસ્થો ! સંસાર સુધારવાને માટે પ્રત્યેક મનુષ્યે પોતાના અંતઃકરણમાં વિશેષતારૂપે જે **કાંઇક** રહેલું છે તેનો આવિષ્કાર કરવો જોઇએ. કેમકે તેનું સામર્થ્ય એટલું બધું અપરિમિત છે કે સર્વત્ર ધારેલા પરિણામનેજ તે પ્રકટાવે છે એક મોટો હાથી અથવા વાઘ કે જેના બળ આગળ મનુષ્યનું બળ કાંઈ પણ હિસાબમાં નથી તેના ઉપર મનુષ્ય પોતાનું સામ્રાજ્ય ભોગવેછે તેનું કારણ પણ શું છે ? કારણ એજ છે કે મનુષ્યના અંતઃકરણમાં વિશેષરૂપે રહેલું. કંઈક આ

કંઈકના પ્રભાવે તે આવા મોટા હિંસક પ્રાણીઓ ઉપર પોતાનું આંધિપત્ય ભોગવે છે.

મનુષ્યમાં રહેલું એ કંઈક તે શું હશે તે જાણવાની તમને જીજ્ઞાસા થઇ હશે તો હવે હું પણ તે તમને જણાવી દઉં છું. અન્યની માફક કાંઈકિ કાંઇક કહી એ કાંઇકને મોટું વાદળ જેવડું સ્વરૂપ આપવાનું મને પસંદ નથી. કેમકે મનુષ્ય એથી અધૈર્યને વશ થાય છે. અને તેમને એવા અધૈર્ય વૃશ રાખવા હું ઇચ્છતો પણ નથો. અને તેથી આજ ક્ષણે જણાવું છું કે એ કંઈક તે અન્ય નાહિ પણ મનુષ્યમાં રહેલું જ્ઞાન અને તર્કશક્તિ છે. અને તે બરોબર રીતે કેળવવાથી સંસાર સુધારાનું પ્રથમ પગથીયું આપણે સુધાર્યું એમ કહી શકાય છે. જેમ એક ગૃહમાં આપણે જવું હોય તો પ્રથમ તેના દ્વારમાં પ્રવેશવાની જરૂર પડે છે તેમ સંસાર સુધારવાને માટે પણ પ્રથમ જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂરછે.

**સંસાર સુધારાનો સર્વોત્તમ ઉપાય.**

પશુ પક્ષીથી મનુષ્ય ચઢીયાતો છે. તેનું કારણ પણ તેનામાં જ્ઞાન અને તર્કશક્તિની વિશેષતા છે, તેજ છે. અને તેને લીધે તે સર્વોત્તમપદ તેના ઉપર રાખી શકે છે. આ પ્રમાણે હોવાથી જ્ઞાનને પ્રાપ્ત કરવા પ્રત્યેક દંપતીએ મહેનત કરવી જોઈએ. કેટલાક મનુષ્યો એમ કહે છે કે જ્ઞાન કાંઇ પ્રયત્ને આવતું નથી એ તો જન્મથીજ જેવું હોય

તેવું રહે છે. અર્થાત્ કોઈ મનુષ્યને થોડું તો કોઇને વધારે એમ જ્ઞાન પ્રાપ્ત હોય છે. તેમાં તેનું પ્રારબ્ધકારણ હોય અર્થાત્ પ્રારબ્ધવશાત તેમાં ન્યૂનાધિકતા થાય છે. પણ આમ માનતી વખત તેઓ એટલું પણ ભૂલી જાય છે કે પ્રારબ્ધ એ અન્ય નહિ પણ આપણાં પૂર્વના કરેલાં–કર્મનુંજ પરિણામ છે. અને તેને નિવારવા આપણે સમર્થ છીએજ. અને તેથી તેમની આ દલીલ આ સ્થળે પાયા વિનાની થઇ પડે છે.

**જ્ઞાન સર્વત્ર છે-** પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાં જ્ઞાન રહેલું છે. સૂર્યનો પ્રકાશ જેમ સર્વત્ર તેજસ્વીતાને ફેલાવે છે. તે જેમ યોગ્ય અયોગ્યનો ભેદ રાખતો નથી. તેમ પરમાત્માએ પણ સર્વના અંતઃકરણમાં જ્ઞાન બીજ રોપેલું છે. પરંતુ જેમ સૂર્યપ્રકાશ સર્વત્ર હોવા છતાં આપણે આપણાં ગૃહના બારી બારણાં બંધ કરીને બેસીએ અને તેથી આપણે અંધકારમાં રહીએ તો તેમાં જેમ આપણોજ દોષછે, તેમ જ્ઞાન બીજ અંતકરણમાં હોવા છતાં આપણે અનુકૂલ જલસિંચનાદિની પ્રવૃત્તિ કરી ન ઉગાડીએ તો તેમાં આપણોજ દોષછે. આ દોષને દૂર કરી એ બીજને ઉગાડી આપણામાં પ્રફુલ્લિત વૃક્ષ રૂપે કરવું જોઇએ, કેમકે અનેક વિદ્વાન મનુષ્યો તરફથી પણ કહેવામાં આવે છે કેઃ—

સુખ અચલ જ્ઞાન વિના નથી, છે જ્ઞાનમાં સઉ ઉન્નતિ;

માટે જ્ઞાન પ્રાપ્તિના ઉપાયો પૂર્ણ ઉત્સાહપૂર્વક અનુભવમાં મૂકવા જોઇએ.

પાંચદશ પુસ્તકોને જોઈ તેમાંથી અમુક ભાગ યાદ રાખવો યાતો કોઇ વેદ યા ઉપનિષદ્ના મંત્રોમાંથી થોડાકને યાદ રાખવા યા અંગ્રેજી બી, એ. કે એમ, એ. સુધી ભણવું એટલે તે મનુષ્યે જ્ઞાન પ્રાપ્ત કર્યું એમ આજે ઘણે સ્થળે કહી શકાય છે. પરંતુ વસ્તુત રીતે આ જ્ઞાન એ સાચું નથી અને તે સાચું ન હોવાથીજ કાંઈ ઉત્તમ રીતે પરિણામને પ્રકટાવતું નથી. આમ હોવાથી જ્ઞાન પ્રાપ્તિના ઉપાયો તે પણ સત્ય ઉપાયો અનુભવમાં મૂકો અને પછી જુઓ કે તેનાથી તમને ઇપ્સિત વસ્તુ મળે છે કે નહિ?

**જ્ઞાન કોને કહી શકાય.**

સત્ય જ્ઞાન તેનેજ કહી શકાય કે જેને તે પ્રાપ્ત હોય તે કંસોટિનાં વખતમાં પણ પોતાના એ જ્ઞાનને લીધે પરમ પ્રસન્ન રહી શકે. સુખ અથવા દુઃખના સર્વ પ્રસંગોમાં જેનું અંતઃકરણ શોક. અથવા મોહને વશ થતું નથી તેજ મનુષ્ય સાચો જ્ઞાની છે. અને આવું સત્યજ્ઞાન આપણને ક્યાંથી મળી શકે છે તેનો વિચાર હવે આપણે કરીએ.

**જ્ઞાન પ્રાપ્તિના માર્ગો.**

સદ્ગૃહસ્થો ! જ્ઞાન એ પુસ્તકોના વાંચનથી નહિ પણ મનન કરવાથી મળે છે. જ્ઞાન એ દેશ પરદેશ ભટકયાથી નહિ પણ અંતરમાં સ્થિત થવાથી મળે છે. પરમાત્મા એ

જ્ઞાનસ્વરૂપ છે અને તેમની સાથે જ્યારે આપણે અભિમુખતાને સાધીએ છીએ ત્યારે સત્ય રહસ્યનો આપણામાં પ્રકાશ થાય છે. જગત્‌માં જ્ઞાન પ્રાપ્તિની અભિલાષાવાળા મનુષ્યો ? તમારી અભિલાષા પૂર્ણ કરવા પરમાત્માથી જોડાઓ. અને તમારી એ અભિલાષા સત્વરજ પરિપૂર્ણ થશે. સાચું જ્ઞાન મહાપુરૂષના દર્શન કરવા માત્રથી નહિ પણ તેમના સમાગમમાં રહી તેમનો લાભ લેવાથી મળે છે બંધુઓ ! આ સઘળા માર્ગો જ્ઞાન પ્રાપ્તિના છે તમારી ઈચ્છામાં આવે તે ગૃહણ કરો અને તેનાથી કૃતકૃત્ય થઈ રહો. મારા આ વાકયમાં જરાપણ શંકા આણશો નહિ. પણ શ્રધ્ધાવાન્ લભતે જ્ઞાનં એ કથાનુસાર શ્રદ્ધા રાખજો. તમારા મનમાં શું એમ ભ્રમણા થાય છે કે બી. એ. સુધી ભણવાથીજ જ્ઞાન થાય છે. ! જો તે થતી હોય તો તેને દૂર કરજો. બી. એ. સુધી ભણનાર મનુષ્યપણ જો પોતાના એ ચોપડી દ્વારા મેળવેલા જ્ઞાનને અનુભવજ્ઞાન સાથે જોડતો નથી ત્યાં સુધી યથાર્થ જ્ઞાન પ્રાપ્તિવિના વિમુખજ રહેછે. અને આવા મનુષ્યોને ભણ્યા પણ ગણ્યા નહિ. એ કથનથી જંનસમાજ સંબોધે છે. ચોપડીદ્વારા મેળવેલું જ્ઞાન અને અનુભવજ્ઞાન એ તદન જુદાંજ છે. અને તેથી મનુષ્યે જેમ બને તેમ અનુભવજ્ઞાન મેળવવાનોજ પ્રયત્ન કરવો જોઈએ. સંસાર સુધારવાને માટે જ્ઞાનની જરૂર છે. અને તે પણ આવા અનુભવજ્ઞાનની જરૂર છે.

સદ્ગૃહસ્થો ? આટલા વિવેચનથી આપ સર્વની ખાત્રી થઇ હશે કે સંસાર સુધારાને અર્થે અન્ય ઉપાયો કરવા કરતાં આ જ્ઞાન મેળવવાનો ઉપાય સર્વથી પ્રથમજ કરવો જોઇએ. જ્યારે તે પ્રથમ થશે. ત્યારેજ જેમ સૂર્યનો ઉદય થતાં અંધકારનો નાશ થશે તેમ તમારો સંસાર સુધરી શકશે.

**સંસાર સુધારાના કેટલાક માર્ગો.**

હવે હું આપને સંસાર સુધારાના બીજા કેટલાક સામાન્ય માર્ગો દર્શાવું છું. પરંતુ તે પૂર્વે એટલી તો સુચના કરવાની જરૂર ધારૂં છું કે આ સર્વ ઉપાયો તો મેં હાલમાંજ જણાવેલા જ્ઞાનના ઉપાય કરતાં ઉતરતા પ્રકારના છે. પરંતુ સામાન્ય અધિકાર-વાળા મનુષ્યને પણ તે કામ આવી શકે તેમ ધારીને અત્રે તેનું અલ્પમાં વિવેચન કરવાની જરૂર ધારૂં છું.

૧ **જ્ઞાતિ બંધનને દૂર કરવા.** આપણે બીજા ધર્મપ્રતિ દ્રષ્ટિ કરીશું તો બહુધા તે ધર્મવાળાની એક એકજ જ્ઞાતિ હશે પરંતુ આપણા હિંદુ સમાજ તરફ જોતાં જણાય છે કે તેમાં જ્ઞાતિના ફાંટા એક નહિ પણ હજાર છે. અને આ ફાંટા હોવાથીજ તેની ઉન્નતિ થતી નથી એમ કોઇ કહે તો તે સત્ય છે એમ કહી શકાય. હિંદુસમાજ તરફ જોતાં તેના જ્ઞાતિબંધનરૂપ વાડાઓને જોઈ ખરેખર ! મને હાસ્યજ ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે વિસનગરા

**જ્ઞાતિનાં વિચિત્ર ફાંટા**

નાગર બ્રાહ્મણને લઇશું તો તેમાં પણ એક નહિ પણ અનેક ભેદ જણાયા શિવાય રહેશે નહિ. આ વિસનગરના, આ અમદાવાદના, આ

નવતડના, આ બેંતાળીના, આ બાયડ એ પ્રમાણે તેમાં અનેક ભેદ પડેલા છે. કહેવાનું તાત્પર્ય એ છે કે વિસનગરના જાણે બ્રાહ્મણો હોય તો તેમાં પણ એક બે તડ હોય અમદાવાદમાં હોય તો તેમાં પણ ત્રણ ચાર તડ હોય અને આ પ્રમાણે પેટાતડ હોવાને લીધેજ મારે આ સ્થળે અનેક શબ્દ કહેવાની ફરજ પડી છે.

પ્રસંગને અનુસરી આ સ્થળે મારે મારા અનુભવનો દાખલો અત્ર આપવાની જરૂર છે અને તે એજ કે ગયા વર્ષમાં મારે અમુક કારણવશાત વલસાડ જવાનો પ્રસંગ આવ્યો હતો. વલસાડમાં બે ત્રણ દિવસ ગાળ્યા પછી મારા મિત્રના આગ્રહથી મારે એ શહેરની પાસે આવેલા એક ગામમાં એક રાત્રિ જવું થયું હતું. હું ત્યાં ગયો તે વખત ત્યાં તે ગામના વિસનગરા નાગરની ન્યાત હતી. આ ગામમાં એ બ્રાહ્મણોના ઘર આશરે પંદરેક હશે. પણ તેમાં મેં તડ પડેલાં જોયાં. આજે બે તડવાળાને જમવાનું હતું અને તેથી બંનેની રસોઈ સાથે થઈ હતી. હવે કોઈ કારણથી પંચ તરફથી જે માણસે જ્ઞાતિ રાખી હતી. તે ભોજનાલયમાં ગયો. અને રસોઇમાં સહજ વાર હોવાથી રસોઇયાને મદદ કરવા લાગ્યો. એટલામાં બીજા તડનો મનુષ્ય ત્યાં આવી તમે ભોજનાલયમાં કેમ ગયા. અડકાયું વીગેરે બોલવા લાગ્યો અને બોલવાના પરિણામમાં જેમ આગની સરૂઆત હોય છે ત્યારે નાનોસરખો ભડકો હોય છે પણ પાછળથી તે ગંભીર-

રૂપને ધારણ કરે છે. તેમ તકરાર વધી. ગાળાગાળી થઈ અને જ્ઞાતિમાં ભંગાણ પડયું. આજુબાજુના મનુષ્યોદ્વારા મેં તપાસ કરી કે ભોજનાલયમાં જે મનુષ્ય ગયો હતો તે શું પરજ્ઞાતનો છે. તો મને તેના સંબંધમાં ખબર પડી કે નહિ. તેઓ એકજ જ્ઞાતિના છે. એટલુંજ નહિ પણ આડે દહાડે એક બીજાને ત્યાં જાય આવે છે ચાહપાણી પીએ છે. વળી બે વર્ષ પૂર્વે જ્યારે આ તડ નહોતાં ત્યારે તેઓ બધા સાથે બેસીનેજ જમતા વગેરે. પરંતુ આ વખતે તે ભોજ-નાલયમાં પેઠો તેને લીધે સામો માણસ વાંધો લેછે. અને તેના પરિણામમાં તમે જે જોયું તે બન્યું છે. આ બનાવ જોઈ ખરેખર મને હિંદુઓની આવી દ્વેષરૂપ તડની પ્રદ્ધતિ પ્રતિ ધિક્કાર ઉત્પન્ન થયો. અવશ્ય થાયજ. કેમકે જેઓ એક વખત સાથે બેસીને ખાતાપિતા અને હજી પણ ઘરખૂણે જેઓ આ પ્રકારનો વ્યવહાર રાખતા હતા તે આ પ્રમાણે માત્ર જેમાં અંતઃકરણનો દ્વેષજ પ્રધાન હેતુરૂપ છે તેને ધારણ કરી વિક્ષેપ કરે એ શોચનીયજ છે.

સદ્‌ગૃહસ્થો ! આ બનાવ જોયા પછી મારી સંપૂર્ણ ખાત્રી થઇ છે કે હિંદુસમાજની ઉન્નતિ આવા 'દ્વેષરૂપ તડો' જ્યાં સુધી નાશ નહિ પામે ત્યાં સુધી કદાપિ થનાર નથી તે નથીજ. કેમકે એકત્રિતામાંજ સુખ છે. ભિન્નતામાં નથી એક નદી પણ પોતાના પ્રવાહને એકત્રરીતે વહેવડાશે તોજ તે સદાકાળ ટળી શકશે. એક ફાંટો આમ અને એક તેમ

તો ત્રીજો વળી કોઈ બીજીજ જગ્યાએં આ પ્રમાણે તે વહેશે તો સુકાઈ જશે. તેમ આ સમાજસડારૂપ જ્ઞાતિ બંધનને કાઢી નાંખી એકત્રિત થવાથીજ તે ઉન્નતિપદનું અવગાહન કરી શકશે. મારા આ બોલવા ઉપરથી કદાચ કોઈને એમ ભાન થશે કે હું બ્રધરહુડનો હિમાયતી છું પણ મારો બોલવાનો આશય એવો નથી. બ્રાહ્મણ સાથે વાણીયા, વાણીયા સાથે લુવાણા એમ એકત્ર થવું એમ હું કહેતો નથી પણ જે આપણી જ્ઞાતિઓમાં જે પેટા જ્ઞાતિઓ છે તેને દૂર કરવી એજ હું જણાવું છું. હવે હું તમને જ્ઞાતિ બંધનમાં કેવો સુધારો કરવો જોઈએ તેનું કાંઇક સ્વરૂપ સમજાવું છું.

**જ્ઞાતિબંધનમાં કેવો સુધારો કરવો.**

વડનગરા નાગર બ્રાહ્મણ તો તે એકજ હોવા જોઈએ. ‘વડનગરા’ સંજ્ઞાને જે પાત્ર હોય તેની સાથે તેની સર્વ જ્ઞાતિવાળાએ સમાનભાવે વર્તી વ્યવહાર રાખવો જોઈએ. આ ભિક્ષુક અને આ ગૃહસ્થ અને આ દેશી અને આ વિલાયતી એવા એ જ્ઞાતિમાં ભેદ છે તે દૂર કરવા જોઈએ. આજ પ્રમાણે વિસનગરા નાગર બ્રાહ્મણોમાં પણ જેમ મોટો સાથ, નાનો સાથ, ગોજા, ગામ વીગેરે ભેદો છે એ ભેદોને ટાળીનાંખવા જોઈએ. આ પ્રમાણે પ્રશ્નોરા નાગરમાં પણ જે જે એવા સામાન્ય ભેદો હોય તેનો નાશ કરવો. મતલબકે આ વડનગરા બ્રાહ્મણ તો તેમાં સર્વ વડનગરાનો સમાવેશ થઈ જવો જોઈએ. આ વિસનગરા

બ્રાહ્મણુ તો તેમાં સર્વ વિસનગરાનો સમાવેશ થઇ જવો જોઈએ અને આ પ્રશ્નોરા બ્રાહ્મણુ તો તેમાં સર્વ પ્રશ્નોરાનો સમાવેશ થઈ જવો જોઈએ. અને આજ ધોરણુને અનુસરી બીજી ન્યાતોમાં પણુ ફેરફાર કરવો જોઈએ.

આ પ્રમાણે જ્યારે આપણે એકત્ર થઈશું ત્યારેજ

**લોકોનો મિથ્યા ડર.** આપણે કાંઈક સમાજ સ્થિતિ સુધારી શકીશું. પરંતુ અંતઃકરણમાં જ્ઞાનપ્રાપ્ત મનુષ્ય જ્યારે આ પ્રમાણે પોતાની જ્ઞાતિમાં ફેરફાર કરવા જાય છે. ત્યારે તેને લોકોનો મિથ્યા ડર લાગે છે. અર્થાત્ જો હું આ પ્રમાણે ફેરફાર કરવાની હિલચાલ કરવા પ્રયત્ન કરીશ તો મારી ન્યાતના લોકો મારા ઉપર ખીજવાશે એમ વિચારી પોતાની હિલચાલને પ્રકટ કરી શકતા નથી. પણુ આવા મનુષ્યોએ એવા લોકોનો મિથ્યા ડર રાખવાનો નથી અને પોતાનું કર્તવ્ય કર્યા જવાનું છે.

જ્ઞાતિઓના પેટા વિભાગ જ્યારે નાશ પામે ત્યારે કેટલું બધું દુઃખ ઓછું થાય તેનો વિચાર કરો. હાલમાં કેટલીક જગ્યાએ વરની અછત હોય છે તો કેટલીક જગ્યાએ કન્યાની અછત હોય અથવા મોંઘવારી (?) હોય છે તે સર્વનો નાશ થઇ જાય. અનેક મનુષ્યના અંતઃકરણુ તેનાથી ઠરે, તેની આશિષ તમને મળે. બંધુઓ ! તેની કલ્પના કરો અને એવાં પેટા વિભાગ દૂર કરવા યત્ન કરો. જો તમે આજથીજ એ બાબત માટે પ્રયાસ કરવા માંડશો તો કદાચ

મહિને છ મહિને નહિ તો વર્ષે છ વર્ષે પણ તેમાં તમે વિજયજ પામશો.

આ સ્થળે મારે આપણા હિન્દુ સમાજની એક ખોટી ટેવનું દિગ્દર્શન કરાવવાનું છે; જોકે

**આપણી ખોટી ટેવ.**

મનુષ્યમાં અથવા સમાજમાં રહેલી કાળી બાજુ જોવાનો મારો સ્વભાવ નથી પણ તે સંબંધમાં આપ બધા જાણી શકો તે અર્થે સહજ ઈસારો કરવાની જરૂર ધારૂં છું. અને તે એકે આપણી સમાજમાં એક **ઉતારી પાડવાની** ખોટી ટેવ રહેલી છે. કોઈ મનુષ્ય કાંઈ અમુક શુભ કામ કરતો હોય અથવા અમુક સુધારો કરવા માંગતો હોય તો તે શરૂ કરે તે પહેલાં તો અન્ય તરફથી તેને વખોડી કાઢવાની રીત આપણામાં ઘણીજ આગળ વધી ગએલી જોવામાં આવે છે. એટલુંજ નહિ પણ આપણા દેશના વર્તમાનપત્રો કે જેમનું મુખ્ય કર્તવ્ય એવા પહેલ કરનાર મનુષ્યને ઉત્તેજન આપવાનું છે તેને બદલે કેટલાક તરફથી તેને તોડી પાડવાનો પ્રયત્ન કરવામાં આવતો જોવામાં આવે છે. યુરોપ અને અમેરીકામાં જ્યારે આવા સુધારા કરનારા મનુષ્યને સર્વત્ર માન મળે છે અને તેને વધાવી લે છે; એટલુંજ નહિ પણ એવા પ્રસિદ્ધ પુરૂષોની આજીવિકાના સાધનોની પણ તેઓ ફીકર રાખે છે ત્યારે આપણા દેશમાં તેનાથી ઉલટોજ પ્રકાર જોવામાં આવે છે. અહિં તો સુધારા કરવાની ઈચ્છાવાળો મનુષ્ય પોતાના એ પ્રય-

ત્નને લીધે બીજો પ્રયત્ન ન કરી શકે અને બે દિવસ ભુખે મરે તોપણ તેની સમાજને કાંઈ દરકાર હોતી નથી. તે વખત તો જુઓ પેલો સુધારા કરવાવાળો ભુખે મરે છે એમ આંગળી કરી તેનું હાસ્ય કરે છે. કહો ત્યારે આવા સમાજની ઉન્નતિ શી રીતે થઈ શકે ?

**કર્તવ્ય પરાયણ થાઓ.**

સદ્‌ગૃહસ્થો ! હવે તમે કર્તવ્યપરાયણ થાઓ. જ્ઞાતિના સુધારા અર્થે કટિ કસીને મહેનત કરો. તમારા કામને સમાજના કમઅક્કલવાળા મનુષ્યો આજે વખોડશે. પણ કાળે કરીને તે તમારા વખાણ કરશે. હવે હું મારા વ્યાખ્યાનની સમાપ્તિ કરૂં છું તે પૂર્વે એટલું જણાવું છું કે સંસારના સુધારા અર્થે જ્ઞાતિ બંધનમાં ફેરફાર કરવો જોઇએ. હાલમાં જે કેળવણી અપાય છે તેની સાથે ધાર્મિક અને નૈતિક કેળવણીનો પણ ઉમેરો કરવો જોઇએ. તથા પુત્રપુત્રીના માબાપે પણ બાળકોના અંતઃકરણમાં ઉત્તમ પ્રકારના સંસ્કાર નાંખવા જોઇએ. આ સર્વ સંસાર સુધારાના ઉપાયો છે. અને તેનું સેવન પણ લાભકારી થઈ પડે છે. પણ આ સર્વ લાભ જેનાથી થાય છે તેનું સાધન એકજ છે. અને તે મેં પૂર્વે જણાવ્યું તેમ જ્ઞાન છે. આ જ્ઞાનના સાધન વડે તમે તમારા સંસારનો સુધારો કરવા પ્રયત્ન કરો. તેમાં તમને અવશ્ય વિજય મળશે. અંતઃકરણને સાચા જ્ઞાનથી વિભુષીત કરો અને તેમાંથી તમારી સંસાર ઘટમાળમાં

આવતી સઘળી અડચણો દૂર થશે. જ્ઞાતિના વિધવિધ બંધનો તથા બીજા કેટલાક કુધારા પણ તમે જ્ઞાન સંપન્ન હશો તો દૂર કરવા હમેંશા યત્ન સેવશો. અને તમે સાચા સંસાર સુધારક કહેવાશો. સર્વશક્તિમાન પરમાત્મા તમને તમારા આ શુભ કાર્યમાં સહાયક થાઓ એ પ્રકારની શુભેચ્છાસહ વાણી વેગ વિરમે છે.

વિનાયકરાવનું વ્યાખ્યાન સંપૂર્ણ થતાં શ્રોતાઓએ તેમને હર્ષનાદથી વધાવી લીધા, અને તેમના વ્યાખ્યાનની ઘણીજ ઉત્તમ અસર થએલી હોવાથી વાહુવાહના શબ્દો બોલવા લાગ્યા. ત્યાર બાદ પ્રમુખ સાહેબે ઉભા થઈને જણાવ્યું કે સદ્‌ગૃહસ્થો રાજેશ્રી વિનાયકરાવના વ્યાખ્યાન સંબંધમાં મારે કાંઈ પણ કહેવાનું નથી. જેમ સો ટચના સુવર્ણને કાંઈ ઓપ અથવા ગીલીટ અઢાવવાની જરૂર નથી. તે હાથમાં લેતાંજ પોતાની ઉત્તમતા બતાવી આપે છે તેમ આ વ્યાખ્યાનની ઉત્તમતા પણ તમે સાંભળ્યું ત્યારથીજ જાણી લીધી છે. આવા ઉત્તમ પ્રકારનો બોધ આપણુ સર્વને વ્યાખ્યાનદ્વારા આપવાના કામને માટે રા. વિનાયકરાવને આપણે અભિનંદન આપીએ છીએ. હવે વિશેષ ટાઈમ વ્યતિત થઈ ગયો છે તેથી અલ્પમાં જણાવું છું કે રા. વિનાયકરાવનું આ વ્યાખ્યાન આપણે સર્વએ શબ્દે શબ્દ અંતઃકરણમાં ઉતારવાની જરૂર છે. ઉતારવાની જરૂર છે એટલુંજ નહિ

**છેલ્લી સુચના.**

પણ તેને અનુસાર વર્તન રાખવાની પણ જરૂર છે. જ્યારે આપણે તેને વર્તનમાં મૂકીશું ત્યારેજ આ સંસાર સુધારારૂપ કર્તવ્યને બરોબર રીતે કરી શકીશું. અને રા. વિનાયકરાવે લીધેલા અગાધ પરિશ્રમનું સાર્થક્ય પણ ત્યારેજ થશે. આ સ્થળે પ્રસંગપ્રાપ્ત થવાથી તમારૂં ધ્યાન હું એકબાજુ તરફ ખેંચું છું. અને તે આ પ્રમાણે છે.

આપણી સમાજનું અવલોકન કરતાં ઘણે ભાગે એમ જણાય છે કે તેઓ જ્યારે આવી સભાઓમાં જાયછે ત્યારે તેમને સુધારા કરવાનું મન થઈ આવે છે. અને થોડો સમય સુધી તેને માટે પ્રયત્ન પણ કરે છે પરંતુ પાછળથી થોડો સમય જતાં તે પ્રયત્નમાં તેઓ ઢીલાઢબ થઇ જાય છે. આ આપણો દોષ છે. દાખલા તરીકે આજથી સાત વર્ષ ઉપર ‘ સ્વદેશી ’ વસ્તુઓ વાપરવાને આપણે પ્રયત્ન કરવા માંડયો હતો અને જ્યાં જુઓ ત્યાં સ્વદેશી અને સ્વદેશીનીજ વાતો ચાલતી હતી. પ્રત્યેક વર્તમાનપત્રોમાં પણ તે સંબંધીના લેખો આવતા હતા. પણ હાલમાં હવે એ ચર્ચા ઢબ પડી ગઇ છે. અને આ સંસાર સુધારાની ચર્ચા કમનશીબ સ્નેહલતાના ભોગને લીધે ચાલવા પામી છે અને જ્યાં ત્યાં એનીજ વાત ચાલે છે. પણ થોડો સમય જશે એટલે તે પણ ઢબ પડી જશે માટે આવી ટેવ આપણે સુધારવી જોઇએ. પાશ્ચાત્ય પ્રજામાં એક બાબતની ચળવળ ઉભી થવા પામી હોય તો તેને પાર ઉતારવામાં આવે છે

અર્થાત્ અન્ય તરફથી એની પૂર્ણતા થાય ત્યાં સુધીની મદદ મળે છે. આપણા દેશના મનુષ્યોએ પણ આ બાબત તેમનું અનુકરણ કરવું જોઈએ. તમે તેનું સત્વર અનુકરણ કરો અને આ સંસાર સુધારવાને માટે જે જ્ઞાનની જરૂર છે તેને પ્રાપ્ત કરવા કટિ કસીને તૈયાર થાઓ એવી આ સભાને આગ્રહ પૂર્વક ભલામણ કરતાં હું સભા બરખાસ્ત કરૂં છું.

પ્રમુખની આજ્ઞા મળતાં સર્વ સભાસદોએ તેમનો આભાર માની આનંદ સહ પોતપોતાને સ્થાને પ્રયાણ કર્યું.



## प्रकरण १४ मांना सिद्धांतो.

संसार सुधाराना अनेक उपायोछे तेमां मुख्यत्वे करीने सर्वोत्तम उपाय ते ज्ञान छे. आथी ज्ञानवान् थाओ. जेम सघळी नदीओनो समावेश समुद्रमां थायछे तेम सघळा सुधाराना मार्गोनुं मुख्य द्वार ज्ञान छे. धार्मिक विषयमां, नैतिक विषयमां, अने व्यावहारिक विषयमां पारंगत थवा प्रथम ते विषयनुं ज्ञान मेळ-वो. आथी तमारी सघळी मनकामना पूर्ण थशे. अने तमारो संसार 'स्वर्गीय संसार' नी दिव्य उपमाने लायक थशे.

---

# પ્રકરણ ૧૫ મું.

## સુખના દિવસો.



સુરખાળાએ લખેલો લંબાણુ પત્ર મોહિનીને પહોંચ્યો હતો. આ પત્રના વાંચનથી મોહિનીને કાંઇ નથીનજ બળ પ્રાપ્ત થયું હતું. જેમ મરણ પથારીએ પડેલા કોઇ અસાધ્ય રોગીને અમૃત આપવામાં આવતાં તત્કાળ તેનો વ્યાધિ ટળી જઇ જેટલો હર્ષ થાય તેટલોજ બલકે તેથી પણ વધુ હર્ષ મોહિનીને આ પત્રથી થયો હતો. તેના અંતઃકરણમાં તેની સાસુ નણંદના વર્તનથી જે કાંઇક ગ્લાનિ થઇ હતી તે પણ આ પત્રના વાંચનથી દૂર થઈ હતી, અને તે ઘરમાં પોતાનું વર્તન અધિક અધિક ઉત્સાહથી નમ્ર અને વિનયશીલ થઇ કરી શકતી હતી.

મનુષ્ય કોઈ પણ કામ તેમાં ગમે તેટલી પ્રતિકૂલતા આવે તે છતાં કર્યા કરે તો તે અવશ્ય વિજયને મેળવી શકે છે. સર્વ શક્તિમાન પરમાત્મા પણ પોતાની અભયપ્રદાત્રી છાય તેને આપેછે. પરંતુ આમ થવા પૂર્વે તેની ખરેખરી કસોટી જોવાય છે. અને આ કસોટીમાંથી જેઓ પસાર થાય છે; તથા જેઓ પોતાના ધૈર્યને ખોતા નથી તેને પરમાત્મા લાંબા હાથ કરી ભેટી લેછે અને તેનાં સઘળાં દુઃખો દૂર

કરેછે. આ નિયમ પ્રમાણે મોહિનીની કસોટીની મુદત હવે પૂર્ણ થઈ હતી અને જેમ ગ્રીષ્મઋતુના પ્રખર તાપથી બળેલી પૃથ્વીને ગ્રીષ્મના અંતઃકાળે મેઘ આવીને નવપલ્લવિત કરે છે તેમ મોહિનીને પણ સુખના દિવસો આવ્યા હતા. અને તે આવવામાં નિમિત્ત કારણો આ પ્રમાણે હતાં.

સૂર્યપુરમાં એક વખત ઘણોજ પ્લેગ કે જેને આપણે બ્યુબોનીક ફીવર અથવા ગાંઠીઓ તાવ કહીએ છીએ તે પુષ્કળ જોશમાં ચાલતો હતો. દરરોજના સો સો અને બસો બસો કેસ થતા હતા. મોહિનીની સાસુ અભિમાનબા પણ આ રોગનાં ભોગ થઈ પડયાં. આ વખત એ રોગ ચેપી છે અને તેની સારવાર કરવા જતાં તે સારવાર કરનાર મનુષ્યને પણ તે થાય છે એવી માન્યતા હોવાથી અભિમાનબાના પતિ પુત્ર તથા પુત્રી પોતપોતાનો પ્રાણ વ્હાલો કરી તેમનાથી દૂર રહ્યાં. અને એકલી સદ્‌ગુણી વહુ મોહિનીએ રાત્રિદિવસના ઉજાગરા વેઠીને પણ અભિમાનબાની ચાકરી કરી. આ મંદવાડની વખતે વહુએ કરેલી ચાકરીની અસર તેના ઉપર અલૌકિક થઈ. પોતે જે વહુને દુઃખ દીધું હતું તેજ વહુએ તેના અંતઃકાળની વખતે જ્યારે કોઈ એની પાસે ન આવ્યું ત્યારે એની પાસે રહી તેમની અથાગ ચાકરી કરી આથી એની જાદુઇ અસર એના ઉપર લાગ્યા સિવાય રહી નહિ. અભિમાનબા આથી પોતાના કૃત્યનો ઘણોજ પસ્તાવો કરવ લાગ્યાં અને માંદગીમાંથી સારાં થયાં પછી વહુને પોતાના

પ્રાણુથી વ્હાલી ગણુવા લાગ્યાં. અહોભાગ્ય ! મોહિનીનાં કે જે સાસુ તેના પ્રત્યે વાઘની પેઠે ઘુરકી રહેતાં તેજ સાસુ તમનાં થઈ રહ્યાં. અભિમાનબા હવે અભિમાનબા રહ્યાં નથી પણુ સદ્ગુણુબા થયાં છે.

+ + + +

ઈર્ષ્યામતિ તરફનું મોહિનીને જે દુઃખ હતું તે આપો આપ ટળી ગયું. કેમકે ઈર્ષ્યામતિનું યોગ્ય વય થતાં લગ્ન થયું. અને તે શ્વસુરગૃહનિવાસીની થઈ સાંભળવા પ્રમાણે ત્યાં શ્વસુરગૃહમાં તે પોતાની ઈર્ષ્યાને લીધે સર્વને અંપ્રીતિનું કારણુ થઈ પડી અને તેના સદ્ગુણી પતિએ કંટાળી જઈ છેવટ બીજીવાર લગ્ન કર્યું. ઈર્ષ્યામતિ હવે પોતાની ભુલ માટે પસ્તાવો કરવા લાગી. પરંતુ હવે એ પસ્તાવો શું કામનો ! રાંડયા પછીનું ડહાપણુ જેમ કામ આવતું નથી તેમ હવે તેના આ પશ્ચાતાપનું કાંઈ પણુ ફળ મળે એમ લાગતું નહોતું. હવે તો પરમાત્મા કૃપા કરે અને તેના પતિના અંતઃકરણુમાં દયા સ્ફુરાવી તેની સ્થિતિ સુધારે ત્યારે ખરૂં ! હાલતો તે દુઃખજ ભોગવે છે.

+ + + +

મોહિનીના પતિ અશિવપ્રસાદે જુગારમાં એક દિવસ પુષ્કળ ધન ખોયું એટલુંજ નહિ પણુ તેને માથે પુસ્કળદેવું પણુ થઇ ગયું આ દેવું ન આપી શકવાથી તેના માગનારા દાવો કરવાનું કહેતા હતા. અને આથી તે ઘણોજ કંટાળી ગયો

હતો. પોતાના પિતા ગરીબદાસને જો તે આ વાત કહે તો તે એક પાઈ પણ આપે તો નહિ પણ ઉલટું ઘરમાં રહેવાના ફાંફાં પાડે તેમ હતું. જેથી હવે શું કરવું તે તેને સુઝતું નહોતું. છેવટે વિચાર કરતાં કરતાં તેને એક વિચાર સુઝયો કે મોહિની પાસેથી તેના પિતાએ આપેલો હાર માગવો એમ વિચારી તેણે તેજ રાત્રે મોહિનીને 'પ્યારી' એ શબ્દથી સંબોધી બોલાવી. મોહિનીને કોઈ દિવસ નહિ અને આજે પોતાના પતિનું આવું પ્રેમભર્યું વર્તન જોઇ આશ્ચર્ય લાગ્યું. અને તે સાથે હર્ષ થયો. તુરતજ તેણે પતિ સામે જઈ કહ્યું કે પ્રાણેશ ! શું આજ્ઞા છે ! આપની આજ્ઞા ઉઠાવવા આ દાસી હંમેશા તૈયાર છે.

અશિવપ્રસાદ મોહિનીના આ વાકય સાંભળી થોડીવાર સ્તબ્ધ રહી પછી એકદમ રડી પડયો. તેને રડવાનું કારણ એ હતું કે મોહિનીને તેણે કોઈ દિવસ પણ મીઠા શબ્દોથી બોલાવી નહોતી અને સુખ આપ્યું નહોતું, તેમ છતાં અત્યારે પોતાને દુઃખની વખત આવતાં તેણે તેને બોલાવતાં તેણે શાંતિ રાખી પ્રસન્નતાથી જે જવાબ આપ્યો તેથી તેને બહુ લાગી આવ્યું અને પોતાના મનને ધિક્કારવા લાગ્યો કે હુંજ મૂર્ખ છું. આવી સદ્ગુણી સ્ત્રીને મેં કાંઈજ સુખ આપ્યું નથી; તે છતાં તે કેવી મારી આજ્ઞા ઉઠાવવા તત્પરછે. આ વિચારથી તે રડવા લાગ્યો. જેમ ચિંતામણિ નામની ગણિકાના ઉપદેશથી સુરદાસને તરતજ અસર થઈ હતી અને તેની સ્થિતિ સુધરી

ગઈ હતી તેમ મોહિનીના શબ્દોથી અશિવપ્રસાદને પણ અસર થઈ હતી. પોતાના પતિને આ પ્રમાણે રડતા જોઈ મોહિનીએ તેમને પૂછ્યું.

વ્હાલા શાને માટે આપ રડો છો? આમ રડવાનું શું પ્રયોજન! શું આપને કાંઈ દુઃખ છે? હોય તો મને કહો તેમાં ભાગ લેવા અને મને તમારી યથાર્થ સહભાગી કરવા અવસર આપો.

અશિવપ્રસાદે કહ્યું મને ખરેખર પસ્તાવો થાય છે. તું આવું રત્ન છે એ મેં આજેજ જાણ્યું? અરે! મેં તને કોઈ દિવસ સુખ આપ્યું નથી તેમ છતાં તારો ભાવ અને તારો સ્નેહ મારા પ્રત્યે જેવોને તેવોજ છે. એ વિચારી મારી ભૂલથી મને ઘડી ઘડી રડવું આવી જાય છે.

મોહિનીએ કહ્યું હૃદયેશ્વર! સદ્‌ગુણી સ્ત્રીની ફરજ જ છે કે તેના સ્વામીની આજ્ઞાધિકારીણી થવું. તેથી અને મેં મારી આ બાબતમાં ફરજજ બજાવી છે. હજી તમારી સેવા કરવાનો ખરેખરો શુભ પ્રસંગ મને પ્રાપ્ત થયો નથી. તમે મને સુખ આપ્યું નથી એમ વિચારી મનમાં ઓછું આણશો નહિ. તમે મારા શિરછત્ર છો એટલે મારે સુખજ છે.

પત્નીને આ પ્રમાણે અનુકૂળ થએલી જોઈ ધીમે રહી અશિવપ્રસાદે પોતાની વાત ઉપાડી અને કહ્યું કે હે રમણી! હાલ હું ઘણોજ દુઃખમાં છું. જુગારમાં હાર ખાવાથી રૂા. પાંચસોનું દેવું થયું છે. હવે માગનારા તગાજો કરે છે.

અને તેને જો હું નહિ આપીશ તો તેઓ દાવો કરશે અને મને કેદ બેસાડશે. વળી પિતાજીને આ વાતની ખબર પડશે તો મને ઘરમાં પણ નહિ રહેવા દે; માટે એમાંથી બચવા માટે તારી પાસે આવ્યો છું. જો તું તારો હાર મને આપે તો તે વેચી તેનું દેવું પતાવું.

**મોહિની** બોલી વ્હાલા! હાર તો શું પણ કહો તો મારા બધા દાગીના આપવા હું તૈયાર છું. તમે દુખી હો અને હું દાગીના પહેરૂં એ બને ખરૂં કે? પરંતુ મારે આપને હાર આપતાં પૂર્વે એક વચન લેવાનું છે. અને તે મને આપશો ખરા કે!

શા માટે નહિ આપું? મારા દુઃખની વખતે મદદ કરનાર પ્રિયા! લે તને આ મારા બાપદાદાનું વચન છે. બોલ તારી શું ઈચ્છા છે! **અશિવપ્રસાદ** બોલ્યો.

મોહિનીએ કહ્યું "ઈચ્છા બીજી કાંઇ નથી પરંતુ તમે હવે કોઈ દિવસ જુગાર રમશો નહિ. એ એવી ખરાબ ચીજ છે કે જેણે કંઈ કંઈ લક્ષાધિપતી અને કરોડાધિપતિને પણ દોરી લોટો ભેરવાવી ભીખ માગતા કર્યા છે. જુગારથી મેળવેલું ધન પણ અધિક હોય તો તે ટકતું નથી. કેમકે બીજાનું ધન જાય છે ત્યારે એકને મળે છે. અને આ પ્રમાણે જેનું ધન જતું રહ્યું હોય છે તેની 'હાય' લાગે છે. અને તેથી તે ટકતું નથી. વળી જુગારની ટેવ એવી છે કે એક વખત લાગુ

પડયા પછી તે છૂટવી મહા મુશ્કેલ થઈ પડે છે. માટે આપ એવી ચીજથી દૂર રહેવાનું વચન આપો."

અશિવપ્રસાદ બોલ્યો. "તારો ઉપદેશ આ ક્ષણે મને અમૃતથી પણ અધિક મીઠો લાગે છે તેથી હવે હું કોઈ પણ દિવસ એને ઓળે પણ નહિ ઉભો રહું. પતિનું આ વાક્ય સાંભળી મોહિનીએ તરતજ ઉઠી હાર આપ્યો અને કહ્યું હે વ્હાલા ! જો એમ કરશો તો સુખીજ થશો.

અશિવપ્રસાદે હાર વેચી રૂા. લાવી દેવું પતાવ્યું છે. હવે તે મોહિનીને દરેક વાતે સુખ આપે છે. મોહિની પણ પોતાના સ્વામીની આજ્ઞા ઉઠાવવા હમેંશા તત્પર રહે છે. તેના સસરા ગરીબદાસ તો જે દિવસે પેલો કજીઓ થયો હતો; ત્યારના એવા થઈ ગયા છે અર્થાત્ હવે તેઓ પોતાની પુત્ર-વધુની દાઝ જાણે છે. સુરબાળાને પણ મોહિનીના આ સુખી સંસારની ખબર પડી છે. અને તેથી તેને પણ આનંદ થયો છે.

મોહિનીના સુખમાં વૃદ્ધિ કરનાર તેને એક પુત્ર રત્ન પ્રાપ્ત થયું છે. અશિવપ્રસાદ કે જે હવે અશિવ કહેવડાવવાને લાયક નથી તે તથા મોહિની પુત્ર રત્નને જોઈ પોતપોતાનાં પ્રાપ્ત કર્ત્તવ્યો સાધતાં સુખમાં દિવસો નિર્ગમન કરે છે.

अस्तु.

(સદ્વિવેકી વાંચકો આપણી આ વાર્તા પાંચ પ્રકરણ ચાલી, હવે આ સ્થળે પૂર્ણ થાય છે. હજી પણ જો તેને વધારે લંબાણથી ચલાવવી હોય તો એવા કેટલાએ પ્રસંગો

બાકી છે કે જેનું સ્વતંત્ર વર્ણન કરવા જતાં હજી બીજા ઘણાં પ્રકરણો ભરાય તેમ છે. પરંતુ તે સર્વનું વર્ણન આ પુસ્તકના પૂર્વના પ્રકરણમાં તથા હવે પછીના પ્રકરણમાં સ્વતંત્ર નિબંધ રૂપે આવી ગયેલું અને આવનાર હોવાથી આટલા વિવેચનથી સંતોષ માનવામાં આવેછે. આ વાર્તામાં રસજ્ઞતા લાવવાના પ્રયત્ન ઉપર લક્ષ આપવા કરતાં બહુધા બોધ આપવારૂપ કર્તવ્ય ઉપર વિશેષે કરીને લક્ષ અપાયુંછે તેથી કેટલાકને તે બરોબર ન લાગે તે સ્વાભાવિક છે; પરંતુ જેમ કડવું ઔષધ પીવાથી વ્યાધિની નિવૃત્તિ થાય છે તેમ આ બોધક લઘુ વાર્તાના પ્રકરણો ધ્યાનપૂર્વક વાંચી તદનુસાર પ્રયત્ન કરવાથી સુખી સંસાર સત્વર થઈ શકે તેમછે, અને તેટલા માટે પોતાના સંસારને સુખી જોવા ઈચ્છનાર દંપતિએ તેને બરોબર રીતે મનન કરી વાંચવાની તથા વર્તવાની જરૂરછેજ. તમે જો કાંઈક અંશે પણ તેમ કરવા શક્તિમાન થશો તો લેખકે લીધેલા શ્રમનું સાર્થક્ય થશે. )



## प्रकरण १५ मांना सिद्धांतो.

सुख अने दुःख ए परमात्मानी विभुती रुपछे. अने तेमां समानता राखी जे मनुष्य सुख काळे बहु हर्षित थतो नथी अने शोककाळे भयभित थतो नथी ते खरेखर विश्ववंदनीय छे. आथी आपणे प्रत्येक प्रसंगे अंतःकरणनी समान स्थिति राखवी जोइए. अने आवी पडेली स्थितिने भोगवी पछी तेमांथी ऊंचे

चढवानो प्रयत्न करवो जोइए. केमके वास्तव उन्नति अने सुख तेमांज रहेलां छे. केटलाक मनुष्योनो एवो स्वभाव होय छे के तेओ पोताने जरा कांइ दुःखनो प्रसंग आवे तो तेथी ढीलाढब बनी गभराइ जाय छे. आवा मनुष्योए मोहिनीना जीवननुं अवलोकन करवुं जोइए. तेमने तेमांथी घणो घणो बोध मळी आवे तेम छे.

२ सासरामां गमे तेटलुं दुःख होय तोपण सहनशीलता अने पतिसेवा भूलवी नहि. ए बेना सेवनथी दुख ते सुखना रुपमां फेरवाइ जशे. आजने आज कदाच ते नहि फेरवाय तो थोडो वखत रहीने पण ते फेरवाशेज.

३ पोताने माथे गमे तेटला दुःखना दिवसो आव्या होय तोपण.

પ્રસન્નતાને કદી ન ત્યજીએ, પ્રસન્ન સઉ સ્થિતિમાં રહીએ,<br>
કાંજે અચલ નથી દુઃખ સ્થિતિ, ક્ષણમાં ટળનારી લહીએ."

ए नियमने अंतःकरणमां सुवर्णाक्षरे कोतरी राखवो जोइए.



# પ્રકરણ ૧૯ મું.

## યુવાવસ્થાનાં કર્ત્તવ્ય



આઠમા પ્રકરણમાં યુવાવસ્થાનાં કર્તવ્ય સંબંધી થોડુંક વિવેચન થયું છે. પણ યુવાવસ્થાનું કર્તવ્ય એટલું વિશાળ છે કે તેનું જેટલું વિવેચન કરીએ તેટલું ઓછું છે અને તેને લીધેજ આ પ્રકરણમાં પુનઃ તે સંબંધી કાંઈક નવીન વીચારો તથા ઉપયોગી સૂચનાઓ આપવી ધારી છે.

**આરંભના શબ્દો.**

પ્રિય યુવકો! હાલ તમારી યુવાન વયછે. તમારૂં ચઢતું લોહી છે. આ સમયમાં તમે જે કાંઇ કામ કરોછો તેની અસર તમને તમારા ચઢતા લોહીને લીધે જણાતી નથી. આમ હોવાથી અનેક યુવકો ભૂલથી કોઇ કોઈ બાબતમાં ફસાય છે. તમારે તેનાથી દૂર રહેવાની જરૂર છે. અને પ્રત્યેક કામ કરતાં પૂર્વે વિચાર કરી જોવાની જરૂર છે. આ વિચાર કરી જોવાની ટેવ જ્યારે તમે પાડશો ત્યારે અનેક અહિતના પ્રસંગમાં જતાં તમારો બચાવ થશે.

**યુવકોનો મુખ્ય દુર્ગુણ.**

વર્તમાન સમય તરફ જોતાં યુવકોમાં સેંકડે પંચાણું ટકા વિષયેચ્છારૂપ મોટો દુર્ગુણ લાગેલો છે. વિષયેચ્છા ન રાખવી એવું અમારે કહેવાનો સવાલ નથી પરંતુ આ તો હદ ઉપરાંતની વિષયેચ્છાને વશ થવા-

રૂપ દુર્ગુણ યુવકોને લાગ્યો છે. આ દુર્ગુણના પરિણામમાં અનેક યુવકો પોતાના પ્રાપ્ત કર્તવ્યોને મૂકી ભર યૌવનાવસ્થામાં મરણને વશ થાય છે. કોટિ કોટિ પુણ્યના યોગથી મળતું આ માનવતનુ તેઓ ગુમાવી બેસે છે. આ શિવાય નાના પ્રકારના વ્યાધિઓને વશ પણ તેઓ થઈ ગયલા જણાય છે.

આ હદ ઉપરાંતની વિષયેચ્છાને ટાળવાને માટે આપણે શું શું કરવાની જરૂર છે. તેનું અલ્પ વિવેચન આ સ્થળે આપવું જરૂરનું ધારી આપીએ છીએ.

**મનનો સંયમ** મનને આપણા કાબુમાં રાખવું. મનને અધિન આપણે ન થવું. ઉત્તમ પ્રકારના **સુધારવાના ઉપાયો.** પુસ્તકોના વાંચનથી, ગુરૂ સંગથી, અને સત્પુરૂષોના સહવાસમાં રહેવાથી મન ઉપર કાબુ રાખવાની ટેવ ધીમે ધીમે હસ્તગત થતી જાય છે. અને તે સાધનોને જિજ્ઞાસુઓએ સાધવાની જરૂર છે.

**એકાંતવાસનો ત્યાગ** વિષયેચ્છા વધારે થવાનું કારણ ઘણે ભાગે સ્ત્રી પુરૂષોનો એકાંતવાસ હોય છે. આથી એવા મનુષ્યોએ બનતા સુધી એકાંતવાસ વધારે સેવવો નહિ. આ સામાન્ય ઉપાયથી પણ ઘણો સુધારો થઈ શકશે.

**શૃંગાર પ્રચુર બિભત્સ નવલકથાનો ત્યાગ.** શૃંગાર રસથી ભરેલી અશ્લીલ શબ્દોવાળી નવલકથા યુવકોએ કદી પણ વાંચવી નહિ. કેમકે એનાથી મન ઊંધી દિશામાં જાય છે. તેથી તેમણે તો ઉત્તમ પુસ્તકોજ વાંચવાનો અભ્યાસ રાખવો,

આ ત્રણ ઉપાયો વિષયેચ્છાને અટકાવવાને જરૂર પુરતા છે. બીજા પણ કેટલાક ઉપાયો આને માટે છે. પરંતુ મુખ્ય મુખ્ય બાબતો આમાં આવી ગયેલી હોવાથી તેનું વિવેચન નિરર્થક છે. જેમ નદીનું સઘળું જળ એકઠું થઈ સમુદ્રમાં જાય છે તેમ **મનના સંયમમાં** બીજા સઘળા ઉપાયોનો સમાવેશ થઈ જાય છે. આથી જે કાંઈ કરવાનું છે તે મનના સંયમ અર્થે કરવાની જરૂર છે. મનનો સંયમ શાથી રહી શકે છે તે પણ આપણે ઉપર જણાવ્યું છે આ શિવાય મનના સંયમમાં પ્રાણાયામ શુદ્ધ સાત્વિક આહારનું સેવન વીગેરેની જરૂર છે અને તેથી તે ઉપાયો પણ સાધવાની જરૂર છે. પ્રાણાયામનો ઉપાય મનને સ્થિર કરવા માટે અમોઘ છે. અને તે કદી પણ નિષ્ફળ થતો નથી. આથી મન જ્યારે પણ અધોગામિ થાય છે ત્યારે આ પ્રાણાયામના પ્રયોગથી તેને શાંત કરવું જરૂરનું છે.*

**ઉદ્યોગ સંબંધી.** યુવાવસ્થામાં પ્રાપ્ત કરેલું ઘડપણમાં કામ આવે છે તેથી યુવાવસ્થામાં કાંઇ પણ ઉદ્યોગ કરી દ્રવ્ય સંપાદન કરવાની જરૂર છે. જે આ પ્રમાણે નથી કરતા તેઓ આખરે દુઃખી થાય છે. અને તેથી ઉદ્યોગ યુવકોએ કરવોજ જોઇએ.

---

* પ્રાણાયામ સંબંધી સઘળી માહિતી આપનાર પ્રાણાયામ નામનું પુસ્તક અમારા તરફથી પ્રકટ થયું છે. જીજ્ઞાસુએ અધિક જાણવા માટે તે ગ્રંથ અવલોકવો મૂલ્ય આઠ આના પોષ્ટેજ ૦-૧-૦

પણ તે સાથે એટલી સાવધાનતા રાખવાની જરૂર છે કે ઉદ્યોગ આપણા ગજા પ્રમાણેનો હોવો જોઇએ. ગજા ઉપરાંતનો કરવાથી જીવનબળનો નાશ થાય છે.

વર્તમાન સમય તરફ જોતાં મનુષ્યોનો એકજ ઉદ્દેશ હોય છે અને તે ગમે ત્યાંથી ધન પ્રાપ્ત કરવાનો હોય છે. તેનીજ પ્રાપ્તિ અર્થે તેઓ કંઈ કંઇ ઉદ્યોગો કરે છે. કોઈ નોકરી કરે છે, કોઈ વ્યાપાર કરે છે, અને આ પ્રમાણે પ્રત્યેકમે ભિન્ન ભિન્ન ઉદ્યમ હોય છે જ. આ ઉદ્યમો કરતી વખત શરીરના તથા મનના બળનો પુષ્કળ ક્ષય થઈ જાય છે. અને તેના અર્થાત્ મોટા વ્યાધિના ભોગ થઇ પડેલા હોવાથી તેમનાથી કામ થઈ શકતું નથી. માટે યુવકોએ આ બાબત ખાસ સંભાળ રાખવાની છે. તેમણે પોતાના અંતઃકરણમાં સમજવું જરૂરનું છે કે ધન પ્રાપ્તિનો વાસ્તવ ઉદ્દેશ તે પણ સુખને માટે છે. હવે એની પ્રાપ્તિ માટે અથાગ પરીશ્રમ કરી શારીરિક પ્રાપ્ત સુખનો નાશ કરવો એ શું ઇષ્ટતમ છે ? હાથમાં આવેલાં સ્પર્શમણીને ત્યજી અવર પદાર્થની ઈચ્છા કરવી એ જેમ મૂર્ખતા ગણાય છે, તેમ પ્રાપ્ત સુખને ગુમાવી બીજાની આશા રાખવી તે પણ મૂર્ખતાજ છે. પ્રિય બંધુઓ ! જરા પાછા વળો અને જુઓ તમારા જીવનની પ્રણાલિકા તમે કેવી રીતે ચલાવો છો ? વ્યવહારમાં આપણે એક ગરીબમાં ગરીબ મનુષ્યને પૂછીએ કે હું તને પાંચસો રૂપિયા આપું તો તેના બદલામાં તું મારો અમુક વ્યાધિ લે છે ? ગરીબ

મનુષ્ય જો વિચાર કરવાના સ્વભાવવાળો હશે તો તરતજ કહેશે કે ના ભાઈ, મારે વ્યાધિ લેવો નથી. અને રૂપિયા પણ જોઇતા નથી. આમ કહેવાનું કારણ એટલુંજ છે કે જીવન કિંમતી છે. તે જતું રહેતાં પાછું મળે તેમ નથી. યુવકોએ આ બાબતને સમજવી જોઇએ. અને ઉદ્યમ વખતે પોતાના જીવન બળની પણ સંભાળ રાખવી જોઇએ.

**ઉડાઉપણું.** યુવકોએ ખાસ કરી પોતાના ઉડાઉપણાને કાઢી નાંખી કરકસરથી રહેવું જોઇએ. કરકસર શબ્દનો અર્થ એવો નથી કે ખાવા-પીવામાં પણ કસર રાખવી. પરંતુ તેનો અર્થ એવો છે કે કોઇ વસ્તુમાં નકામા પૈસા ફેંકી દેવારૂપ પ્રવૃત્તિ ન કરવી. યુવાવસ્થામાં યુવકો ઓછું ધન પ્રાપ્ત કરે તોપણ જો તેઓ ઉડાઉ નથી હોતા તો પોતાની વૃદ્ધાવસ્થા આવતાં સુધીમાં ઘણો સારો સંચય કરી શકે છે. તેનાથી ઉલટું ઉડાઉ મનુષ્ય ગમે તેટલું કમાતો હોય તોપણ એક પાઇ બચાવી શકતો નથી. આ પ્રમાણે હોવાથી આવકના હમેંશા ભાગ પાડવા જોઇએ.

**આવકના ભાગ.** આપણને જે આવક હોય તેની શી શી વ્યવસ્થા કરવી. અને તેના ભાગ કેવી રીતે પાડવા તે સંબંધમાં સર્વ સામાન્ય રીતે કાંઈક લખવું અયોગ્ય નહિજ ગણાય.

**આવકનો પહેલો ભાગ.** આપણી જાતના ઉપયોગ માટે, તથા સ્ત્રીપુત્રના ઉપયોગ માટે કાઢવો. આમાં ઘરમાં જોઈતી અનાજ આદીની વસ્તુઓ લેવી. લુગડાં લેવાં વીગેરેનો પણ સમાવેશ થઇ જાય છે.

**આવકનો બીજો ભાગ.** ઉપયોગી પુસ્તકો લેવા, કોઈ સગાંસંબંધીને જરૂર પડે તો મદદ કરવી, વીગેરે કામમાં વાપરવો.

**આવકનો ત્રીજો ભાગ.** બેલેન્સ ખાતે અર્થાત્ ભીડની વખતે સાજા માંદા પડીએ તે વખત વાપરવા અનામત રાખવો.

આ પ્રમાણે ત્રણ રીતે આવકના ભાગ પાડી દેવા જોઈએ એટલુંજ નહિ પણ જેમણે અનુકૂલતા હોય તેમણે તો વર્ષ દિવસની પોતાની આવકનો અંદાજ કાઢી પછી તેના વિભાગનું પણ બીલ તૈયાર કરી રાખવું જોઇએ. આ પ્રમાણે પોતાની આવકના ભાગ પાડનાર યુવક આખરે સુખી થયા શિવાય રહેતો નથી.

**યુવકોએ સંભાળવા જેવી બાબત.**

યુવાંવસ્થામાં ખાસ સંભાળવાનું હોય તો **સંગતિ** છે આ સંગતિ દોષને લીધે યુવકો ઘણેભાગે અધોગતિને પામ્યા જાય છે. તેથી તેમણે આ બાબત ઉપર ધ્યાન આપી સારી સંગતિજ કરવી. જોઇએ. સારી સંગતિને લીધે બુદ્ધિ નિર્મળ થાય છે. અને

બુદ્ધિ નિર્મળ થવાથી સુખની પણ પ્રાપ્તિ થાય છે. આથી સારી સંગતિ કરો અને સારા પુસ્તકોનું વાંચન રાખો. કેમકે સારા પુસ્તકોનું વાંચન તે પણ એક સુસંગતિજ છે.

યુવકોએ સંભાળવા જેવી બીજી બાબત એ છે કે તેમણે હમેંશા માયાળુ થવું. વૃદ્ધોપ્રતિ તેમનું વર્તન એવું તોછડાઈ ભરેલું જોવામાં આવે છે કે ન પૂછો વાત. પરંતુ આગળ જતાં આપણે પણ વૃદ્ધ થઈશુંજ એ વિચારથી તેમની સાથે નમનતાઈથી વર્તવાની જરૂર છે. કેટલાક યુવકો કહે છે કે **અમે નવા વિચારના** તેઓ અમારી સાથે ગમે તેમ બોલવા આવે તે અમે શી રીતે સહન કરીએ તેમણે પણ કદાચ તેમના જુના વિચાર હોય તો તેના ઉપર અલક્ષ કરી વૃદ્ધ તરીકે પણ તેઓ વંદનીય છે એમ ધારીને પણ તેમની સાથે નમનતાઈથી વર્તવું જરૂરનું છે. આ શિવાય યુવકોએ એક પત્નીવ્રત, સંતોષ, વીગેરે ગુણો પોતાનામાં વધારવા જોઈએ. તથા અંતઃકરણને આધ્યાત્મિક બળથી સંપૂર્ણ ભરવું જોઇએ. કેમકે તેનાથીજ યુવાવસ્થાનું કર્તવ્ય યથાર્થ રીતે સમજી શકાશે.

---

## प्रकरण १६ मांना सिद्धांतो.

१ अति विषयेच्छा अटकाववाने माटे बे उपाय छे. मननो संयम अने प्राणायाम.

२ उद्योग करती वखते शारीरिकबळनी खास संभाळ राखवी-
अने कमाणीना विभाग पाडी ते विभाग प्रमाणे खर्च करवो.

३ संगति दोषथी बचवुं. अने हमेंशा सारा मनुष्योनी संगति करवी.

४ वृद्धो प्रति तोछडाइवाळुं वर्त्तन न राखतां मायाळुं थवुं.

५ एक पत्निव्रत, संतोष इत्यादि गुणो धारण करवा, अने आध्यात्मिकबळ वधारवुं.

---

## પ્રકરણ ૧૭ મું.

## સાચો વશીકરણ મંત્ર.

( એક લઘુ વાર્તા. )

---



મ ! મારાથી દૂરને દૂર રહેતા હતા. મારૂં કહ્યું. કાંઈ કરતા નહોતા, તે આજે મારા થઇ ગયા છો. જોયું કે મારૂં જાદુ." રાત્રે વાળુ કર્યા પછી પોતાના પતિને મુખવાસ આપતાં હસતાં હસતાં વિમળા બોલી.

રામમોહને જણાવ્યું મને કહે તો ખરી, તેં શું જાદુ કર્યો છે! મને પણ ખરેખર અજાયબીજ લાગે છે !

વિમળાએ કહ્યું, એ કહેવાય એવું નથી. હુંજ અજાયબીથી ભરેલી છું. અરે! તેનાથી પણ આગળ વધીને જણાવું તો કહું છું કે તમે પણ અજાયબીથી ભરેલા છો. ત્યાં પછી અજાયબીનું શું પૂછવું.

"તું શું બોલે છે તે મને સમજાતું નથી." રામમોહને કંટાળી કહ્યું.

"એમ સમજવું સહેલું નથી તો," હાસ્ય કરીને વિમળા બોલી. મારૂં જાદુ એવું છે કે કદાચ તમે જાણી લો તો પછી મારે તમારી ઉપર દાવો કરવો પડે. પણ મેં કાંઈ એ પેટંટ કરાવ્યું નથી કે જેથી મારી ફરીઆદ ચાલી શકે. માટે મારે તો એ ગુપ્તજ રાખવાનો છે.

"ગુપ્ત રાખશે તો પેટમાં ખદબદ થશે." સ્ત્રીઓના સ્વાભાવિક ચારિત્ર્યનું ભાન કરાવતાં રામમોહન બોલ્યો!

વિમળાએ કહ્યું, નાથ! તેની ચિંતા રાખશો નહિ. તમે મને અત્યારે સ્ત્રી સ્વભાવનું જે આડકતરી રીતે કટાક્ષમાં વર્ણન કર્યું છે પણ તેવી હું નથી. સ્ત્રીઓના પેટમાં કાંઈ વાત ટકતીજ નથી. એવી જે કહેતી પડી ગઈછે, તેને તો હવે બહુ કાળ થયો છે. સ્ત્રીઓ કેવાં કેવાં કામ કરે છે તેની એવી કહેવત જોડી કાઢનાર મનુષ્યને ખબરજ ન હોવી જોઇએ. જરા સ્ત્રી ચરિત્ર વાંચો એટલે તમને પણ તેની ખબર પડે!

આમ આડી ઉતરી કદાચ તું છટકવા માગશે પણ તેમ બનવાનું નથી. ચાલ કહી દે તેં શું જાદુ કર્યું છે. કયા ફકીર

કે ઓલીયા પાસે તું શીખી લાવી છે તે તો જણાવ રામમોહને ફરી પાછું પૂછયું,

વિમળા સ્મિત કરી બોલી ફકીર ઓલીયા પાસે તે એ જાદુ શિખાતું હશે ! બળ્યું એટલોએ વિચાર નથી કરતા.

"ત્યારે શું કોઇ બાવા પાસે કે જોગી જતી પાસે શીખી." રામમોહન અધિરો થઇ બોલ્યો.–

બાવો કે જોગી જતિ તે રડયા શું શીખવતા હતા, હું સર્વને શીખવું તેવી છું વિમળા બોલી.

"ત્યારે તું તે પરમેશ્વરની દીકરી છે કે જેથી તને એ જાદુ વારસામાં મળ્યો." રામમોહને વ્યંગમાં પૂછયું.

વિમળા બોલી, હા. હું પરમેશ્વરની દીકરીજ છું સર્વ જગત પરમાત્માથી ઉત્પન્ન થયું છે. અને આખી સૃષ્ટિના પિતા તેજ છે. એટલે તમે મને પરમેશ્વરની દીકરી કહો તેમાં મને કાંઈ ખોટું નથી. લો હું જ કહું છું કે મને એ જાદુ વરસામાંજ મળ્યું છે. પરમેશ્વર મને એકલીને નહિ પણ સર્વને એનો વારસો આપે છે જ. પણ મનુષ્યો તેમાથી અજ્ઞાત રહે છે અને તેનો ઉપયોગ કરતા નથી અરે હું મનુષ્યની તે કયાં વાત કરૂં તમે પોતે પણ તેને જાણુતા નથી. શિવ ? શિવ ?

રામમોહન ક્રોધિત થઈ બોલ્યો કેમ હવે તારે સ્પષ્ટ બોલવું છે કે વાત વધારી દેવી છે. વધશે તો પછી તેનું પરિણામ ઠીક નહિ આવે.

વાત વધશે તો ટુંકી કરતાં ક્યાં વાર છે ? માપ મારા હાથમાં છે તો તમારૂં પરિણામ તમારી પાસે રહેશે, ઉસ્તાદ વિમળા બોલી.

હવે નાહક આવી ખોટી વાતો છોડી મુદ્દાની વાત ઉપર આવો તો મ્હોટી મહેરબાની થાય રામમોહને કંઈ પણ ન ચાલવાથી છેવટે નમ્રતાનો આશ્રય લઈ કહ્યું.

ખરેખર નમ્રતાનો આશ્રય જ્યાં લેવામાં આવે છે ત્યાં અદ્ભુત પરિણામ પ્રકટે છે જ. કોઇ પણ મનુષ્ય ઉપર તેની અસર થયા શિવાય રહેતી નથી. રસ્તે ચાલનાર કોઇ અપરિચીત મનુષ્યને પણ જો તમે નમ્રતા પૂર્વક કાંઇક કહેશો તો તે તમારૂં કહેવું સાંભળશેજ. રેલ્વેટ્રેનમાં ખીચોખીચ મનુષ્ય બેઠા હોય તો પણ તેમાંથી એકાદને આ નમ્રતા પૂર્વક તમે કહેશોકે ભાઈ જરા બેસવા દેશો તો એ સંકોચાઇને બેસીને પણ તમને માર્ગ આપશે. આ પ્રમાણે હોવાથી એટલું તો નક્કી છે કે મનુષ્ય નમ્રતાના ગુણને લીધે જે કાંઇ કરવા ધારે તે કરી શકે છે. રામમોહનની પત્ની વિમળા ઉપર પણ આની અસર થઈ. રામબાણ કોઇ પણ દિવસ નિષ્ફળ થયલું સાંભળ્યું છે ! અમૃતપાન કર્યા પછી મૃત્યુનો ભય શું સંભવિત છે ! ના કદી પણ નહિ. આથી વિમળા ઉપર પણ રામમોહનના આ વચનોની અસર ન થાય એ કેમ બને ! તરતજ તેના ઉપર અસર થઈ અને તે નીચે પ્રમાણે બોલી.

હૃદયેશ્વર ? ધીરા થાઓ. આટલી બધી ઉતાવળ શાને માટે કરો છો? શાંતિ રાખવાથી સર્વ મળે છે એ વાક્ય શું તમે ભૂલી ગયા! વશીકરણ અથવા મારૂં જાદુ તમને કહેવાનોજ મારો વિચાર છે. એથીજ મેં આ વાતને ઉપાડી હતી. જો મારે કહેવાનો વિચાર ન હોત તો એ વાત હું ઉકેલત શું કરવા. જેમ બાજીગર પોતાને રમત કરવી હોય છે ત્યારેજ પોતાની ઈંદ્રજાળ ઉકેલે છે. તેમ આ વિમળાને પણ એ વાત આપને જણાવવાની ઈચ્છા થઇ છે તેથીજ તે ઉપાડી છે.

મારો જાદુ એ અન્ય નથી. તમે પણ જાણીને આશ્ચર્ય પામશો કે આ તો સામાન્ય છે. હવે હું તમને જણાવું છું કે મારો જાદુ એ **પ્રેમ** છે. આપના પ્રતિ વિશુદ્ધ અંતઃકરણના પ્રેમથી આપની સહભાગિની તરીકે આપની હું સેવા કરૂં છું. અને મારી એ અનન્ય સેવાને લીધે આપ મારા થઈ ગયા છો.

રામમોહન બોલ્યો. આ તો હું જાણતોજ હતો. અરે પહેલાથી તે કહી દેવું હતુંને ? વાત નહિ, અને વાતનો પાયો નહિ. આ તો 'માથા કરતાં પાઘડી બહોતરી' ના જેવો ઘાટ થયો.

વિમળાએ કહ્યું હુંજ પ્રથમ કહેતી હતીને કે એને તમે પણ જાણો છો. પરંતુ માત્ર તમે તેને જાણો છો અને મેં તેને આચારમાં મૂકયો છે એટલોજ આપણા બે વચ્ચે તફાવત છે.

રામમોહને કહ્યું, પણ વ્હાલી આ સામાન્ય સરખા પ્રયોગથી આવું અદ્ભુત કાર્ય થઈ શકે એ શું સંભવે છે?

વિમળા બોલી, ના કેમ સંભવે? હાથ કંકણને આરસીની શી જરૂર? દાખલો કાંઈ શોધવા જવો પડે તેમ નથી મારોજ દાખલો લ્યો કેમ મારા પ્રયોગથી તમે હાલ મારા થયા છો કે નહિ?

હા અવસ્ય, રામમોહને પોતાની પ્રિયાને એક ચુમ્બન લેતાં જણાવ્યું.

પ્રાણેશ! વિમળા બોલી આ પ્રેમ એજ અમારે સ્ત્રીઓનું વશીકરણ છે. કેટલીક સ્ત્રીઓ આ વશીકરણને માટે જોગી જતી પાસે જઈ પોતાના પતિ ઉપર કેટલાક તાત્રિંક પ્રયોગ કરાવે છે પણ તેનું પરિણામ કોઇ પણ જગ્યાએ સારૂં આવેલું મારી જાણમાં નથી. ઉલટું 'ખાડો ખોદનાર પડે' એ જન પ્રચલિત કહેવત પ્રમાણે એનાથી એ સ્ત્રીને તેમજ તેના પતિને ઉભયને નુકસાનજ થાય છે. માટે આવા ખોટા પ્રયોગો કરાવવાની ઈચ્છા કોઈપણ સ્ત્રીની ન જ હોવી ઘટે. કેમ ખરૂંને?

રામમોહને કહ્યું એક વખત નહિ પણ હજાર વખત ખરૂં. પણ તારા જેવું અન્ય સ્ત્રીઓ સમજતી હશે ત્યારે ને!

વિમળા બોલી. ઘણી ખરી સ્ત્રીઓ તો આ વાતને સમજે છે. આવા પ્રયોગો કરાવનાર નીચ સ્ત્રીઓ તો કોઇ કોઈજ હોય છે. પણ તેઓને લીધે આખા સમાજને માથે તેમના

અપકૃત્યનો જવાબ આવી પડે છે. ખરેખર એવી સ્ત્રીઓ તો નર્કની જ અધિકારીણી છે.

રામમોહને જણાવ્યું, 'વહાલી ! આ તારી સઘળી વાત યથાર્થ સત્ય છે. પણ મને એક શંકા ઉત્પન થાય છે કે પ્રેમ જેવા સામાન્ય પ્રયોગને લીધે આવું અદ્ભુત પરિણામ પ્રકટતું હશે !

હાસ્ય કરીને વિમળા બોલી, હજી પણ શંકા રહી ખરીને ! પ્રેમનુંબળ એટલું બધું છે કે તેને કાંઈ પણ અશકય જેવી વસ્તુ નથી પ્રેમની ઉત્પતિ પરમાત્મામાંથી છે. અર્થાત્ પ્રેમમયજ પરમાત્મા છે એમ કહીએ તો તે પણ ખોટું નથી. જેમ નાના સરખાં વેદના અથવા ઉપનિષદ્‌ના મંત્રમાં અદ્ભુત સામર્થ્ય રહેલું છે, તેમ આ પ્રેમના સંબંધમાં પણ છે. પ્રેમ એ પણ એક મંત્ર છે અને તેના જાપથી ધારેલું ફળ મળે છે. મારે આ સ્થળે જણાવવું જોઈએ કે કેટલાક આ સ્થળે વિષયપ્રેમને પ્રેમ કહેશે. પણ પ્રેમનું શુદ્ધ સ્વરૂપ એ તદ્દન જુદું જ છે. વિષયપ્રેમ એ ક્ષણીક છે. ત્યારે આ અખંડ છે. પ્રેમનું શુદ્ધ સ્વરૂપ હૃદયની તથા તનની મનની એમ સર્વાંગની એકતા છે, અને આ એકતાને ધારણ કરનાર દંપતી જ સુખી છે. તેમના જ ગૃહસ્થાશ્રમને ધન્ય છે.

તમારૂં કહેવું હવે મને બરોબર સમજાયું પ્રેમની કિંમત હવે ખરેખરી રીતે મારા લક્ષમાં આવી. જેમ નાની સરખી અગ્નિની ચીનગારી મોટા મહાલયને પણ ભસ્મિભૂત

કરવાને માટે બસ છે. તેમ ગમે તેટલા વિરોધીપણાને ટાળવાને આ પ્રેમજ જબરજસ્ત સાધન છે. પણ મનુષ્યને તેની કિંમતજ કયાં છે. વાંદરાના હાથમાં ચિંતામણી હોય તો તેની તેને કાંઈ કિંમત હોતી નથી. તે તો તેને સામાન્ય કાચ ગણી ઉપેક્ષા કરે છે, તેમ મનુષ્યો પણ આ પ્રેમની ઉપેક્ષાજ કરેછે. જનસ્વભાવની સ્વાભાવિક પ્રકૃતિનું દર્શન કરાવતાં રામમોહને જણાવ્યું.

" અરે તમે પણ આજ સુધી તેમનાંજ હતા") વિમળા બોલી મેં તમને જણાવ્યું ત્યારે કે ?

" હા, તેટલા માટે તારો ઉપકાર અને આભાર " રામમોહન બોલ્યો.

" હવે બસ થયું " મારે ઉપકાર કે આભાર જોઈતો નથી, કેમકે કદાચ આભારના ભાર નીચે દબાઈ જશો તો મારેજ તેમાંથી છૂટા કરવા પડશે." વિમળા સ્મિત કરી બોલી.

એમ કે "લે ત્યારે આભાર નથી માનતો થયું." રામમોહને કહ્યું.

'ત્યારે તો તમારા હૃદયની કૃતઘ્નતા કહેવાય.' વિમળા બોલી.

અરે ! હવે મારે તે શું કરવું? રામમોહને અકળાઇને જણાવ્યું આભાર માનુ તેમાં આભારનો ભાર લાગે અને ના માનું તેમાં હૃદયની કૃતઘ્નતા કહેવાય આ દુઃખ તે મારે કોને જઇને કહેવું ?

કોને જઈને શું મને જઈને કહેવું વિમળાએ પૂર્ણ પ્રેમથી પતિના ખોળામાં શયન કરતાં જણાવ્યું.

રામમોહન તેના ચંદ્રજેવા મુખ ઉપર એક ચુમ્બન લઈ બોલ્યો ખરેખર તું ઉસ્તાદ તો બહુ છે !

વિમળાએ કરેલો વશીકરણરૂપ પ્રેમનો પ્રયોગ પ્રિય દંપતી તમે પણ ક્યારે કરીને એક બીજાને વશ થઈ રહેશો. અર્થાત્ એકતાને પામશો.



## प्रकरण १७ मांना सिद्धांत.

स्त्रीए पुरुषने अने पुरुषे स्त्रीने वश करवानो एकज अमोघ उपाय छे आ उपाय करवाने माटे तेने कांइ जोगी जतीनो आश्रय लइ कामण टुमण करावबानी जरुर नथी. कांइ देश परदेश भटकवानी जरूर नथी, केमके ते घर बेठांज थइ शके तेम छे अनें आ उपाय ते अन्य नहि पण अंतःकरणनो विशुद्ध अने निर्मळ प्रेम छे.



# પ્રકરણ ૧૮ મું.

## કેટલાક હાનિકારક રીતરિવાજો.



આ પણા હિન્દુ સંસારમાં હાનિકારક રીતરિવાજો એટલા બધા પ્રમાણમાં છે કે જો તેનું આપણે પ્રથક પ્રથક વર્ણન કરવા બેસીએ તો એક મોટું પુસ્તક ભરાય તેમ છે પરંતુ આ સર્વ સામાન્ય પુસ્તકમાં તેમ કરવું ઉચિત નહિ ધારતાં માત્ર સંક્ષિપ્તમાંજ તે આપીએ છીએ.

**રોવા કૂટવા વિષે**

આપણામાં કોઈ મનુષ્યનું મૃત્યુ થાય ત્યારે રડવા કૂટવાનો રિવાજ જાણે એક મુખ્ય કર્તવ્યરૂપે હોય તેમ થઈ ગયો છે. અવશ્ય કરી પોતાનું પ્રિય સગું ગુજરી જાય તો તેના સ્નેહભાવને લીધે આપણને રડવું આવે તે સ્વાભાવિક છે. પણ તેની એ હદ હોય છે. પરંતુ અત્ર તો તદ્દન ઉલટોજ પ્રકાર જ્યાં ત્યાં વિસ્તારને પામ્યો છે. કેટલાંક બૈરાંઓ તો પોતાની છાતીમાં લોહી ચઢી આવે ત્યાં સુધી કૂટે છે. અને આ પ્રમાણે કૂટનાર સ્ત્રીને પેલા મરનારની બહુ લાગણી છે તેમ દર્શાવે છે. ભોગ જોગે કદાચ કોઈ સ્ત્રીને કૂટતાં બરાબર ન આવડતું હોય તો 'અલી આને તો કૂટતાં એ નથી આવડતું' એમ કહી અન્ય સ્ત્રીઓ તેની હાંસી કરે છે-

રડવા કૂટવાના હિમાયતી અને તેમાં અગ્રેસર થએલાં મહિલામંડળના પણ પ્રમુખ હોય છે. આ પ્રમુખ પણ સ્ત્રી જ હોય છે અને તે લાંબા રાગે રાજીયા ગાય છે. અને મરનારને માટે દીલગીરી જાહેર કરે છે. પણ અમે તેમને પૂછીએ છીએ કે આ શું ખરી દીલગીરી છે. મરનારની પાછળ રડવું કૂટવું એટલામાંજ શું દીલગીરી શબ્દનો અર્થ સમાઈ જાય છે? ના, કદી પણ નહિ. રડવા કૂટવામાંજ જે દીલગીરી શબ્દનો સમાવેશ કરી દે છે તે જેમ રેતીના રણમાં ઝાંઝવાના જળના સુંદર સરોવરની કલ્પના કરવામાં ભૂલ કરતા હોય છે તેમ તેઓ પણ ભુલજ કરે છે. રડવું કૂટવું એ દીલગીરીનું માત્ર કાંઈક અંશનું બહારનું સ્વરૂપ છે. અને એ સ્વરૂપને જોઈને તેમનું અંદરનું સ્વરૂપ પણ તેવુંજ હશે એમ માનવું તે પણ અસ્થાને છે. ખરેખરી દીલગીરી બહારની નહિ પણ અંતરની ગણાય છે. અને આ અંતરની દીલગીરીવાળા મનુષ્યને

કયાં જવું ને શું કરવું હવે, સ્વલ્પ ન કંઈ સમજાય છે.
અંતર અતિ અમુઝાય છે, વાણીથી જે ન કથાય છે.

આ પ્રકારની સ્થિતિનો અનુભવ થતો હોય છે.

તમારા પ્રિય જનોના મરણ પ્રસંગે તમને આવી અંતરની દીલગીરી કદી થઇ છે ? હા, તો તમે તેને માટે શું કર્યું ? માત્ર આંખમાં અશ્રુ લાવી તેને માટે ઝુર્યા એટલુંજને. પણ બંધુ ! વિચારી જુઓ, આ ખરી દીલગીરી નથી. તમે તમારી આંખમાં આંસુ લાવ્યા સંબંધીના મરણના વિયોગથી ઝુર્યા,

પણ તેમાં તમારા એ સ્વર્ગવાસી સંબંધીનું શું વળ્યું? તેનું શું હિત સધાયું! તમે રડ્યા, તમે અકળાયા તેથી તેને શું? શું આથી તમે તેને માટે અંતરની દીલગીરી ધરી છે, એમ કહી શકાય? કદી નહિ, અંતરની દીલગીરી ત્યારેજ કહેવાય કે તમે તેના સ્વર્ગીય આત્માની ઉન્નતિ માટે પરમાત્માની સાચા અંતઃકરણથી પ્રાર્થના કરી હોય, તેની પાછળ પુરાણ અને ધર્મના ગ્રંથો વંચાવ્યા હોય, તેની પાછળ ધર્મદાન કર્યું હોય, અને તેની જેમ બને તેમ ઉન્નતિ થાય તે અર્થે બ્રહ્મભોજન ઈત્યાદિ કરાવ્યું હોય, તો તેનેજ ખરી દીલગીરી કહેવાય છે. **રડવું એ માત્ર ઉપરની દીલગીરી છે, અને મરનાર પ્રાણીની ઉન્નતિ અર્થે પાછળ પ્રયત્ન કરવો એ ખરી દીલગીરી છે.** આ સૂત્રને બરાબર જાણો અને તેને આચરણમાં મૂકવા પ્રયત્ન કરો. મરનારની પાછળ હદ ઉપરાંતનું રડ્યા કરવાથી શું તે પાછું આવે તેમ છે! નાં, તો વિનાકારણ તેમ કરવાનું શું પ્રયોજન! તમે મરનારના ખરા હિતસ્વી હો, મરનારના અંતઃકરણની દાઝ જાણનાર હો, તો રડવાનું છોડીદો. અને તેનું ભલું થાય તેમ ઇશ્વરપાસે માગો. આથીજ તમે તેના ખરા દાઝ જાણનાર કહેવાશો.

ગરૂડપુરાણ જેવા ગ્રંથમાં પણ રડવા કૂટવાનો નિષેધજ કરેલો છે. તેમાં એમ જણાવવામાં આવ્યું છે કે રડવા કૂટવાથી મરનારના જીવને અત્યંત દુઃખ થાય છે.

આ રડવા કૂટવાનો રિવાજ બંધ કરી તેને બદલે શું કરવું તે આપણે ઉપર જણાવ્યું છે તો પણ તે સંબંધમાં અધિક માહિતી બાબુ કેશવચંદ્રસેન નીચે પ્રમાણે આપે છે.

૧ મનુષ્યનો અંતકાળ નજીક દેખાતો હોય તેવે વખતે તે સ્થળે કોઇ પણ જાતની અનાસ્થા કે કકળાટ થવો જોઇએ નહિ×

૭ તેની પાસે વારંવાર પ્રાર્થનાઓ કરવી, ભકિતનાંપદો ગાવાં, ધાર્મિક ગ્રંથો વાંચવા, અને તેનું ચિત્ત પરલોક તરફ દોરવું તેની સાથે જે કાંઇ પણ વાતચીત કરવી તે પણ સ્વર્ગલોક ત્યાંનો વિશુદ્ધ આનંદ, શાશ્વતસુખ, અને અખંડ સમાધાન, એ બાબતનીજ કરવી.

૧૦ આવા પ્રસંગે સગા વ્હાલાંઓએ અથવા ઇષ્ટમિત્રોએ દુઃખ કરીને કે શોક કરીને તેનું ચિત્ત વ્યગ્ર કરવું નહિ. તેનું મન સંસાર તરફ નીચે નહિ વાળતાં સ્વર્ગ તરફ ઉંચે વાળવું.

૧૧ મૃત્યુવશ થયા પછી તે મરનારના છેક નજીકના સગાં વ્હાલાંઓએ અને ઇષ્ટ મિત્રોએ પ્રેતની આસપાસ બેસવું. અને પ્રાર્થના કરવી કે,–

હે દુઃખ અને સંતાપને હરનાર પ્રભો? આજ તું અમારા આ અત્યંત પ્રિયબન્ધુને આ લોકનાં કલેશમય દુઃખો અને અડચણોમાંથી મુક્ત કરીને ત્હારી પોતાની પાસે લઇ

---

× નવ સંહિતા અન્ત્યેષ્ઠિ અથવા પ્રેત સંસ્કાર પૃષ્ઠ, ૧૨૫.

ગયો છે. તેના આત્માનું આજ અનંત કલ્યાણ થયું છે ? તો પણ અમે મનુષ્યો દુર્બળ છીએ, જેથી તેના વિયોગને લીધે અમોને અસહ્ય દુઃખ થાય છે ? અમારૂં અંતઃકરણ અત્યંત વિહ્વળ થાય છે. અમારા દુઃખના આંસુ લુછીને અમારા મનને તુંજ શાંત કર. ત્હારી મંગળમય ઈચ્છા પ્રમાણ ભૂત માનવાને માટે તુંજ અમો દીનજનોને ધીરજ આપ. હે પરમાત્મા ! આ અમારા મૃત મિત્રના આત્માને સદાકાળ ત્હારી પાસે સ્થાન આપ ? તેનો ઉદ્ધાર કર ? અને તેને સદ્ગતિ આપ ?

૧૨ મનુષ્ય મરણ પથારીએ પડયો હોય તે સમયે પ્રભુના નામ સ્મરણ જેવું મધુર તેને બીજું કાંઇ લાગતું નથી. માટે એવા પ્રસંગે જે કોઈ તેની પાસે હાજર હોય તે સર્વેએ પ્રભુના નામનો એકસરખી રીતે મ્હોટેથી ઉચ્ચાર કર્યા કરવો. અંતકાળે પ્રભુના નામનું સ્મરણ કરવાથી મનુષ્યના મનમાં આનંદ થાય છે અને તેને મરણનો ભય લાગતો નથી.

૨૫ શબને અગ્નિ લગાડતી વખતે બોલવું કે.

પ્રભુના નામથી મ્હારા પ્રિય આપ્તના આ પવિત્ર શબને હું અગ્નિ લગાડું છું. જેથી કરીને તેનું આ સ્થુલ શરીર બળીને ભસ્મ થઈ જશે, પરંતુ તેની અંદર વસનારો આત્મા સ્વર્ગ લોકમાં ચીરકાળ સુધી નિવાસ કરશે. હે જીવનદાતા પ્રભુ ! એના આત્માને તું હમેંશા સુખી રાખ. આ પવિત્ર અગ્નિથી જેમ આ શરીર બળીને ભસ્મ થઈ જશે તેમ તું ત્હારા કૃપારૂપિ અગ્નિથી એનાં સઘળાં પાપ બાળીને ભસ્મ કરી નાંખ. અને એના આત્માને સદ્ગતિ આપ.

બંધુ ! મરનાર મનુષ્યની પાછળ આ પ્રમાણે કરવું એજ યોગ્ય છે કે રડવા કૂટવાનું એ હવે તમેજ વિચાર કરીને કહેશો ?

આપણામાં બીજો રિવાજ માંદાં મનુષ્યોની ખબર જોવા રૂપનો છે. પોતાના નીકટ સંબંધી માંદા હોય તો તેની ખબર જોવા જવું તેના અમે વિરોધી નથી. પણ ત્યાં જઇ વિધવિધ સંતાપજનક વચનો બોલવાં તેનાજ અમે પૂર્ણ અંશે પ્રતિપક્ષી છીએ. સહજ અવલોકન કરીને જોઈએ છીએ તો માંદા મનુષ્યની ખબર જોવા તેના સગાંવ્હાલાં મિત્રો વીગેરે આવે છે તેમાં સેંકડે નવ્વાણું ટકા તો સંતાપજનક વચનો બોલનારજ હોય છે. અરે ! અરે ! આ રોગ સારો થવો મુસ્કેલ છે, પરમેશ્વર બચાવે ત્યારે ખરૂં; કાંઇ આશા રહી નથી, છેલ્લાં પાણી છે, આવાં આવાં બીજાં સેંકડો નિરૂત્સાહજનક વચનો બોલી તે માંદા મનુષ્યના મનમાં ભીતિ ઉત્પન્ન કરે છે અને આ ભીતિના પરિણામમાં તે માંદા મનુષ્યનો વ્યાધિ સાધ્ય હોય તો પણ અસાધ્યં થઈ જાય છે. અરે ! તેનાથી પણ આગળ વધીને જણાવીએ તો તે મનુષ્ય મૃત્યુને વશ પણ થઈ જાય છે,

**માંદા મનુષ્યની ખબર.**

આ પ્રમાણે વસ્તુ સ્થીતિ હોવાથી માંદા મનુષ્યની આગળ એવા નિરૂત્સાહજનક વચનો બોલનાર મનુષ્યને આવતાં અટકાવાં જોઈએ. કેમકે તેમ કરવાથીજ તે માંદા મનુષ્યનું હિત સધાય છે. આમ કરવાથી જોવા આવનારને ખોટું લાગશે

તો ભલે પણુ ખાસ કરી તેવાઓને તો આવતા અટકાવવાનીજ જરૂર છે.

આજે મારા બાપદાદા અમુક કરતા તેથી અમારે પણુ તેમ કરવુંજ જોઈએ એ પ્રકારનો રિવ.જ પણુ આપણામાં ઘણે ભાગે પેસી ગયો છે. પણુ હવે આપણે

**જુની ઘરડ.**

તેનાથી બહાર નીકળવું જોઈએ. કેમકે હવે પૂર્વનો સમય રહ્યો નથી. અને સમય બદલાવાની સાથે આપણે પણુ ઘટતો ફેરફાર કરવોજ જોઈએ. અમારૂં કહેવું સર્વાંશે એવું નથી કે જુની ઘરડનો સર્વાંશે નાશ કરી નવામાં પ્રવેશવું પણુ અમે એ કહીએ છીએ કે જે જુની ઘરડ હાલ લાભપ્રદ ન જણાતી હોય તે છતાં મારા બાપદાદા તેમાં ચાલેલા હોવાથી મારે પણુ ચાલવું એવું વર્તન ન રાખવું. અને ન્યાતીના લોકોએ પણુ તેને અનુમોદન ન આપવું.

કેટલીક ન્યાતમાં વરનો વાંકડો લેવાનો રિવાજ હોય છે અને કેટલાકમાં કન્યાવિક્રયનો રિવાજ હોય છે. આ ધોરાને લીધે કેટલાકને અત્યંત સહન કરવું પડે તેમ છે માટે તેમાં ઘટતો સુધારો કરવો.

**નાશ કરવા યોગ્ય ધોરા.**

આ કામ ન્યાતિના અગ્રેસરો ઘણી સારી રીતે કરી શકશે. તેમણે પોતપોતાની ન્યાતમાં બને ત્યાં સુધી તો આ રિવાજ તદન કાઢી નંખાવવોજ જરૂરનો છે. પણુ સંયોગો

જોતાં કદાચ તેમ કરવું ન ફાવે તો રૂપિયા લેવાની અમુક હદ રાખવી. આ પ્રમાણે હદ રાખવામાં આવશે તોપણ લાભ થશે કેમકે હાલ તો એવી સ્થિતિ થઈ ગઇ છે કે આપતો ભૂલે અથવા લેતો ભૂલે. મતલબકે વરવિક્રય અને કન્યાવિક્રયમાં આટલા રૂપિયા લેવા એવી હદ ન હોવાથી કેટલાક માત્ર પૈસાનેજ સર્વસ્વ માનનાર લોભીયાઓ હદ ઉપરાંત રૂપિયા લેછે.

**શરમ.**

હિન્દુ સંસારમાં શરમ છે અને તેને લીધે તેની ઉન્નતિ થતી નથી એમ કોઈ કહે તો તેનું કહેવું ખોટું છે એમ કહી શકાય તેમ નથી. કારણકે આપણામાં શરમ અને તે પણ ખોટી શરમનો વિસ્તાર એટલો બધો વધી ગયો છે કે ન પૂછો વાત! ઘરમાં પુત્ર પોતાની પત્ની સાથે કાંઈક વાત કરે તો તેમાં શરમ આડે આવે છે. કોઇ મનુષ્ય ગાતાં શિખ્યો હોય અને કદાચ જ્યાં પોતાને ગાવાનો પ્રસંગ આવે ત્યાં પણ તેને શરમ આડે આવે છે. અને આ પ્રમાણે જે તે કામમાં શરમ આડે આવીને ઉભી રહ્યાં શિવાય રહેતી નથી. આ શરમને વશ થવું એ શું આપણને યોગ્ય છે! શરમ એટલે શું? કાંઈ પણ ખોટું કામ કરવું તે શરમ ભરેલું ગણાય અને ખરેખરી રીતે શરમ તેજ ગણાવી જોઈએ. પરંતુ આતો ઘરમાં પુત્ર અને પત્ની વાત કરે તેમાં તેણે શરમ ભરેલું કામ કર્યું એવું અજ્ઞાન સાસુ તથા ડીટેકટીવ જેવી નણંદો તરફથી કહેવામાં

આવે છે. આ શું યોગ્ય છે ? પુત્રે પોતાની પત્ની સાથે વાત કરી તેમાં તેણે શું ખોટું કર્યું કે તેણે શરમાવું જોઇએ છિટ્ ! છિટ્ !

જે મનુષ્યો દાંપત્યસ્નેહના ખરેખરા હાર્દને સમજતા નથી તેઓજ આ પતિ પત્નીમાં પણ શરમ અને તે પણ વાત કરવાની શરમ હોવી જોઈએ તેના હિમાયતી છે. સત્ય છે કે કદાચ ઘરના વૃદ્ધોની સમક્ષ તેણે મર્યાદાસર વર્તવું; પણ તેમણે માત્ર પરસ્પર વાત કરી તેમાં તેણે મર્યાદાનો શું ભંગ કર્યો તે અમને સમજાતું નથી સાચો સ્નેહ લાંબા પરિચયથી તથા પ્રાણ મન વગેરેની ઐકયતાથીજ જન્મે છે. અને આવી ઐકયતા સાધવા ઈચ્છનાર દંપતીના માર્ગમાં અડચણ નાંખવી એ શું તેમના વડીલોનું કર્તવ્ય છે ? વડીલોએ હમેંશાં એટલું લક્ષમાં રાખવું કે મારા પુત્ર અને પુત્રવધુ મારી આગળ મર્યાદાશીલ વર્તવાને માટે જવાબદાર છે. પણ કાંઇ કામ હોય તો વાત કરવાના જવાબદાર નથી.

હિન્દુ દાંપત્યનું આપણે અવલોકન કરીશું તો તેમાં સાચો સ્નેહ તો કોઈ કોઈ જગ્યાએજ જોવામાં આવશે. નહિતો સર્વસ્થળે ગુલામગીરી અને પરતંત્રતા જ વ્યાપી ગયેલી છે. સ્ત્રી એ ઘરનું કામકાજ કરવું, પતિ ગૃહમાં હોય તો મોટો ઘુમટો તાણીને ફરવું તેની સાથે કાંઈ પણ ન બોલવું, ઘરમાં રહેલા વૃદ્ધોના દબાયલા અને દબાયલા રહી તેઓ કાંઇ પ્રતિકૂળ કહે તો તેને પણ સહન કરવું અને રાત્રે

ડણાતાં છૂપાતાં પતિગૃહમાં વ્યભિચારી અભિસારિકાની માફક જવું અને પા અડધો કલાક પતિની આગળ પોતાના વિધ-વિધ દુઃખની ફરીયાદ કરી નિદ્રાધીન થવું. એમાંજ માત્ર દાંપત્યસ્નેહનો સમાવેશ થઇ જાય છે. મનુષ્યો પોતાના લગ્ન કરી આટલી બાબત કરીનેજ પોતાને કૃત્યકૃત્ય માને છે. શિવ ! શિવ ! કેટલી બધી શોચનીય અવસ્થા.

જે દંપતીએ પરસ્પરમાં સ્નેહને વધારી એકરૂપતાને પ્રાપ્ત થવાનું છે. જે દંપતીએ આખું જીવન એક બીજાના સહ-વાસમાં ગાળવાનું છે. તેની આ દશા જોઇ કયા વિચાર સંપન્ન પુરૂષનું અંતઃકરણ દ્રવીભુત થયા શિવાય રહેશે ? આથી બંધુ પાછા વળો, દાંપત્યસ્નેહના ખરા હાર્દને જાણો. ખોટી શરમને દૂર કરો, અને વૃદ્ધો વિચાર કરો પ્રણયી દંપતીને પરસ્પર હળવા મળવાની છૂટ આપો. અરે તમે તેમની સ્થિતી સુધારવામાં નિમિત્તરૂપ થાઓ.

**ધ્યાનમાં લેવા જેવી બાબત વિધવા.**

હિંદુ સંસારમાં ધ્યાનમાં લેવા જેવી બાબત એક નહિ પણ હજારો છે, પરંતુ આ સ્થળે આપણે એક બાબત ઉપર વાંચકોનું ખાસ કરીને ધ્યાન ખેંચીએ છીએ અને તે બાબત નીચે પ્રમાણે છે.

પુરૂષને પોતાની એક પત્ની જીવતી હોય તે છતાં બીજી અથવા ત્રીજી સ્ત્રી પરણવાની છૂટ છે પરંતુ અફસોસજનક

બાબત એટલીજ છે કે સ્ત્રીને પોતાનો પતિ યુવાવસ્થામાં મરણ પામે તો તેને બીજી વારનો પતિ કરવાની છૂટ નથી વર્તમાન સમયમાં વિધવાઓનું પ્રમાણ દિવસે દિવસે વધતું જાય છે. અને આવી સ્થિતિમાં તેમને જેને ઈચ્છા હોય તેને પુનર્લગ્ન કરવાની ટ આપવાની શું જરૂર નથી.

જે સ્ત્રીઓએ પતિ તરફનું સુખ થોડો વખત પણ ભોગવ્યું છે. તથા જેઓ પરીપકવ ઉમરની થઇ છે તેઓ ભલે પુનર્લગ્ન ન કરે પણ જેણે પતિ કેવા હતા તેની પણ માહિતી જાણી નથી. અર્થાત્ જેના બાળપણમાં લગ્ન થયાં છે તેવી બાળરાંડ સ્ત્રીઓને શું પુર્વ લગ્ન કરવાની છૂટ ન્યાતીના મનુષ્યો એ આપવી જરૂરની નથી.

તદ્દન નાનપણમાં વિધવા સ્ત્રીઓના જીવન તરફ દ્રષ્ટિ કરતાં કોઇકનું જીવનજ નિષ્કલંક અને શુદ્ધ ગણી શકાશે. બાકી સર્વ અધઃપતનમાં પડેલી હોય છે. યુવાવસ્થાના મદને લીધે તેઓ નીચ કામ કરે છે. અને પ્રસંગે ગર્ભહત્યા પણ કરે છે. આવી સ્ત્રીઓ એ પુર્નલગ્ન શા માટે ન કરવાં જોઈએ?

ન્યાતિના અગ્રેસરોએ આ પ્રમાણે વસ્તુ સ્થિતિ હોવાથી એવી વિધવાઓને પુર્નલગ્ન કરવાની છૂટ આપવી અત્યંત જરૂરની છે. તેમણે વિધવાઓએ પુર્નલગ્ન કરવું એવો ઠરાવ કરવાની જરૂર નથી. પણ જેની ઇચ્છા હોય તેને તે કરવાની છૂટી છે એવો ઠરાવ કરવાની જરૂર છે.

દાંપત્યસ્નેહના ખરા હાર્દને સમજનાર સ્ત્રી ભલે વિધવાપણામાં રહી પોતાનું નિષ્કલંક જીવન ગાળી દેશની સેવા બજાવે. પણ જે સ્ત્રી વિધવા થયા પછી પણ પોતાની ઇંદ્રિયોને વશ રાખી શકતી ન હોય તેણે પુર્નલગ્ન સુખપૂર્વક કરવાં.



## प्रकरण १८ मांना सिद्धांतो.

१ रोवा कूटवानुं बंध करी इश्वरनी प्रार्थना करवी.

२ मांदा मनुष्यनी खबर जोवा आवनार मनुष्यो प्रतिकूळ बोळतो होय तो तेमने रोगी समीप जतां अटकाववा.

३ जुनी घरडमां चाल्या न करतां तेमां कांइ फेरफार योग्य जणाय तो करवो.

४ वराविक्रय अने कन्याविक्रयनो धारो बंध करवो अने ते न बने तो न्यातिना अग्रेसरोए अमुक रुपियानी हद ठराववी.

५ पति पत्नी वात करतां होय त्यां घरना वृद्धोए विक्षेप न करवो, अथवा तेमनी चेष्टा न करवी.

६ युवावस्थामां अथवा बाळपणमां जे स्त्री विधवा थाय तेने जो पुर्नलग्न करवां होयतो छूट आपवी.



# પ્રકરણ ૧૯ મું.

## સ્ત્રીઓની ફરજ.

पतिशुश्रूयते येन तेन स्वर्गे महियते ॥

मनु० अध्याय ९

**પતિની સેવા કરવાથી સ્ત્રી સ્વર્ગલોકમાં પણ પૂજાય છે.**

नास्ति भर्तुसमोनाथो नास्ति भर्तुसमं सुखम् ।
विसृज्य घनसर्वस्वं भर्ता वै शरणं स्त्रिया ॥

---



સ્ત્રીઓને પતિ સમાન બીજો નાથ નથી અને પતિ સમાન સુખ નથી, સર્વ ધનનો ત્યાગ કરીને સ્ત્રીને એક પતિજ આધાર છે.

શુક્રનીતિના ઉપરોક્ત શ્લોકમાં તથા મનુસ્મૃતિના શ્લોકમાં સ્ત્રીઓની ફરજ શું છે તેનો સમાવેશ થઈ જાય છે. અને તેટલા ઉપરથીજ કુલિન સન્નારીઓ પોતાની યથાર્થ ફરજને સમજી શકે છે. આમ હોવા છતાં કેટલી સ્ત્રીઓ અમારે ઘરના કામકાજ કરવાં. અમારે રાંધવું વીગેરે કામોને મોટું રૂપ આપી અમે એ કામ કરીએ કે અમારી ફરજ બજાવીએ એમ કહી તેમાં ભૂલ કરેછે. આવી સ્ત્રીઓએ પણ વિચારવું યોગ્ય છે કે અમારે જેમ કામ છે તેમ પુરૂષને પણ હોય છે. અને તેથી એવા કામનું બહાનું કાઢી ફરજ બજાવવામાં પાછી પ.ની કરવી એ શોભાસ્પદ નથી.

પ્રિય બ્હેનો ! તમે ઘરમાં બેઠાં બેઠાં રાંધો છો એ રાંધવામાં કેટલી વસ્તુઓની જરૂર પડે છે. થાળી જોઈએ; તપેલી જોઈએ, વાડકા જોઇએ, અનાજ તથા મીઠું મરચું જોઈએ, ઘી જોઇએ, આ પ્રમાણે અનેક વસ્તુઓનો ખપ પડે છે. હવે આ સઘળી વસ્તુઓ હોવા છતાં તમે રાંધવા બેસો છો ત્યારે તમને જે મહેનત પડે છે. જેવી કે આંખમાં ધૂમાડો ભરાઈ જાય છે, અને બીજી અનેક પ્રતિકૂળતા નડે છે. આ પ્રતિકૂળતાને લીધે તમે કંટાળી જાઓ છો. પણ હવે તમે બીજી બાજુ તરફ નજર ફેરવો. અને વિચાર કરી જુઓ કે એ બધી રાંધવાની વસ્તુ લાવવામાં તમારા પતિને શું ઓછી મહેનત પડતી હશે ? લાવવાની મહેનત જો કે ખાસ વધારે નથી પરંતુ એ જેનાથી લાવી શકાય છે તે પૈસા મેળવવાની મહેનત હદ કરતાં વધારેની હોય છે. પૈસા મેળવવામાં શું ઓછું કષ્ટ વેઠવું પડે છે? તાપ ટાઢ વરસાદ ઈત્યાદિને સહન કરી મનુષ્યો તેની પ્રાપ્તિને અર્થે પ્રયત્ન કરે છે આ પ્રમાણે જેમ તમારે કામ હોય છે તેમ તમારા પતિને પણ હોય છે. કામ વગરનું કોઈ પણ હોતું જ નથી. સઉસઉના પ્રમાણમાં સઉને કામ હોય છે જ અને તેથી કંટાળી જવાનું આપણું કર્તવ્ય નથી. પરંતુ કામો કરી આપણી ફરજ બજાવવાનું કર્તવ્ય છે. તમે પણ તેમાં પાછી પાની નહિજ કરો

પ્રિય બ્હેનો ! તમારી મોટામાં મોટી ફરજ સ્વામી સેવાજ છે. **પતિની સેવામાં સ્ત્રીની સઘળી ફરજનો સમાવેશ થઈ જાય છે.** જેમ હાથીના પગલામાં અન્ય સર્વ પગલાંઓનો સમાવેશ થઈ જાય છે તેમ આ ફરજના સંબંધમાં પણ છે.

પ્રિય બ્હેનો ? તમારા પતિ વ્યવહારની ઉપાધિથી થાકીને ઘેર આવે ત્યારે તેમની સાથે પ્રસન્ન ચિત્તથી વાત કરજો. **પ્રસન્નતા એ એક અમૂલ્ય ચીજ છે કે તે જ્યાં હોય છે ત્યાં જેમ સૂર્યનાં કીરણ તેજને પ્રસરાવે છે તેમ તે સુખને પ્રસરાવે છે.** આ સૂત્રને સ્મરણ પટઉપર કોતરી રાખજો તેમાંજ તમારો વિજય છે.

પ્રિય બ્હેનો ! તમારા પતિ દિવસના કર્તવ્યથી પરવારી ઘેર આવે ત્યારે મને તમારા બા એ આમ કહ્યું અને તમે મારે માટે અમુક વસ્તુઓ કેમ ન લાવ્યા વગેરે કહી તેમને સંતાપ આપશો નહિ. કેમકે એવો સંતાપ આપવો તેમાં તમારી નિર્દયતા જણાય છે અને એવાં નિર્દય થવું એ શું તમને છાજે કે ! ગ્રીષ્મ ઋતુના તાપથી તપી આવેલા મનુષ્ય ઉપર અગ્નિ કણની વૃષ્ટિ કરવી એ શું કોઈને પણ શોભાસ્પદ હોઈ શકે ખરૂં કે ! ના ત્યારે તમારા પતિ કે જેઓ વ્યવહારના ઉપાધિરૂપ કર્તવ્યના ગ્રીષ્મઋતુના તાપથી કંટાળી આવ્યા હોય તેને શા માટે કટુ વાક્પ્રહારો કરો છો. એવી પ્રવૃત્તિ કદી પણ ન કરતાં તેમના ઉપર પ્રસન્ન-

તારૂપ મેઘની વૃષ્ટિ કરો એનાથી તમારા પતિ કેવલ શાંત બની જશે. અને તમારાથી બિલકુલ જુદાઇ ન ગણશે.

પ્રિય બ્હેનો! મારા પતિમાં આવો ગુણ છે. અને તેનો સ્વભાવ આવો છે તે કેમ કરીને ફીટી શકે આવું ધારવું એ પણ તમારે માટે યોગ્ય નથી. **પતિ ગમે તેવો હોય તો પણ સ્રીનો તો તે પ્રભુજ** છે એ વાકયનુસાર તમારે તમારા પતિની સેવા કરવાની છે તમારી સેવા અને તમારી સ્નેહાળવૃત્તિના પ્રભાવથી તમારા પતિ તમને અનુકૂલ ન થાય એમ શું તમે ધારો છો? ધારતાં હો તો હું સ્પષ્ટજ કહું છું કે તેમાં તમારી ભૂલજ થાય છે. સ્વામી સેવા અને સ્નેહથી તમારા સ્વામી ગમે તેવા હશે તો પણ તમારાજ થઇ રહેશે. અને તેમનો સ્વભાવ પણ ગમે તેટલો ખરાબ હશે તો પણ સારો થઈ રહેશે.

**સ્રીઓનું અંતિમ કર્તવ્ય.**

પ્રિય બ્હેનો! તમારા પતિ એ એક સાગર છે. અને તમે નદી છો. નદીનું શું કર્તવ્ય છે? એજ કે સમુદ્રને મળી તેમાં અભેદ થવું. કાષ્ટનો કટકો અગ્નિમાં નાંખવાથી અગ્નિમય થઇ રહે છે. તેમ તમારે પણ પતિ સંગતિથી અભેદતાંના ગુણને ધારણ કરવા વાળા થવું એજ ઈષ્ટ છે. સ્પર્શમણિનો સ્પર્શ થતાં સામાન્ય લોહ જેવી ધાતુઓ પણ સુવર્ણમય બની જાય છે તેમ તમે પણ તમારા પતિની સંગતિથી સુવર્ણમય બની જશો. અને તમારામાં રહેલી વૃત્તિ સહસા બોલવા લાગશે કે.

૫૬ ( હું તો પ્રેમની જોગણુ, પિયુને શોધવા ચાલી એલય )
મુજ પ્રિયતમની સોડમાં આજે ભરાઇશ હું,
આજે ભરાઈશ હું, અખંડજ ત્યાં સમાઇશ હું.
પ્રિતમ સોડે ભરાઇશ હું;
જ્યાં ભય નથી કે તાપ નથી તે સ્થાને જાઇશ હું,
પિયુને સ્વરૂપે ઓળખીને અમર થાઇશ હું; પ્રિતમ૦
પ્રિયતમને સ્નેહામૃતતણા આસો ભરાવીશ હું,
પિયુસ્નેહની અમૃતપ્રસાદીથી ધરાઈશ હું; પ્રિતમ૦
પિયુસંગમાં મહાનંદ સરિતામાંહિ નાહીશ હું.
પિયુશબ્દ ધ્વનિસહ મળી અદ્ભુત ગાન ગાઈશ હું, પ્રિતમ.
આરોગ્યને ઐશ્વર્યમાંહિ રગદોળાઈશ હું,
પિયુસંગ અનુભવ કુંડમાંહિ ઝબકોળાઇશ હું; પ્રિતમ૦
ભોગો પીયુથી ભોગવીશને ભોગવાવીશ હું,
અર્ધાંગના બનીને પ્રિતમની સાથ સંધાઇશ હું; પ્રિતમ૦
આલિંગવા પ્રભુને પ્રભુ કંઠેજ ટંગાઈશ હું,
પિયુ ઐકયના સુખરંગમાં સર્વાંગ રંગાઈશ હું; પ્રિતમ૦
પિયુસોડમાંહિ ગુપ્ત રીતે આજ સંતાઇશ હું,
જોનારની દ્રષ્ટિ વિષે પિયુરૂપ જણાઇશ હું; પ્રિતમ૦

**श्री उपेन्द्रागिरामृत.**

પ્રિય બ્હેનો ! તમારી આ મોટામાં મોટી ફરજ તમે કયારે અદા કરશો ?

---

# प्रकरण १९ मांना सिद्धांतो.

स्त्रीओनी मोटामां मोटी फरज स्वामी सेवा अने स्नेहवृत्ति छे. आ फरजने धारण करी तेणे यथार्थ गृहिणी बनी पोताना पतिना गृहने शोभाववानुं छे. आ फरजनुं पालन करनार स्त्री खरेखर वंदन करवा योग्य छे. आथी स्वामीसेवा अने स्नेहाळपणाना गुणने धारण करी पतिथी एकरुपताने पामवुं स्त्रीओ माटे एक महत्वना कार्य रुपछे.



## પ્રકરણ ૨૦ મું.

## ગૃહસ્થાશ્રમ સુખમય સ્વર્ગસમાન ક્યારે બને?




ર્તમાન કાળના ગૃહસ્થાશ્રમની સ્થિતિ જોતાં તેમાં જે કાંઈ સડો પેસી જવા પામ્યો છે તેને લીધે કેટલાક મનુષ્યો એમજ માને છે કે ગૃહસ્થાશ્રમ સુખમય અને સ્વર્ગસમાન બનવો એ તદન મુસીબતની વાત છે. પણ તેમનું આ પ્રકારનું માનવું કેટલું ભૂલ ભરેલું છે તેનું વર્ણન આપણે આ પ્રકરણમાં આપીશું.

જે મનુષ્યો યત્નશાળી છે તેમને અમુક નહિ થઈ શકે એવું છેજ નહિ. આપણે ન ધારીએ તેવાં કામો પણ યત્નશાળી મનુષ્યોએ કર્યાં છે. તેણે વરાળ ઉપર પોતાની સત્તા ચલાવી, ટેલીફોન શોધ્યા, દોરડા વિનાના તારની શોધ કરી, હવાઈ વિમાન અથવા બલુન બનાવ્યા, અને આ પ્રમાણે જેને અસંભવિત માનતા હતા તે સંભવિત કરી આપ્યું. આવા યત્નશાળી મનુષ્યો ગૃહસ્થાશ્રમની સ્થિતિ સુધારવાનો યત્ન કરે તો તેમાં તેઓ વિજય પ્રાપ્ત ન કરે એમ કોઈ કહેશે?

ગૃહસ્થાશ્રમની સ્થિતિ સુધારવાની મનુષ્યના હાથમાંજ છે. તેથી ચાર આશ્રમમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ હોવાથી તેની સ્થિતી સુધારવા તેમણે કટિબદ્ધ થવું એ તેમનું કર્તવ્ય છે. પણ એવા વિરલા મનુષ્યો આજે કયાં છે? આજે તો માત્ર વિલાસપ્રિયતાનેજ પોતાના જીવનના ઉદ્દેશ રૂપ માનનાર નપુશક વ્યાભચારીઓ-અરે મનુષ્યો ઘણે ભાગે જોવામાં આવે છે. અને આ પ્રમાણે ગૃહસ્થાશ્રમના ખરેખરા રહસ્યને ન સમજવાથીજ આપણા નંદનવન સરખા હિન્દુસ્તાનની આ દશા થઈ છે એમ કહેવું તે પણ ખોટું નથીજ. કેમકે વિલાસપ્રિયતાનેજ પોતાનું સર્વસ્વ માનનાર અથવા ગૃહસ્થાશ્રમને વિલાસ પ્રિયતાનું સાધન ગણનાર પશુઓ (એવા મનુષ્ય મનુષ્ય કહેવા યોગ્ય નથી) થી દેશનો ઉદ્ધાર શી રીતે થઇ શકે? જેમ પથ્થરની નૌકા પાણીમાં તરી શકતી નથી તેમ આવા મનુષ્યો દેશની હાલત સુધારી શકતા નથી.

**ગૃહસ્થાશ્રમ સુખમય કરવાનો ઉપાય કયો છે.**

આપણી હાલની સ્થિતિ સુધારી ગૃહસ્થાશ્રમને સુખમય બનાવવાનો માર્ગ આપણાંજ હાથમાં છે એમ આપણે ઉપર જણાવ્યું. હવે એ માર્ગ કયો છે તેનું વર્ણન અત્રે આપવામાં આવે છે.

**હૃદયની ઐકયતા.** એ ગૃહસ્થાશ્રમ સુધારવાને અને તેને સ્વર્ગસમાન બનાવવાને મુખ્ય સાધન રૂપ છે. જ્યાં ઐકયતાછે ત્યાંજ સુખ છે. ભિન્નતામાં નથીજ: અને એ ઐકયતા એટલે શું ? ઐકયતા એટલે જોડાઈ જવું; તેના રૂપ થઇ જવું. સમુદ્રમાંથી ઉપજેલું મીઠું પાણીમાં નાંખવાથી જેમ તે પાણીના રૂપ થઇ જાય છે તેમ પતિ પત્ની એ બંનેએ એક રૂપ થઈ જવું. તેનુંજ નામ ઐકયતા ઐકયતાનો સહેલો અર્થજ આ છે.

પતિ પત્નીએ એક રૂપ થઈ જવું એટલે શું ? એ તે કેમ કરી થવાય? 'જુદી રાતના જુદા' એ જનકથન પ્રમાણે ભિન્ન ભિન્ન દેહધારીઓથી એક રૂપ શી રીતે થવાય ? એ પ્રકારની શંકા અત્રે ઉદ્‌ભવે છે. અને તેનું સમાધાન અત્રે આપવું આવશ્યક છે. એકરૂપ થવું એટલે બંને દેહ એક થવું એવું જે માને છે તે પોતાની બુદ્ધિની મંદતાનેજ સૂચવે છે. એક થવાનો અર્થ પતિ અને પત્ની બંનેએ વિચારમાં, વાણીમાં તથા કૃતિમાં બંનેને અનુસરીને ચાલવું. પતિ પત્નીએ સંપીને ચાલી એક બીજાની જરૂરીયાતોનો પણ સાથે મળીને

વિચાર કરવો. પતિ અમુક કહે અને પત્ની તેનાથી બીજું જ કહે. અને પત્ની અમુક કહે ત્યારે પતિ તેનાથી બીજું કહે એવો પ્રકાર આજ જ્યાં ત્યાં પ્રસરી રહ્યા છે, તેને દૂર કરવો અને એક બીજાની વાત એક બીજાએ સાંભળવી. આ પ્રમાણે દરેક રીતે પતિ પત્નીએ એક બીજાના સહભાગી થવું. ગૃહસ્થાશ્રમનું ખરૂં રહસ્ય તેમાં સમાઈ જાય છે.

આ હૃદયથી તનથી તથા મનથી એક રૂપતાને પામેલા દંપતીઓ બંને એક સ્વરૂપ છે. ભલે તે જુદા દેખાતા હોય પણ તે જુદાઈ દેહની છે. શ્રીકૃષ્ણ પરમાત્મા પણ પોતાના ભકતોને માટે સ્વમુખે કથન કરે છે કેઃ—

**योमां पश्यांति सर्वत्र सर्वंच मयि पश्यति ।**

**तश्याहं नप्र पस्यामि स च मेन प्रणश्यति ॥**

**भगवद्गीता अध्याय ६ श्लोक ३०**

અર્થાત્ જે સર્વભૂતોમાં મને જુએ છે અને મારામાં સર્વભૂતોને જુએ છે તેની દ્રષ્ટિની આડે હું આવતો નથી. અને મારી દ્રષ્ટિની આડે તે આવતો નથી. (કારણકે ઉભય એક સ્વરૂપે છીએ.)

પતિ અને પત્નીની ઐકયતા ગૃહસ્થાશ્રમને સુખમય અને સ્વર્ગ સમાન કરી શકે છે. એ આપણે જણાવ્યું. હવે આ ઐકય શાથી વધી શકે તે જણાવવાનું જરૂરનું રહે છે. ઐકયતાને વધારવાના

**ઐકયતા શાથી વધી શકે?**

ઉપાયો અનેક છે અને તેમાંથી થોડાનું વર્ણન આ પ્રકરણના પૂર્વના પ્રકરણમાં આવી ગયું છે. તથાપિ અત્રે તે સંબંધમાં સહજ પુનરોક્તિ કરવાની આવશ્યકતા છે.

એક બીજામાં સમાન ભાવ રાખવો, ઉચ્ચ કેળવણીથી વિભુષીત થવું, અને ઘરના સામાન્ય કામકાજમાં પણ ઉભયે એક બીજાની સંમતિ લેવી. જ્ઞાનના ઉત્તમ પુસ્તકો વાંચવા, તથા એક બીજા ઉપર પ્રસન્નતા રાખવી. કદાચ કોઈ બાબતમાં પતિ અથવા પત્નીની ભૂલને સુધારવાને માટે પ્રસન્નતા યુક્ત મુખમુદ્રા રાખીનેજ ઉપાયો યોજવા આ સર્વ ઐકયને વધારનાર રામબાણ ઉપાયો છે.

એક બીજા ઉપર પ્રસન્નતા રાખવી એ ગુણ દંપતીએ ખાસ કરી ધારણ કરવાનો છે, કેમકે પ્રસન્નતામાંજ સુખ છે. શ્રીકૃષ્ણ પણ કહે છે કે.

**प्रसादे सर्व दुःखानां हानि रस्यो पजायते ।**
**प्रसन्न चेतसो ह्याशु बुद्धिः पर्यवातिष्ठते ॥**

**भगवद्गीता अध्याय २ ६५**

અર્થાત્ ચિત્તને પ્રસન્નતા પ્રાપ્ત થઈ એટલે બીજા સર્વ દુઃખોનો નાશ થાય છે. અને પ્રસન્ન ચિત્ત થએલા પુરૂષની બુદ્ધિ, શીઘ્ર આત્મામાં સ્થિર થાય છે.

આ પ્રમાંણે હોવાથી આ પ્રકરણને મથાળે ટાંકેલા ગૃહસ્થાશ્રમ સુખમય સ્વર્ગ સમાન કયારે બને એ પ્રશ્નના ઉત્તરમાં ચિત્તની પ્રસન્નતાને ધારણ કરો. ઐકયતાને વધા-

રવાના ઉપાયોનું પાલન કરો અને તેના વડે તમારા ગૃહસ્થાશ્રમને સુખમય સ્વર્ગસમાન બનાવો એ પ્રકારની હૃદયની શુભેચ્છાસહ જવાબ જણાવી આ પ્રકરણ સમાપ્ત કરાય છે.

---

## प्रकरण २० मांना सिद्धांतो.

गृहस्थाश्रम सुखमय स्वर्गसमान बनाववानो मुख्य उपाय हृदयनी ऐक्यता छे. अने आ ऐक्यता वधारवा माटे दंपतीए सतत प्रयास करी प्रसन्न रहेवुं ए तेमनुं मुख्य कर्तव्य छे.

## પ્રકરણ ૨૧ મું.

## ધનવાન્ ગૃહસ્થો અને સ્ત્રીઓને સૂચના.

---



પરમેશ્વરની કૃપાથી જેમના ઉપર શ્રી દેવીનો અનુગ્રહ છે તેવા ધનવાન્ ગૃહસ્થો અને મહિલાંઓને શું શું કર્તવ્ય જરૂરનું છે તે દર્શાવી આપવાનો ઉદ્દેશ આ પ્રકરણમાં ખાસ કરીને રાખવામાં આવ્યો છે.

**શારિરીક વ્યાયામની અગત્ય.**

ધનવાન્ મનુષ્યોના જીવન તરફ દ્રષ્ટી કરી જોતાં જણાય છે કે તેઓ પોતાના શરીરને જરા પણ દૂર જવું હોય તોપણ ગાડી જોઈએ છે. માળ ઉપર ચઢવાને માટે તેમને 'લીફ્ટ' જોઇએ છે. અને આ પ્રમાણે દરેક બાબ-

તમાં તેઓ પાટલેથી ખાટલે અને ખાટલેથી પાટલે બેસવાના સ્વભાવવાળા હોય છે. પરંતુ આના પરિણામમાં તેઓનું શરીર જડવત્ અને ચરબીથી ભરેલું થઈ જાય છે. આપણે જે જે ધનવાન્ પ્રતિ જોઈશું તેમાં સેંકડે ૯૫ ટકાના શરીર ચરબીથી ભરેલાંજ જોવામાં આવશે. અને શરીરમાં હદ ઉપરાંતની ચરબી હોવી એ શું આરોગ્યનું ચિન્હ છે ? ના એ તો રોગના ચિન્હ તરીકે જ ઓળખાય છે. આ પ્રમાણે હોવાથી દરેક ધનવાનોએ પોતાના શરીરને યોગ્ય વ્યાયામ આપવો જરૂરનો છેજ.

યુરોપ અમેરીકાના ધનવાનો તરફ દ્રષ્ટી કરતાં તેઓમાંથી ભાગ્યેજ કોઇ વ્યાયામકળાને નહિ જાણતો હોય. તે જાતેજ સઘળાં કામ કરે છે. કદાચ પોતાના બાગમાં ઝાડોને પાણી પાવા સરખું કામ હોય તોપણ તે કામ કરતાં તેઓને શરમ આવતી નથી. ઉલટું પૂર્ણ ઉત્સાહથી તેને કરે છે. એડિસન જેવા મનુષ્યો કે જેમની પાસે પુષ્કળ પૈસા છે તે પણ પોતાની પ્રયોગશાળા તથા ઘરમાં કેટલાંક કામો જાતેજ કરે છે. અરે બીજા દ્રષ્ટાંતો તો ખોળવા જવાં પડે તેમ નથી. આપણા નામદાર મર્હુમ શહેનશાહ સાતમા એડવર્ડ, મહારાણી વિકટોરીયા, વર્તમાન શહેનશાહ નામદાર પાંચમા જ્યોર્જ, નામદાર ગાયકવાડ સરકાર એઓના જીવનપ્રતિ દ્રષ્ટિ કરો. તેઓ પણ પોતાના શરીરને યોગ્ય વ્યાયામ મળે તેવાં કામો જાતે કરવામાં શરમાતા નથી. ત્રણ ચાર માઇલ

અથવા પ્રસંગે તેનાથી પણુ અધિક મુસાફરી કરવી હોય તો તેઓ ચાલતા પણુ કરે છે. આ ચાલવામાં તેઓ પોતાની મહત્તા ઓછી થશે એમ સમજતા નથી. કારણુકે શરીરને યોગ્ય વ્યાયામ આપવાની કેટલી બધી જરૂર છે તે તેઓ બરાબર રીતે સમજે છે.

આપણાં ધનવાન્ ગૃહસ્થો જેમ શરીરને યોગ્ય વ્યાયામ આપતા નથી તેમ કેટલાક ધર્માચાર્યો પણુ તેવાજ હોય છે અર્થાત્ તે પણુ શરીરને યોગ્ય વ્યાયામ આપતા નથીજ. તેથી તેમના શરીર પણુ ચરબીથી ભરાઇ ગયેલાં જોવામાં આવે છે. આ લેખકને યાદ છે. કે એક વખત તે જે ગામમાં રહે છે; ત્યાં એક સ્વામી આવ્યા હતા. સ્વામીને સેવક મંડળ પુષ્કળ હતું અને તેથી તેમને જ્યાં જવું હોય ત્યાં ઉંચકીને પાલખીમાં બેસાડી લઈ જવામાં આવતા હતા; અર્થાત્ તેમના શરીરને યોગ્ય વ્યાયામ જરા પણુ મળતો નહોતો. આનું પરિણામ એ આવ્યું કે હવે એ સ્વામીને અહિંથી પચાસ કે સો કદમ ચાલવું પડે તો તે મહાત્રાસ રૂપ થઈ પડે છે. આવી રીતે તેમની હાલત થઈ છે. મતલબ કે વ્યાયામ આપ્યા વગર શરીર જડવત્ થઈ જાય છે એ કહેવું ખોટું નથી.

ધનવાન્ ગૃહસ્થોએ તથા સ્ત્રીઓએ આ ઉપરથી પોતાના શરીરને યોગ્ય વ્યાયામ આપવાની કેટલી બધી અગત્ય છે તે જણાઈ આવ્યા શિવાય રહેતું નથી. પોતાને ઘેર નોકર

હોય, ગાડી હોય, મોટર હોય તોપણ ધનવાને પોતાના શરીરને વ્યાયામ મળે તે અર્થે કેટલાંક કામો પોતાની જાતેજ કરવાં જોઈએ. ત્રણ ચાર માઇલ ફરવાનો પણ તેણે મહાવરો રાખવો જોઈએ. કેમકે તેમ કરવામાં આવે છે તોજ તેમની શારિરીક સંપત્તિ બરોબર રીતે જળવાઈ રહે છે.

**ઘરનો ચાકર.**

ધનવાન્ ગૃહસ્થે જરૂર પડે તો ચાકર રાખવો. પણ ચાકર ઉપર તેણે ઘટતી દેખરેખ રાખવી જોઈએ. વળી ઘર કામકાજમાં પુરૂષ ચાકર ન રાખવો એજ ઉત્તમ છે. તેમાં સ્ત્રીનીજ જરૂર છે. કેમકે પુરૂષ ચાકર હોય અને તે વારંવાર સ્ત્રી સમીપમાં રહેતો હોય તો કોઇ વખત કાંઈ બગાડ થવાનો સંભવ આવેછે. માટે मूलंनास्ति कुतो शाखा. એ વચનાનુસાર જ્યાં મૂળ ન હોય ત્યાં શાખા કયાંથી હોય તેમ આપણે એવો ચાકર ન રાખીએ તો પછી બગાડ થવાનો સંભવ પણ આવતોજ નથી. ચાકરની સાથે અતિ મહોડું આપવું નહિ. તેથી પ્રતિષ્ઠા ઘણે અંશે ઉડી જાય છે. કેટલેક સ્થળોએ શેઠ કરતાં ચાકર પોતાનું ડહાપણ વધારે ચલાવનાર હોય છે, તેનું કારણ પણ તેને અતિશય મહોડું આપી માથે ચડાવ્યા હોય છે તેજ છે. માટે તેની સાથે તો હમેંશા રીતસર વર્તન રાખવું.

ધનવાન્ સ્ત્રીઓએ પણ પુરૂષની માફક પોતાના શરીરને યોગ્ય વ્યાયામ આપવાની જરૂર છે. ઘરનાં

**ધનવાન સ્ત્રીઓનું કર્તવ્ય.**

કામકાજ જો જાતે કરવામાં આવે તો તે યોગ્ય વ્યાયામની ગરજ સારે છે. આપણાં હિન્દુસ્તાનમાં જે સ્ત્રીઓને દળવું, ખાંડવું, વગેરે કામ કરવાની પદ્ધતિ છે તે ઘણીજ ઉત્તમ છે. પણ હવે દળવા, ખાંડવા જેવી યોગ્ય કસરતને 'મજુરી' તરીકે ગણી તેના પ્રતી ઉપેક્ષા કરવામાં આવે છે અને તેના પરિણામમાં તેઓની શારિરીક સ્થિતિ નબળી રહે છે. એક ગામડામાં રહેતી, ઘરનું કામકાજ જાતે કરતી, દળવા ખાંડવા તથા પાણી ભરવારૂપ કર્તવ્યને પણ જાતેજ કરતી સ્ત્રીની સાથે શહેરમાં રહેતી માત્ર બેસી રહેવામાંજ પોતાનો વખત વ્યતિત કરનારી અને ઉપરની ટાપટીપથી શણગારાયલી પચાસ સ્ત્રીઓને સરખાવી જોશો તો એ પચાસે કરતાં પેલી ગામડાંની એક સ્ત્રીની શારિરીક સ્થિતિ સારી હોય છે. અત્રે કદાચ કોઇ શંકા કરશે કે ગામડાંનાં પાણી સારાં તેથી આમ બને પણ તેઓની દલીલ એટલી બધી વજનદાર ગણી શકાય તેમ નથી. કારણકે એ પચાસે સ્ત્રીઓને જો પેલી સ્ત્રી રહેતી હોય તે ગામમાં રાખવામાં આવે તો પણ તેઓ જો પેલી ગામડાંની સ્ત્રીના જેવી મહેનત કરી શરીરને યોગ્ય વ્યાયામ ન આપે તો તેથી કાંઇ ઉત્તમ પરિણામ આવતું નથી. આ પ્રમાણે હોવાથી માત્ર ફેશનની ફીસીઆરીમાં ફસાયલી બાળાઓએ પોતાના શારિરીક બળને વ્યાયામ આપી સુધારવાની કેટલી બધી જરૂર છે તે અત્રે સ્પષ્ટ થયા શિવાય રહેતી નથી.

**હીસાબની દેખરેખ.**

ધનવાન્ ગૃહસ્થોએ હિસાબ માણસો રાખીને લખાવવો તેનો અમે વાંધો લેતા નથી પણ એ હિસાબ ઉપર ઘટતી દેખરેખ રાખી દરમહિને તેમણે હિસાબ તપાસવોજ જોઈએ. કેટલાક ધનવાનો આ બાબત ઉપર અલક્ષ કરી હીસાબ રાખનાર માણસો ઉપરજ સંપૂર્ણ ભરોંસો રાખે છે તેથી આ બાબત ઉપર તેમણે ધ્યાન આપવાની અનિવાર્ય અગત્ય છે.

**ધનનો ઉપયોગ.**

પોતાની પાસે અઢળક સંપત્તિ છે તેથી તેનો ફાવે તેમ ઉપયોગ કરવો એવો પણ ધનવાનોનો સ્વભાવ હોય છે. આ સ્વભાવને પણ તેમણે સુધારવાની જરૂર છે. અને જે જગ્યાએ જરૂર લાગે ત્યાંજ તેનો ઉપયોગ કરવો અવશ્યનો છે. અમુક બાબતમાં રૂપિયા આપવાની જરૂર છે. અથવા અમુક ફંડમાં અમુક દાન આપવાની જરૂર છે. એમ જો ધનવાનના પોતાના અંતઃકરણમાં સ્ફુરે તો ત્યાં પોતાના ધનનો નિશંકપણે ઉપયોગ કરવો કેમકે **સદ્માર્ગે ધન વાપરવાથી બેવડું મળે છે.**

**આજુબાજુના મિત્રો.**

ધનવાનના સંબંધી તથા મિત્ર થતું સઉ કોઈ આવે એવી કહેવત છે. મતલબ કે ધનવાનની પાસે પોતાનો સ્વાર્થ સાધવાને અનેક મિત્રો થઈને આવે છે. આવા મિત્રો એ મિત્ર નહિ પણ ધન લોભી ધુતા-

રાજ હોય છે. આવા મિત્રો અને સંબંધીઓથી તેમણે ખાસ કરીને ચેતવાનું છે અને પોતાની પાસે આવનાર મંડળમાંથી કોણ સાચા અને પોતાની ઉપર લાગણી ધરાવનાર છે તેનો વિચાર કરવાનો છે. અને આ વિચાર કરી જેઓ સ્વાર્થી જણાય તેને દૂર કરવા ઇષ્ટતમ છે.

**એક ગુપ્ત દુર્ગુણ.** ધનવાન્ મનુષ્યોમાં ઘણે ભાગે એક ગુપ્ત દુર્ગુણ રહેલો હોય છે તે **આળસ** રૂપી દુર્ગુણ છે. આ આળસ શાથી આવે છે? કામ ન કરવાથી. માટે પૂર્વે જણાવ્યું તેમ ધનવાન્ તરફથી યોગ્ય કામો જાતે કરવામાં આવે તો આ તેમનામાં રહેલા દુર્ગુણોનો નાશ થઇ શકે તેમ છે.

**ધનવાનોનું કર્તવ્ય.** પાસીફીક મહાસાગરનો પટ જેમ અત્યંત વિશાળ છે તેમ ધનવાનોનું કર્તવ્ય પણ અત્યંત વિશાળજ છે. ધનવાનોએ પોતાના દ્રવ્યનો ઉપયોગ એવાં સારા કામમાં કરવો જોઇએ કે, જેથી તેમનું નામ અખંડ રહે. કોઇ દેવળનો પુનરોદ્ધાર કરવો. અશકતાશ્રમ સ્થાપવું, પ્રાણીઓને જીવીતદાન આપવું. કેળવણીનો પ્રચાર અધિક વધે તે અર્થે બોર્ડીંગો બંધાવવા, ગરીબ મનુષ્યોને ઉદ્યમે જોડવા, ઉત્તમ પ્રકારનાં પુસ્તકો સારાં લેખકો તરફથી લખાવીને પડત ભાવે મફત વહેંચવા; આ પ્રમાણે ધનવાનોનાં બીજાં પણ અનેક કર્તવ્યો છે.

## प्रकरण २१ मांना सिद्धांतो.

१ धनवान् गृहस्थ अथवा स्त्रीए पोताना शरीरने व्यायाम आपवानी अनिवार्य अगत्य छे. अने तेथी तेमणे शरीरने योग्य व्यायाम मळे तेवां कामो करवां जाइए.

२ घरमां स्त्रीओना सहवासमां पुरुष चाकरने नहि राखतां स्त्री चाकर राखवी.

३ अमारी पासे पुष्कळ पैसा छे एवुं मानी गृहिणीए बेसी रही सघळा कामकाजनो आधार नोकर उपर राखवो नहि. अने शारिरिक कसरतने अर्थे थोडां कामो पण पोतानी जाते करवां.

४ हिसाबनी देखरेख राखवी. धननो उपयोग सारा मार्गे करवो. स्वार्थी मित्रोने दूर करवा. आळसने छोडी पोताना कर्तव्यने साधवुं.



# પ્રકરણ ૨૨ મું.

## સાસરીયામાં વહુ પ્રત્યેનું વર્તન.

---



સુધારા ઉપર ચઢેલા અથવા સુધારાનો પવન લાગેલા કુટુંબોને બાદ કરતાં આપણાં હિન્દુ સંસારમાં એવું એક પણ કુટુંબ જોવામાં આવશે નહિ કે જ્યાં સાસુ અને વહુને બનાવ હોય, બિલાડી અને ઉંદર સિંહ અને હરણ, સર્પ અને નોળીયો એઓને જેમ સ્વાભાવિક પરસ્પર વૈર હોય છે તેમ સાસુ અને વહુને પણ તેવુંજ અને તેનાથી આગળ વધીને જણાવીએ તો તે કરતાં પણ કાંઈક અંશે અધિક વૈર હોય છે. આનાં કારણમાં જોઈશું તો જણાશે કે સાસુઓ એમ માને છે કે વહુ ઉપર અમારો અધિકાર છે, વહુ અમારી તાબેદાર છે, વહુ અમારી દાસી છે, અને તેને સંપૂર્ણ પ્રકારે અમારા હાથમાં રાખવી એ અમારી ફરજ છે. તેને દુઃખ દેવું, તેને મારવી, એ પણ અમારી ફરજ છે. કેમકે જો એમ ન કરીએ તો અમારી સત્તા તેના ઉપર બેસે નહિ. અમારૂં કહ્યું તેઓ કરે નહિ, અમને તે ગાંઠે નહિ, અને અમારા માથે છાણાં થાપે.

અજ્ઞાનના ઘોર અંધકારમાં ડુબેલી સાસુઓ આ પ્રમાણે જણાવી પોતાની વહુને ત્રાસ આપે છે. આ શું તેમના

સાસુપણાને છાજે છે? એવી કર્તવ્ય ભ્રષ્ટ સાસુઓને ધિક્કાર આપવો એ શું યોગ્ય નથી? શા માટે નહિ? બિચારી પારકી છોકરીઓને–વહુઓને દુઃખ દેવું એ શું તેમને ઘટિત છે? શું વહુઓને દુઃખ દેવાથીજ તે સુધરે છે! કેવું ભૂલ ભરેલું માનવું.

કેટલીક સાસુઓ એવા વિચારની હોય છે કે અમને પણ અમારી સાસુઓએ બહુ દુઃખ દીધું છે તેથી હવે અમે પણ અમારી વહુને દઈએ. કેમકે હવે અમારો વખત આવ્યો છે. આ વિચારવું એ 'પાડાને રોગ અને પખાલીને ડહામ' એ પદ્ધતિ પ્રમાણે નિરૂપયોગી છે. સાસુએ દુઃખ દીધું તેથી હવે તેની રીસ પોતાનો વખત આવતાં બિચારી વહુ ઉપર કાઢવી એ કોઈ પણ રીતે યોગ્ય નથીજ પણ આ બાબતનો વિચારજ કોણ કરે છે. અહિં તો વહુને દુઃખ દેવામાંજ સાસુના સાસુપણાની અનુપમ (?) મહત્તાનો સમાવેશ થઈ જાય છે.

પોતાની વહુઓને હદ ઉપરાંતનું વિનાકારણે દુઃખ દેનાર સાસુઓએ પોતાનુંજ દૃષ્ટાંત લેવું જરૂરનું છે. જ્યારે પોતે વહુપણાને પ્રાપ્ત હતી ત્યારે તેમની સાસુ તરફથી તેમને કેટલું બધું દુઃખ વેઠવું પડતું હતું તેની કલ્પના કરીને પણ તેમણે વહુ ઉપરના ત્રાસને ઓછો કરવો જોઈએ.

આ લેખકને હાલ એક ખરા બનેલા બનાવનું સ્મરણ થાય છે કે એક કુટુંબમાં એક પાંચ સાત વર્ષની વહુ આવી હશે તેના ઉપર તેની સાસુ તરફથી અગણિત દુઃખ

પડતું હતું. પતિ રહ્યો નાનો એટલે સર્વોપરી સત્તાજ સાસુના હાથમાં હતી. એ સાસુને સાસુ કહેવા યોગ્ય નથી પણ નિર્દયતાની મૂર્તિ કહેવી યોગ્ય છે જો મરૂભૂમિમાં જળ હોય તો તેનામાં દયાનો છાંટો હોય અર્થાત્ તે તદન દયા વગરની હતી. બિચારી સાત વર્ષની બાળકીને જેમ બકરીને વાઘનો ધાક હોય છે અને તેને જોઇને તે જેમ થર થર કંપે છે તેમ સાસુનો ધાક હતો. સાસુને જોતાંજ તે ધ્રુજી ઉઠતી. પરંતુ આટલેથી બસ નહોતું પણ પેલી વાઘની બહેન રૂપ સાસુ વખતો વખત એકાદ બે તમાચા વહુને તેં અમુક કેમ આમ કર્યું કહીને મારવા ચુકતી નહી. એક દિવસે તે બિચારીને એવું માર્યું હતું કે તેના માથામાંથી લોહીની ધારા નિકળી હતી. વહુથી અતીશય વેદનાને લીધે ચીસ પડાઇ ગઇ એના પરિણામમાં દુર્વાસા ઋષિથી પણ અધિક ક્રોધી સાસુએ તેને ઘરના ઓટલા ઉપરથી રસ્તાપર સડક ઉપર ગબડાવી દીધી. અને બિચારીનો પગ ઉતરી ગયો.

આ ઉપલા બનાવના જેવી ઘટના આપણા હિન્દુ કુટુંબમાં કેટલીએ જગ્યાએ બનતી હશે તેનું પ્રમાણ કાઢવાને લેખકને અવકાશ નથી. તો પણ તે એટલું તો છાતી ઠોકીને જણાવે છે કે ઘણાં ખરા કુટુંબોમાં આવી સ્થિતિ વ્યાપી રહેલી જોવામાં આવશે.

સાસુએ વહુને પોતાની દીકરી તરીકે ગણીને તેના

**વહુઓ ઉપર દયા-લાવવી જોઇએ**

ઉપર દયા રાખવી જોઈએ. ભૂલને પાત્ર મનુષ્ય માત્ર હોય છે તેથી બિચારી વહુ ભુલને પાત્ર થાય તો તેમાં કંઈ આશ્ચર્ય નથી. પણ આ પ્રમાણે ભૂલને પાત્ર થનાર વહુઓને સુધારવી જોઇએ. કોઈ પરમેશ્વરને ઘેરથી શીખીને આવ્યું નથી. તેથી સાસુઓએ પણ પોતાની વહુને પોતાની નિર્દયતાના સ્વભાવનો ત્યાગ કરી કામ શિખવવું જોઈએ. કામ ન આવડે તો અકળાઇ ન જતાં પુનઃ તેણીને તે કામ શિખવવાથી આવડીજ જશે. વહુને વારંવાર ટોકટોક ન કરવી; કેમકે તેમ કરવાથી વહુ નઠોર થઈ જાય છે. રાંધવાનું કામ તેમજ ઘરનાં બીજાં પરચુરણ કામો પણ પાસે રહીને શીખવવાં. વહુ ભણેલી હોય તો તેને ઉત્તમ પુસ્તકો વાંચવાની પણ છૂટ આપવી. અને ભણેલી ન હોય તો તેમને જાતે ભણાવવી; કેમકે કેળવણીનું ફળ અદ્‌ભુત આવે છે. આ શિવાય વહુને પરતંત્રતાની બેડીમાં જકડી ન રાખવી. અને **વહુને સારી સદ્‌ગુણી તથા સઘળાં ઘરકામથી વાકેફગાર બનાવવી, તેનું સર્વ માન સાસુનેજ છે. કેમકે તમારા પરિચયમાં આવનાર સર્વજ એમ કહેશે કે ધન્ય છે એની સાસુને કે જેણે પોતાની વહુને આવા ઉત્તમ બનાવી છે.**

## प्रक ण २२ मांना सिद्धांतो.

सासुओए पोतानी वहु उपर हमेंशा दया राखवी जोइए अने तेने पोतानी दीकरी तुल्य गणी घरनां दरेक कामकाज शिखववां जोइए. वहुने सारी बनाववी होय तो तेनी सासुनेज आभारी छे अर्थात् तेमां तेनी सासुनांज वखाण थाय छे. घरमां वहु प्रत्ये सासु, तेमज तेनी नणंद, ससरा वगेरे सर्वेए माया भरेलुं वर्त्तन राखवुं अने तेना उपर जुलम न करवो.

## પ્રકરણ ૨૩ મું.



## કેટલાક વિચિત્ર જન સ્વભાવો.




ઈ એક સમયે અમુક સ્રીએ કદાચ કામ પ્રસંગે એક પુરૂષને કાંઈ પૂછ્યું હોય તે જો અન્ય મનુષ્યના જોવામાં આવે તો તે તરતજ કાંઈને કાંઈ કલ્પના બાંધવા બેસી જશે. સારી કલ્પના તો કોઈકજ કરતા હતા પણ આ તો ખોટી કલ્પના કરનારનોજ જ્યાં ત્યાં ફેલાવો થએલો હોય છે. એ સ્રીને તે પુરૂષની સાથે આડો સંબંધ છે. અમુક આમ છે તેમ છે એવીજ કલ્પના તેઓ કરશે અને તેટલાથી તે વાત અટકાવતાં હોય તો બસ

ચ્યુ઼ં પણ આતો પોતાની કલ્પનાની વાતો પોતાના મિત્ર અને સ્નેહી વર્ગને પણ કરશે અને તે સ્ત્રીની તથા પેલા પુરૂષની હલકી આથાવટી પાડી દેશે.

* * * *

એક સ્ત્રી પોતાનું મનરંજીત કરવા બાલ હોળે, અથવા ઝુલ્લવાળી ચોળી પહેરે તો તે જોઈ મનુષ્યો કહેશે કે આ તો વહી ગઈ. એણે તો શરમને નેવે મૂકી દીધી.

* * * *

એક મનુષ્યે પોતાના મિત્રને કાંઇ અમુક વાત કહી હશે તો તેમાં સહેજ મીઠું મરચું ઉમેરી તે બીજાને કહેશે. બીજો પોતાના તરફથી થોડો ઉમેરો કરી ત્રીજાને કહેશે. ત્રીજો ચોથાને.અને ચોથો પાંચમાને એ પ્રમાણે એ વાતની પરંપરા ચાલશે અને પછી તેમાં એટલે સુધી ઉમેરો થવા પામશે કે વડ પડયો ત્યારે તેને બદલે વડોદરૂં પડયું એ પ્રમાણે ઘાટ થઇ રહેશે.

* * * *

આ સર્વ ઉદાહરણ આપીને અત્રે કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે જન સ્વભાવ એવો વિચિત્ર હોય છે કે જેના પારને પામી શકાતું નથી આજે જેના તેના ગુણ જોવાને બદલે તેના દોષજ જોવાય છે. તે એટલે સુધી કે જેમ કમળો થનારને આખું વિશ્વ પીળુંજ માલમ પડે છે તેમ ગુણમાં પણ તેમને દોષનુંજ ભાન થાય છે. આ પ્રમાણે ગુણને બદલે દોષ જોનારની સંખ્યા અત્યંત પ્રમાણમાં વધી ગએલી છે.

પોતાના ગૃહસ્થાશ્રમને ચલાવનાર આરંભના દંપતીઓએ આ બાબત ખાસ સંભાળવાનું છે. તેમને માટેજ ખાસ કરીને આ પ્રકરણ લખવામાં આવ્યું છે. તેમણે પોતાના ગૃહસ્થાશ્રમમાં આવા ઉપર જણાવ્યા પ્રમાણેના અનેક મનુષ્યોના સહવાસમાં આવવાનું થશે. અને અનેક મનુષ્યોની વાત તેમને કાને આવશે જેથી તેમણે સાવધાન રહેવાનું છે.

પતિ અને પત્ની સુખી હોય એ દ્વેષી મનુષ્યોથી ખમી શકાતું નથી તેથી તે પ્રસંગ મળતાં પતિને તારી સ્ત્રી આવી છે અને તે આવી ખરાબ છે વગેરે બોલે છે અને તેને માટે વહેમ ઉત્પન્ન કરે છે. અને સ્ત્રીને તારો પતિ આવો છે એમ કહી ભંભેરી અણબનાવ કરાવે છે. આવા મનુષ્યોથી હે આરંભના ગૃહસ્થાશ્રમી ! તમે ચેતતા રહેજો. અને તેઓ તમને કાંઇ ખોટું કહેવા આવે તો તેને દૂર કરજો, કેમકે તેમાંજ તમારી મહત્તા છે.

અમુક મનુષ્યે અમુક કામ કર્યું તે જોયા કે જાણ્યા વગર તેને માટે અભિપ્રાય આપવો એ એક પ્રકારનું સાહસ છે. અને તેનાથી બનતાં સુધી દરેક સુજ્ઞે દૂર રહેવું જોઇએ. વાસ્તવિક રીતે વિચાર કરતાં કોઈ મનુષ્યને માટે કાંઈ ખરાબ કહેવાનો આપણને અધિકાર નથી. પ્રથમ આપણે જાતેજ સુધરવું જોઇએ. અને આપણા અંતઃકરણની સૂચના અનુસાર ચાલવું જોઇએ. જયાં સુધી આપણે પૂર્ણ થયા નથી

**ત્યાં સુધી બીજાને કંઈપણ કહેવાનો આપણને અધિ-કાર નથી.** આ સૂત્રને બરાબર વિચારો અને તમારા પોતાના અને તમારાં બીના જીવનના અનુભવમાં મૂકો.

મનુષ્યે ખરી રીતે પોતાના અંતઃકરણનો ડર રાખવાનો છે. જે કામ કરતાં અંતઃકરણમાં ગ્લાની થાય તેવું કદી પણ ન કરવું. લોકોનો ડર એ બહુધા ખરો ડર નથી પણ અંતઃક-રણનો ડર એ ખરેખરો ડર છે. અંતઃકરણની પ્રેરણા અનુસાર વિહિત કામ કરનાર મનુષ્ય ભલે આજે જનસમાજ તરફથી નિંદાપાત્ર ગણાશે પણ કાળે કરીને તે વંદન કરવા યોગ્ય થશે. આ સ્થળે સહજ શંકા થાય છે કે અંતઃકરણની પ્રેરણા અનુસાર ચાલવું તો ચોર પણ અંતઃકરણની પ્રેરણા અનુસાર ચોરી કરવા જાય છે અને તે પકડાય છે તો કેવો હલકો થાય છે. જ્યારે આ પ્રમાણે છે ત્યારે અંતઃક-રણની પ્રેરણાનુસાર ચાલનાર સુખી શી રીતે થાય. આ શંકાના સમાધાનમાં જણાવવાનું છે કે ચોર ચોરી કરવા જાય છે પણ અંદરખાનેથી તો તેને તે કામ કરતાં અંતર ડંસતુ હોય છે અને તેને લીધેજ તે દુઃખી થાય છે; કેમકે અંતઃકરણની લાગણી કાંઈક અંશે પણ એથી દુભાય છે.

અંતઃકરણની પ્રેરણા અનુસાર ચાલવાથી દુઃખ આવતું નથી એ કથન તદ્દન સત્ય છે. કેમકે અંતઃકરણ—ખરૂં હૃદય એવી ખોટી પ્રેરણા કરતુંજ નથી. એની સર્વ પ્રેરણા

શુભ અને સારી જ હોય છે. રાગ દ્વેષ રૂપી મલીન પડદા-ઓને દૂર કરો અને કેવળ શાંત થઈ અંતઃકરણની પ્રેરણાને અનુસરો. તે હમેંશા તમને ઉન્નત્ત: માર્ગે ચઢાવશે.

જન સ્વભાવ વિચિત્ર છે. તે આમ પણ બોલે, અને તેમ પણ બોલે. તેના પ્રતિ અલક્ષ કરો અને તમારા અંતઃકરણની સૂચના અનુસાર ચાલો એટલે સર્વ સ્થળે તમારો વિજયજ છે.

---

## प्रकरण २३ मांना सिद्धांतो.

आ जगत्‌मां भिन्नाभिन्न प्रकारना मनुष्योना स्वभाव होय छे तेथी ते बाबत उपर अलक्ष करी अंतःकरणनी प्रेरणा अनुसार विहित काम करवां जोइए.

मनुष्ये खरो डर शानो राखवानो छे? पोताना अंतःक-रणनो. तो लोकोनो मिथ्या डर न राखतां अंतःकरणनो डर राखवो के जेथी सुख तमारी पासे आवशेज.



# પ્રકરણ ૨૪ મું.

## જડાવબાના કેટલીક ગુપ્ત વાતો.

---



“અલી એ સાંભળે છે કે? મારે તને એક ગુપ્ત વાત કહેવાની છે.” માથે પાણીનું બેહડું લઇ ચાલતાં ચાલતાં જડાવબા બોલ્યાં.

સુધાહાસિની—“એવી તે શી વાત છે; કહો તો ખરાં?”

જડાવબા—“કોઇને ન કહે તો કહું. જોને કની મને કિશોરીલાલના બાપે આ વાત કહેલી ત્યારે કહેલું કે ખબરદાર જો આ વાત કોઈને કરી તો? તારી વાત તું જાણે.”

શારદા—“અરે જો તો ખરી આને ધણીનો ધાક. આ તે બાયડી છે કે કોણ? ધણીને ઓટીમાં મારી ન ફરીએ તો આપણે બાયડીઓ શેની!”

સુધાહાસિની—“હા બ્હેન, તારા મતને હું ટેકો આપું છું. આ જડાવ તો એવી છે કે જાણે ‘વરઘેલી’ આટલા વર્ષની થઈ તોય એનો ચાળો ન મટયો.”

અર્ચિષ્મતિ—“એ તે કાંઇ મટે છે! શું ઉમર મોટી થાય તેથી મન પણ મોટું થાય?”

સુધાહાસિની—" ચાલ હવે તારી વાત જવા દે અલી જડાવડી, કેમ બહુ મોંઘી થાય છે કે? વાત નથી કહેવી કે? જા! ઠીક છે. અમે પણ કોઈ દિવસ તને કાંઈ કહીશું નહિ."

જડાવ—" અલી! આટલી બધી ઉતાવળી શું કામ થાય છે. શું ઘોડે ચ્હડીને આવી છે કે? ઘોડે ચ્હડીને તે ક્યાંથી આવે, ગધેડે ચ્હડીને આવી હઈશ ગધેડે.

સુધાહાસિની—" ચાલો જડાવબા. મને કહી દ્યો તો અટાણે મને ઘેર જતાં મોડું થશે તો એ મને વ્હડશે. હું પાણી નીકળી ત્યારે કહેતા હતા કે મારે વહેલું જવું છે માટે તરત આવજે.."

અચિંષ્મતિ—' અલી ! એ તે કોણ ? કહે તો ખરી ! કહે તો ખરી !"

સુધાહાસિની—"એ તે એજ તો બાપુ. એનું નામ તે કાંઈ દેવાય તેમ છે."

વિજળી—"શા માટે ન દેવાય? કહેની કે એ તે મારો ધણી, મારો વર મારો હસબન્ડ"

અચિંષ્મતિ—" અલી ! છેલ્લું તું શું બોલી કહે જોઈએ !"

વિજળી—" એતો મારા વર કહે છે કે અંગ્રેજીમાં ધણીને હસબન્ડ કહે છે હસબન્ડ.'

વિજળી—" હા વ્હેન, એ ભણતર તો એવું ખરાબ છે કે ન પૂછો વાત. મારા ધણી જ્યારે અંગ્રેજી બોલે છે ત્યારે જાણે પેલો પંજાબનો મેલ ચાલ્યો."

સુધાહાસિની–"આલો હવે તમારે વાતો બંધ કરી જડાવની વાત સાંભળવી છે કે તમારૂંજ પુરાણ ચલાવ્યા કરવું છે?"

બંન્ને—" લેની બ્હેન અમે તો મુંગા રહ્યાં."

જડાવ—" જોજો અલીઓ કોઇને કહેતી નહિ મારા સમ, મારા સમ, કોઇને કહેતી નહિ."

"કોઇને એ નહિ કહીએ, મારા સમ કોઇને કહીએ તો." ત્રણે જણ બોલ્યાં.

અર્ચિષ્મતિ—' બળ્યું નામે કેવું ખરાબછે, સોવાર ગોખીએ તોયે ન આવડે. એવું તો પેલી મડમડીઓથી બોલી શકાય. આપણાથી તો નહિ બોલાયરે બાપ."

ઠાવકું મો કરી જડાવ બોલી,—" અલી ઓ સાંભળો મારા એ એક વખત રાત્રે ઘેર આવ્યા અને મને એકજરીયન સાડી આપી. અને કહ્યું કે કોઇને કહેતી નહિ. આ પોટલું મને રસ્તામાંથી ઘેર આવતાં અકસ્માત જડી આવ્યું છે. જોની કેવી મઝાની સાડી છે. તું પ્હેરજે અને સુખી થજે. પણ જો ભૂલેચુકે પણ આ વાત બીજાને કરતી નહિ હોં. નહીતો તારાને મારા બારજ વાગ્યા સમજજે. આમ કહી મને સાડી આપી. અલી બા મેં તે જોઇ અને હું તો આભીજ

બની ગઈ. શા તેનાં જરીયન બુટ્ટા અરે વળી બ્હેન કોરં ઉપર તો સાચાં મોતી ટાંકેલા. મેં તો એવી સાડી મારા બાપ જન્મારામાં એ જોઈ નથી. ”

સુધાહાસિની—“જડાવબા તમે ભાગ્યશાળી તો ખરાં”

વિજળી—“ કહ્યું છે ને કે ભાગ્યશાળીને ત્યાં ભૂત રળે”

આ પ્રમાણે વાતચીત કરતાં કરતાં એ બૈરાંઓ ઘેર આવ્યા. જડાવબાની વાતને એ ત્રણ સ્ત્રીઓએ એક બે દિવસ તો કોઇને કહી નહિ પણ કહેવત છે કે ‘ બિલાડીનાં પેટમાં ખીર ટકે તો સ્ત્રીઓના પેટમાં વાત ટકે ’ આ કહેવતાનુસાર સુધાહાસિનીએ આ વાત પ્રભાવતીને કહી વિજળીએ આ વાત તેની સાહેલી રૂક્ષ્મણીને કહી. અને અચિંત્મતિએ જેકોરબ્હેનને કહી. આ સઘળી વાત કહેતી વખતે ‘ જો કોઇને કહે તો મારા સમ ’ એ વાક્યનું સ્વાગત દરેકે સ્વીકાર્યું હતું એ સ્મરણ આપવાની જરૂર નથી.

વિજળીના દીવા જેમ એક જગ્યોએ સળગાવતાં ચાંપ દાબવાથી બધા દીવા સળગી ઉઠે છે તેમ આ મહિલા મંડળે આ જડાવબાની ગુપ્ત વાતને આખા ગામમાં ફેલાવી દીધી. વગર પૈસે જાહેરખબર આપવાનું સાધન ખરેખર અમુક સ્ત્રીને કાંઇ વાત કહેવી એજ છે. વાત કહી કે તરત તેનો ફેલાવો થવાજ માંડશે. આખા ગામમાં આ વાત ચોગરદમ ફેલાઈ ગઈ. જેને તે જડાવબાના ધણીને એક સાડી જડી

છે એવી વાતો કરવા લાગ્યાં. કેટલાક મનુષ્યો તો તેને ઘેર જઇ જડાવબાના ધણી ગોપાળદાસને અમારી સાડી ખોવાઈ ગઈ છે માટે આપો એમ કહેવા લાગ્યા. ગોપાળદાસે બરાબર સમજી લીધું કે મારી સ્ત્રીને મેં કહેલી વાર્તાના પરિણામમાંજ આ સઘળું થાય છે. તો પણ તેણે થોડા વખત મૌન રહી શું થાય છે તે જોવાનો નિશ્ચય કર્યો. એક પછી એક મનુષ્ય ગોપાળદાસને ત્યાં સાડીની ઉઘરાણી આવવા લાગ્યા. ગોપાળદાસે સર્વને ઉદ્ધત જવાબ દેવાથી કેટલા તો ત્યાં હુલ્લડ કરવા લાગ્યા અને કેટલાક તો ઠીક છે બચ્ચાજી અહિં નહિ આપે તો પોલીસ કોર્ટમાંતો આપશેજ' એમ કહી ધમકી દેવા લાગ્યા. ગોપાળદાસે આ સર્વને ગણકાર્યું નહિ એટલે હરામનોજ માલ પચાવી હોઇયાં કરી જનાર મનુષ્ય લાગવગ ચલાવી એક ફોજદાર અને કેટલાક સીપાઇઓ લઈને આવ્યો અને ગોપાલદાસના ઘરની જડતી લેવડાવી.જડતી લેતા સાડી હાથ આવી એટલે પેલો મનુષ્ય આજ મારી સાડી, આજ મારો મુદ્દો માલ એમ બોલવા લાગ્યો. ગોપાળદાસ આજ વખતે પોતે સાચો છે એમ પૂરવાર કરી શકે એમ હતું પણ તેને આ નાટકના બે અંક થએલા હોવાથી ત્રીજો અંક કરીને સમાપ્ત કરવું ઠીક લાગ્યું. તેથી તે કાંઈ પણ ન બોલ્યો અને જે થાય તે જોયા કરવા લાગ્યો. તુરતજ ફોજદાર સાહેબે માલ કબજે લીધો અને ગોપાળદાસને પકડી મેજીસ્ટ્રેટને ત્યાં રજુ કર્યો. મેજીસ્ટ્રેટને ત્યાં કેસની મુદત નંખાઈ અને ગોપાળદાસ જામીન ઉપર છૂટયો.

આજે જુનની તા. ૧૦ મી છે. ગોપાળદાસના ઠરાવની મુદત આજની છે. આખું ગામ તળે ઉપર થઈ રહ્યું છે અને જડાવ પણ પોતાના પાતને આવી પડેલી વિપત્તિ જોઇને મહા સંતાપ કરે છે. તે હવે સમજે છે કે મારા પતિને વિપત્તિ લાવનાર હુંજ છું. પણ હવે તેનું સમજવું શું કામનું ? રાંડયા પછીનું ડહાપણ કામ આવે છે ખરૂં કે ? ના. ત્યારે આમાં પણ તેમજ છે.

ઘડીઆળમાં ૧૧ ના ટકોરા થયા અને મેજીસ્ટ્રેટ સાહેબ ન્યાયાસન પર બિરાજ્યા. પ્રથમ અરજદારની જુબાની થઇ.

મેજીસ્ટ્રેટ—" તમારૂં નામ શું ? "

અરજદાર—" મહાશંકર. "

મેજીસ્ટ્રેટ—" બાપનું નામ. "

અરજદાર કહે વિષ્ણુ ભટ્ટ "

મેજીસ્ટ્રેટ—" જાતના. "

અરજદાર—" મોઢ બ્રાહ્મણ. "

મેજીસ્ટ્રેટ—" ઉમ્મર "

અરજદાર—" આશરે ૫૫ વર્ષની "

મેજીસ્ટ્રેટ—" ધંધો. "

અરજદાર—" વ્યાજુ તથા દસ્તાવેજ લખવાનો "

મેજીસ્ટ્રેટ—" રહેવાશી "

અરજદાર—" આડા ગામ "

મેજીસ્ટ્રેટ—તમારી સાડી ક્યારે ખોવાઈ હતી."

અરજદાર—"તા. ૧૨ મી જુન ૧૯૧૩ ને રોજ"

મેજીસ્ટ્રેટ—"તેને તો આજ એક વર્ષ થશે. શું તમે તમારી ફરીયાદ પોલીસમાં નોંધાવી છે?"

અરજદાર—"ના સાહેબ"

મેજીસ્ટ્રેટ—"કેમ ન નોંધાવી વારૂં"

અરજદાર—"પોલીસમાં નોંધાવું તો ખાલી ધક્કા ખાવા પડે તેથી કંટાળી મેં વિચાર્યું કે નસીબની હશે તો એની મેળે પાછી આવશે !"

મેજીસ્ટ્રેટ—(હસીને) "ત્યારે તો તમારૂં નસીબ બહુ જબરૂં કેમ ?"

અરજદાર—"હા સાહેબ, નસીબમાં ન હોય તો કાંઇ આવે છે? આજ બાર મહિને પણ પત્તો લાગ્યો નહિ, મારાજ ગામમાં પેલો છગનલાલ પોતાનો માલ છસો રૂા. નો ગુમાવી બેઠો હતો તેણે પોલીસમાં ફરીયાદ પણ નોંધાવેલી અને પોલીસે બહુએ તપાસ કરી પણ પત્તો ન લાગ્યો તે નજ લાગ્યો 'અરે' તે તો–

મેજીસ્ટ્રેટ—"તમારૂં નકામું ટાયલું જવાદો. કોર્ટને તે સાંભળવાનો વખત નથી. કહો જોઈએ તમારી સાડી કેટલા રૂા. ની હતી અને તે કયારે લીધેલી ?"

અરજદાર—(માથું ખજવાળીને) "સાહેબ આશરે બશેંક રૂપિયા થયા હતા. સાડી બે વર્ષ ઉપર લીધી હતી."

મેજીસ્ટ્રેટ—"અંદરનું ભરત કામ ઘેર ભરાવેલું કે ?"

અરજદાર—"હા સાહેબ. અમારા ગામના વલ્લભ દરજી-એજ તે ભરી હતી."

આ પ્રમાણે આરંભદર્શક જુબાની થયા પછી મેજીસ્ટ્રેટ સાહેબે તોહમતદાર સામે જોઇને કહ્યું કે તારો કોઈ વકીલ છે?

તહોમતદાર—" ના સાહેબ "

મેજીસ્ટ્રેટ—" આને કાંઈ પૂછવું છે ?"

તહોમતદાર—"ના સાહેબ"

મેજીસ્ટ્રેટ—" શું ત્યારે એની સાડી તેં લીધેલી તેનો આરોપ તું સ્વીકારે છે ?"

તહોમતદાર—" ના સાહેબ હું નિર્દોષ છું "

મેજીસ્ટ્રેટ—" (હાથ ટેબલપર પછાડીને) તેમ ચાલશે નહિ. તું નિર્દોષ હોય તો તેનો પુરાવો જોઈએ. તારા ઘરમાંથી મુદ્દા માલ નીકળ્યો છે એટલે તું ગુન્હેગાર થઈ ચૂકયો."

તહોમતદાર—" મારી પાસે હું નિર્દોષ છું એવો પુરાવો છે સાહેબ !"

મેજીસ્ટ્રેટ—" તે આપ ત્યારે ?"

"તહોમતદારે—" તરતજ પોતાના ગજવામાંથી એક આંકડો કાઢીને રજુ કર્યો અને પછી જણાવ્યું કે "સાહેબ એ સાડી મારી છે. અને મેં પોતે ખરીદ કરેલી છે."

મેજીસ્ટ્રેટ—"તેં ખરીદ કરી તે વ્યાપારી અત્રે આવેલાછે?"

તહોમતદાર—"હા સાહેબ. તેમનું નામ શેઠ અબદુલહુસેન વલી શેખમહુમદ છે."

તરતજ સીપાઈતરફથી શેઠ અબદુલહુસેન વલીશેખમહુમદના નામની બુમ પાડવામાં આવી. અને તે હાજર થયા. તેણે આવી સાક્ષીના પીંજરામાં ઉભા રહી નીચે પ્રમાણે જુબાની આપી.

"મારૂં નામ અબ્દુલહુસેન વલી શેખમહુમદ છે. સુરત ભાગાતળાવમાં આજ પરચુરણ કાપડ, રેશમી સાડીઓ વીગેરે વેચવાની મારી દુકાન છે. હું તહોમતદાર ગોપાળદાસને સારી રીતે ઓળખું છું. તે ઘણા પ્રમાણિક અને લાયક માણસ છે. મારી દુકાનેથી તા. ૯ ઠ્ઠી એપ્રિલે તે સાડી ખરીદ કરી ગયા છે. અને તેના રૂપિયા એકશો પચાસ બાર આના મને ચૂકાવી આપ્યા છે વગેરે"

આ પ્રમાણે અબદુલહુસેનની સાક્ષી થઈ રહ્યા પછી મેજીસ્ટ્રેટ સાહેબે તહોમતદારને કાંઈ વધારે ખુલાસો કરવો હોય તો તે કરવાની છૂટ આપી. આથી તહોમતદાર બોલવા લાગ્યો.–

સાહેબ, હું તદન નિર્દોષ છું. અરજદાર પોતાની સાક્ષીમાં જણાવે છે કે મારી સાડી ખોવાયાને બાર મહિના થયા છે. પણ સાહેબ મેં તો હજી એપ્રીલ માસમાંજ આ વ્યાપારીને ત્યાંથી તે ખરીદી છે. વળી અરજદારનું કહેવું એવું છે કે બેં વર્ષ ઉપર મેં તે લીધેલી અને તે વલ્લભ દરજી પાસે ભરાવેલી પણ વલ્લભ દરજીને ગુજરી ગયાને આજ

આઠ વર્ષ થયાં છે ત્યારે આમ શી રીતે બને. શું વલ્લભ હરજી પુનર્જન્મ લઇને સાડી ભરવા આવ્યો? આપ સાહેબ સાડીને ઉકેલી જુઓ. આપને તે હાલમાં નવી લીધેલી જણાય છે કે નહિ. હજી તેના સળ પણ ભાંગ્યા નથી. બે વર્ષની જૂની સાડી હોય તો તે શું આવી રહી શકે?

મેજીસ્ટ્રેટ"—તમારા બોલવા ઉપરથી તમે સાચા જણાઓ છો. વળી સાડી તમે લીધેલી તેના સાક્ષી પણ છે. માટે તમારા ઉપરનો આરોપ કાઢી નાંખવામાં આવે છે અને સાડી તમને પાછી સ્વાધીન કરવામાં આવે છે; પછી પેલા અરજદાર તરફ જોઈને—

" કેમ સાડી તમારી છે એવો કોઇ સાક્ષી છે અથવા તમે અમુક વ્યાપારીને ત્યાંથી લીધેલી એમ પૂરવાર કરી શકો એમ છે."

અરજદાર—"ના સાહેબ. મારી પાસે કાંઈ પૂરાવો નથી"

મેજીસ્ટ્રેટ—" જા ! તું બદમાસ છે. પારકી મિલ્કત પચાવી પાડવાની તારી દાનત છે (તહોમતદાર તરફ જોઇને) આનું ખરૂં રહસ્ય શું છે તે સમજાવશો ?

ગોપાળદાસ—" સાહેબ વાત એવી છે કે મેં સાડી ખરીદ કરી તે વાત મારી સ્ત્રીની કસોટી જોવાં તેને કરી નહિ પણ સાડી બતાવી, સાડી જોઇ તેણે મને પૂછ્યું કે કયાંથી લાવ્યા કહો ! મેં સોગન દઈ તેને કહ્યું કે જો કોઇને

કહે નહિ તો કહુ. મારાં આ વચન સાંભળી 'મારા સમ કોઇને કહુ તો' ઈત્યાદિ બોલી. આથી મેં તેની પરીક્ષા અર્થે કહ્યું કે આ સાડી તો મને રસ્તામાંથી જડી. આ વાત મારી સ્ત્રીએ અલબત પાંચ સાત દિવસ ગુપ્ત રાખી હશે પણ પછી તો તેના પેટમાં તે ઉભરાઈ જવાથી તેની સાહેલીઓને કહી દીધી. અને આ પ્રમાણે વાત ચોગરદમ ફેલાઇ ગઈ. આથી મારે ઘેર મારી સાડી ખોવાઈ છે આપો એમ કરી કંરીને રોજ દશબાર માણસો આવતા. આ સર્વ પારકી મિલ્કત હોઇયાં કરી જવાના સ્વભાવવાળા હોવાથી મેં મારી ખાનગી ડાયરીમાં તેઓના નામ પણ લખી લીધાં છે અને તે હું આપ સાહેબને રજુ કરૂં છું.

" મારે ત્યાં આવતા માણસો પૈકી કોઈ કોઈ મને ગાળ દેતા. કોઈ કોઈ ઠીક છે જોઈ લઈશ એવી ધમકી આપી ચાલ્યા જતાં, અને કોઇ કોર્ટમાં જઈશ એવો ડર બતાવતા હતા. આ સર્વનેજ હું તેજ વખતે ખુલાસો કરી શાંત પાડી શકું એમ હતું પણ તેઓમાંથી કેટલાક એવા ચસ્કેલ મગજ જેવા હોવાથી મારૂં કહેવું માને કે નહિ તેની મને શંકા હતી. વળી આ રમુજ થોડો સમય અધિક જોવા ઈચ્છા હોવાથી મેં મારૂં ગાડુ ચાલવા દીધું.

" મારે ત્યાં આવનાર પારકી મિલ્કત હોઇયાં કરી જવાના સ્વભાવવાળા મનુષ્યોમાં આં મહાશંકર મુખ્ય છે કેમકે બીજાઓ તો ખાલી મને ધમકી આપીને ચાલી જતા

પણ આ સાહેબે તો આપની કચેરી સુધી આવવાની હિમ્મત કરી છે અને તેમની આ હિમ્મતને હું ખરેખરો ધન્યવાદ આપું છું.

"હું આ કામમાં નિર્દોષ હોવાથીજ મેં વકીલ કર્યો નથી મારા મનમાં પાકો નિશ્ચય છે કે ગમે તેવા કઠણ પ્રસંગોમાં પણ સાચને આંચ લાગતી નથી. સૂર્ય ઉપર વાદળની છાયા થાય છે ત્યારે સૂર્ય દેખાતો નથી, પણ ક્ષણ માત્રમાં તે છાયા જતી રહેતાં સૂર્ય પ્રકાશી નીકળે છે તેમ સત્યના સંબંધમાં પણ છે. સત્ય ઉપર ગમે તેટલાં આવરણો આવશે પણ આખરે સત્ય તે સત્યજ રહેશે.

"વળી મેં આજથી એક બીજો પણ નિશ્ચય કર્યો છે કે કોઈ ખાનગી વાત હોય તો તે સ્ત્રીને કરવી નહિ, નહિતો મહા વિપત્તિ આવી પડે.

ગોપાળદાસનું લંબાણ ભાષણ સાંભળી મેજીસ્ટ્રેટ સાહેબ બોલ્યા—"આ ખોટી ફરિયાદ લાવનાર મહાશંકરને રૂા. પાંચનો દંડ કરવામાં આવે છે અને ગોપાળદાસને જો તેના ઉપર કામ ચલાવવું હોય તો તેની રજા આપવામાં આવે છે."

આ કેસ બની ગયાને આજે છ મહિના પૂરા થયા છે. ગોપાળદાસ હાલ 'ધર્મસંસ્થાપક નાટકસમાજ'માં કવી તરીકે રહ્યા છે અને પહેલો ખેલ પોતાના જાતિ અનુભવના પ્રમાણથી 'સ્ત્રીચરિત્ર' નામે તૈયાર કર્યો છે. ઉક્ત નાટક સમાજે તરફથી તે દર શનિ તથા રવિવારે ભજવાય છે અને તેમાં ચીકાર ઑડીયન્સ થાય છે. ગોપાળદાસના ઉપર તેના

માલિક શેઠે ખુશ થઈને એક બેનીફીટ નાઈટ ખેલ આપ્યો છે. ગોપાળદાસ આ બાબત ખરો આભાર પોતાની સ્ત્રીનોજ માને છે કેમકે નાટક લખવાની ફરજ પાડનાર જડાવજ છે. જો જડાવે પોતે સાહેલીને વાત કરી ન હોત તો આ કેસ ચાલતજ નહિ અને ખેલ પણ લખાત નહિ.

ગોપાળદાસ જેવા પોતાની સ્ત્રીએ કરેલા દોષમાં પણ ગુણ જોનાર વિરલ મનુષ્યો આ જમાનામાં થોડાજ હશે?

* * * *

પ્રિય બ્હેનો! આ પ્રકરણ ખાસ કરી તમારે માટેજ લખવામાં આવ્યું છે. જડાવબા જેવા ગુણો તમારામાં હોય તો જડમૂળથીજ નાશ કરજો. સ્ત્રીઓના પેટમાં ગુપ્ત વાત રહેતી નથી તેનું આ દૃષ્ટાંત છે. અને આશા છે કે તમે પણ આ દૃષ્ટાંતરૂપ ન થશો. જુઓ જડાવે પતિની ગુપ્ત વાત સખીઓને કહી તેમાં તેને અર્થાત્ તેના પતિને કેટલું બધું દુઃખ પડયું. તેનો વિચાર કરી જેની તેની આગળ લવારો કરવાની ટેવ તમે આજેજ છોડી દેજો. કેમકે એમાંજ તમારી મહત્તા છે. એમાંજ તમારૂં સ્ત્રીપણું છે.

---

## प्रकरण २४ मांना सिद्धांतो.

स्त्रीओना पेटमां गुप्त वात टकती नथी ए जडावबाना द्रष्टांतथी आपणे जाण्युं. तेथी सुज्ञ व्हेनोए पोताना माथा उपरनुं आ कलंक दूर करवा तैयार थवुं ए आ प्रकरणनो मुख्य सिद्धांत छे.

## પ્રકરણ ૨૫ મું.
## યુવાનબાળા સરોજીની.



સરોજીની ઉંચા બ્રાહ્મણ કુળમાં જન્મી છે. તેના પિતા આબરૂદાર છે. સરોજીનીની ઉમર હાલ ૨૦ વર્ષની છે. તેનાં લગ્ન પાંચ વર્ષ થયાં થયાં છે. તેનો પતિ મુંબાઈમાં રહે છે. અને મોહમયી નગરીનો પાસ આ બાળાને પણ સર્વાંશે લાગેલો જોવામાં આવે છે.

ઍપોલો બન્દર ઉપર ફરતી, પોતાની સાહેલીઓની સાથે વાતો કરતી, સરોજીની ઉપર આપણે દ્રષ્ટિ કરીશું. તેણે પારસી ફેશનની સાડી, ફેશનેબલ પોલકું અને પગમાં વિલાયતી બુટ ધારણ કર્યાં હતાં. તેના ચહેરા તરફ જોતાં જાણે તે ફીકકો પડી ગયો હોય તેમ જણાતું હતું. યુવાવસ્થાની લાલીને બદલે ફીકાશની તેના ઉપર છાયા આવી ગઇ હતી. આટલી યુવાન વયમાં પણ તેની આંખમાંનું તેજ ઘટી ગયું છે. અથવા શોર્ટ સાઈટ થઇ છે તેની ખાતરી તેણે પહેરેલાંજ ચશ્માં આપોઆપ આપતાં હતાં. ઍપોલો બન્દર પર ચાલતાં ચાલતાં તેને થાક લાગતો તેથી તે બાંક ઉપર બેસી જતી હતી. ટુંકમાં આ સરોજીની ખરેખર એક અંગ્રેજી અધુરી કેળવણીના પ્રભાવે એક ફેશનેબલ બાળા બની ગઈ છે. હવે તેનો ગૃહસંસાર કેવી રીતે ચાલે છે તેનું આપણે અવલોકન કરીશું.

સરોજનીના પતિ ભાનુપ્રસાદ પણ એક વિલાયતી વિલાસમાં ફસી પડેલા પુરૂષ હતા. પોતે ઉંચા નાગર ગૃહસ્થ હોવા છતાં તેમણે બંધુત્વભાવનો સારો ફેલાવો કરવા યત્ન કર્યો હતો અને હજી પણ કરતા હતા. પ્રકટપણે ન્યાતિભોજનમાં નાહ્યા વગર ન જમાય અને અમુક બ્રાહ્મણે બનાવેલી દૂધની મીઠાઈ પણ ન ખવાય એવો તેમનો બોધ હતો અને ગુપ્ત પણે ઇરાની હોટલની ચાહ, બિસ્કુટ, આઈસ્ક્રીમ વીગેરે ખાવારૂપ તેમનું કૃત્ય હતું. આવા બંધુત્વભાવ (?) નો ફેલાવો કરનારા, ઉપરથી ધર્મનો ડોળ કરનારા, આર્યધર્મ ધુરંધરો આપણા દેશમાં કેટલા હશે તેનું પ્રમાણ પત્રક કાઢવું અમને મુશ્કેલ થઈ પડે છે. જો એવા બહાદુર વીરોની સંખ્યા જાણવી હોય તો એવા ઇરાની હોટેલોના માલિકને જઈને પૂછવું. પ્રસંગ પ્રાપ્ત થવાથી સાથે સાથે જણાવવું પડે છે કે હિન્દુ ગૃહસંસારનું અવલોકન કરતાં એવાં પણ ઘણાં પુરૂષો જણાય છે કે તેઓ દિવસમાં ચાર વાર ન્હાય છે. હાથ પગ ધોયા શિવાય પાણી પણ પીતા નથી. પ્રતિદિન સંધ્યાવંદન તેમજ દેવ સેવામાં કલાકોના કલાક વિતાડે છે. માટીના, પથ્થરના, અથવા ધાતુના પોતાના મનથી માનેલા 'ઠાકોરજી' આગળ પ્રેમઘેલા થઈ નાચે છે, કૂદે છે, અને રડે છે. પવનની છાયા પડતાં પણ પોતાને અભડાઈ ગએલા માને છે તેવા મનુષ્યોનું આંતર જીવન જો તપાસ્યું હોય છે તો તેમાં સેંકડે નવ્વાણું ટકા કાંઈ જૂદોજ પ્રકાર ચાલતો જોવામાં આવે

છે. તેમના હૃદયમાં સર્વ ઉપર પ્રેમભાવના હોવી જોઇએ તેને બદલે સ્વાર્થભાવના રહેલી હોય છે. નીચતા, ક્રૂરતા ઇત્યાદિ દુર્ગુણો પ્રેમ અને ભક્તિને બદલે તેમણે ધારણ કર્યા છે. આપણને આની ખાત્રી એમને એમ થતી નથી પણ તમે એકાદ એવા પ્રેમઘેલા ભક્ત પાસે જઇને તેના દેવના સંબંધમાં કાંઈક બોલો અથવા તેને અડકો તો પછી જોઇ લ્યો તમાસો. તેના ક્રોધનો પાર રહેશે નહિ. અનેક પ્રકારની પુષ્પાંજલિ તે બિચારાને તે સંભળાવશે. દેવની ભક્તિ કરવાથી પ્રેમભાવના વધવી જોઇએ પણ તેને બદલે આ તો દ્વેષ ભાવનાનીજ વૃદ્ધિ થએલી છે. આવા આર્યધર્મધુરંધરો હોવાથીજ તેની ખરેખરી ઉન્નતિ થતી નથી. પ્રિય બંધુઓ ! ઉઠો જાગ્રત થાઓ અને બાહ્ય તથા આંતરજીવન એક કરો. મનમાં કાંઇ અને બહાર કાંઈ એમ ન રાખો. પણ બંને સરખુંજ રાખો. પૂર્વે જે જે મહાત્માઓ થઈ ગયા છે તે સર્વેના જીવનનું અવલોકન કરવાથી પણ તમને એકજ વસ્તુનો બોધ મળશે અને તે એજ કે તેમનું બહારનું અને અંદરનું જીવન એક હતું.

આ સંબંધમાં હજી બીજું ઘણું લખી શકાય પરંતુ આ પ્રકરણમાં તેમ કરવા જતાં આડા ઉતરી જવાય તેમ છે. તેથી તેને અટકાવી મૂળ વિષય ઉપર આવીએ છીએ.

એક દિવસે સાંજે ભાનુપ્રસાદ પોતાના શેઠની ચર્ચગેટ સ્ટ્રીટમાં આવેલી ઓફીસેથી ઘેર આવ્યા. આજે અમુક કામમાં ભૂલ થઈ હતી તેથી શેઠની તેમના તરફ ઇતરાજી થઇ હતી

અને ઠપકો મળ્યો હતો. અધુરામાં પુરૂં આજે સવારે રસોઇમાં વાર લાગવાથી તે ભુખ્યાને ભુખ્યા ઓફીસે ગયા હતા. ઘેર આવીને જોયું તો તેની સ્ત્રી માળ ઉપરથી ઉતરી પોતાની સખી કુન્દબાળા સાથે ફરવા જવા ધીમે પગલે ચાલતી હતી તેને જોઈ ભાનુપ્રસાદે પૂછ્યું "કેમ ક્યાં જવા નીકળ્યાં છો?"

સરોજની—ફરવા જાઉં છું. ઠીક થયું તમે વહેલા આવ્યા તો લો આ કુંચી."

ભાનુપ્રસાદ—"કેમ બારણું બંધ કરીને આવ્યાં છો? રામો નથી?"

સરોજની—"તેનું કોઈ અમુક સગું માંદુ પડયું છે તેથી તે આજ બપોરનો રજા લઈને ગયો છે."

ભાનુપ્રસાદ—"ત્યારે હું સહજ મોડો આવ્યો હોત તો મારે બેસી રહેવું પડત ખરૂંને?!"

સરોજની—"Yes (યસ) મારે તો ફરવા જવુંજ જોઇએ. તમારે પાલવે તો બેસી રહો, તેમાં મારે શું?"

ભાનુપ્રસાદ—"પણ આજે પાછાં આવો."

સરોજની—"No No. મારાથી નહિ અવાય. જરા એટીકેટ શીખો. ભણ્યા તોએ ઢોર જેવાજ રહ્યા. તમે મને અહિંથી તમે પાછાં ચાલો એમ કહો તેમાં મારૂં કેટલું બધું અપમાન? કેટલું બધું ઈનસલ્ટ ?!

ભાનુપ્રસાદ—"એમાં અપમાન શાનું? હું સવારનો ભૂખ્યો છું. જરા ચાહ તો કરી આપો."

**સરોજની**—" ભુખ્યા છો તો હોટલો ક્યાં બળી ગઈ છે ? જાઓ ગોખલેની હોટલમાં. ત્યાં જે જોઇએ તે મળશે."

**ભાનુપ્રસાદ**—" એમ કે ! એ તો ઠીક પણ મને ચાહ તો કરી આપતાં જાઓ. "

**સરોજની**—" હાથેજ કરી લ્યોને, અમે કયારની પીધી? લો તમને હાથે કરતાં કંટાળો આવે તો હોટલમાંજ પી લેજો..'

"**ભાનુપ્રસાદ**—"ઘરમાં તમે છો અને મારે ચાહ પીવી હોય તો હોટલમાં જવુ અનેખાવુ હોય તોએ હોટલમાં જવુ'ખરૂ'ને?"

**સરોજની**-" તેમાં મારે શું? હું કાંઈ તમારા ઘરની ચાકરડી છું કે રાંધનારી છું. હવે મારો ટાઈમ થઈ ગયો (ચાલવા માંડે છે ) "

**ભાનુપ્રસાદ**—" અરે પણ મારી વાત—

**ભાનુપ્રસાદ** આગળ બોલે એટલામાં તો તે ત્યાંથી ચાલી ગઈ. ખિન્ન હૃદયે તે માળ ઉપર ચઢયો. પોતાની ઓરડીનું બારણું ઉઘાડયું અને ભુખ તરસથી વ્યાકુળ બની પર્યંક ઉપર આડો થયો. એટલામાં થોડીવારમાં **સરોજીની ભાનુપ્રસાદ** એ નામનો ઉચ્ચાર કરી એક પોષ્ટમેને કાગળ નાંખ્યો. **ભાનુપ્રસાદે** તે તરત ઉઠીને લઇ લીધો. આટલા દિવસ તે પોતાની પત્નીના કાગળ વાંચતો નહોતો પણ આજે તેને રીસ ચઢેલી હોવાથી કાગળમાં શું હશે તે જાણવાની જિજ્ઞાસાને લીધે કાગળ ફોડયો. કાગળમાં આ પ્રમાણે લખ્યું હતું.

પ્રિય સખી !

તારો પત્ર મલ્યો. અમે શમે તેટલાં પણ ગામડાનાં લોક તેથી કદાચ બહારની ટાપટીપ અમોથી રાખી ન શકાય તો તે સ્વાભાવિકજ છે. બહારની ટાપટીપ અને વરણાગી તો તમે શહેરના લોકોનેજ શોભે. અમારા જીવનમાં સાદાઈ મુખ્ય સૂત્રરૂપ છે અને તેને ધારણ કરીનેજ અમે ફરીએ છીએ. અંગ્રેજી રીતરિવાજથી અમે અણજાણ છીએ. અમારા સ્વાગતમાં ફક્ત અમારો **પ્રેમ** છે અને તેનાવડે અર્થાત્ પ્રેમથી અમારે ત્યાં: જે સખી વિગેરે આવે તેને જે મળે તે આપી ઉભા રહીએ છીએ. પ્રેમ વિના બીજું કાંઇ અમે સમજતાંજ નથી. તમારા શહેરના લોકનાં જેવું **અતડાપણું** અમોને પરવડે નહિ. અમે માયાળુ છીએ અને તમારા સુધરેલા શહેરના લોક જેવા છળપ્રપંચ અને કાવાદાવા પણ આવડતા નથી. અમારા પતિની તનમનથી **સેવા** કરીએ છીએ અને પતિ કહે તેમ કરીએ છીએ. તમારા જેવી સુધરેલા વિચારની સ્ત્રીઓની પેઠે પતિની સામે સમાનતા મેળવવાનો દાવો અમારો નથી. **અમે તો પતિની સેવિકા છીએ.** ઘરનું કામકાજ દળવું, પાણી ભરવું, વીગેરે અમારી જાતેજ કરીએ છીએ; તેને માટે અમારે નોકર ચાકરની જરૂર નથી. અમે આ કામ કરીએ છીએ તેથી શરીરને કસરત મળી આરોગ્યતા સચવાઈ રહે છે. ઘડી ઘડીમાં વૈદ્ય ડાકટરને ત્યાં જવાનો ખર્ચ થતો નથી વળી દિવસે કામ કરેલું હોવાથી રાત્રિએ ઉંઘને માટે ફાંફાં પણ મારવા પડતા નથી. પથારીમાં

સુતાની સાથેજ ઉંઘ આવી જાય છે. ભલે તું મારા આ કામને અદ્ધાવેતરા સમાન ગણતી હોય પણ મારા મનથી તો મને એ મહાન્ કર્તવ્યરૂપ છે. એમને એમ ખાઈ પીને બેસી રહેવાનું મને પસંદ નથી એટલુંજ નહિ પણ અમારા ગામની કોઈપણ સ્ત્રીને એવું ભાગ્યેજ પસંદ હોઈ શકે. ખાઈ પી એમને એમ બેસી રહેવાથી આળસ આવે છે. અને **આળસ એ૦ જીવનને હરનાર છે.** એ બાબત હું મારા પતિ પાસે બરાબર શિખીછું તેથી કામકાજમાં આળસ રાખવું મને ગમતું નથી. અરે પેલી કલાકના ૪૫ માઈલ અને તેનાથી પણ અધિક વેગે ચાલનારી ઓલી આગગાડીનું એનજીન પણ જો એમને એમ પડી રહે છે તો તે પણ કટાઇ જાય છે. બાળકનું લાલન પાલન કરવાનું અને તેને ધવડાવવાનું કામ હું જાતેજ કરૂં છું. અમારે ધાવ રાખવાનો રિવાજ નથી. એ તો તમે શહેરની સહેલાણીઓનેજ શોભે. અમારા બાળક ઉપર અમને એટલો પ્રેમ છે કે અમારે તેને ધવડાવ્યા વગર ચાલેજ નહિ. બિચારાં કુમળાં બાળકને ધાવના હાથમાં સોંપી આપણે ફાવે ત્યાં ફરવું. શિવ! શિવ! શિવ! આ વિચાર અંતઃકરણમાં આવતાંજ હૈયું કંપી ઉઠે છે. હાલ એજ. લખવાનું તો ઘણુંએ છે પણ હું રહી ગામડાની એટલે મને બરાબર વિચાર ગોઠવીને લખતાં કયાં આવડે છે? જેવું આવડે એવું ભાગ્યા તુટ્યા શબ્દોમાં લખ્યું છે. તે થોડું લખ્યું ઘણું કરી વાંચજે અને પત્રનો જવાબ લખજે.

લી. **તારી શુભેચ્છક સખી સૌ૦ મહાલક્ષ્મી.**

ભાનુપ્રસાદે પત્ર એક વખત વાંચ્યો પાછો બીજી વખત વાંચ્યો અને પછી ગદ્ગદિત કંઠે પોતાના મન સાથે બોલ્યો કે મહાલક્ષ્મી, દેવી મહાલક્ષ્મી ! તું ખરેખર એક ગામડાની રહીશ છે પણ દેવી સ્વરૂપજ છે. તેં અંગ્રેજી કેળવણી નથી લીધી તેથી શું થયું? ! તારા આર્યધર્મના અપૂર્વ સંસ્કારો તારા પત્રમાં શબ્દે શબ્દ દૃષ્ટિગોચર થાય છે. હાલ તારા જેવી સ્ત્રીઓનીજ જરૂર છે. પતિ સુખી તો તમે સુખી અને તમે પતિની સેવિકા ? અહા? કેટલો બધો નિઃસિમ પ્રેમ!! હે આર્યમહિલા ? તારા પવિત્ર જીવનનો ધડો લેતી સરોજીની ક્યારે થશે ? હું ખાત્રીથી કહું છું કે તે આ જન્મે તો નહિજ થાય. તારા પત્રમાં લખેલો અમુલ્ય બોધ અરે અમૃત વચનો ગ્રહણ કરવા તેનું અંતઃકરણ હજી તૈયાર થયું નથી. સુધરેલા ખોટા વિચારની ઘટમાળા તેના રોમેરોમમાં પ્રવેશી ગઇ છે. સિંહણનું દૂધ જેમ સૂવર્ણપાત્ર વગર અન્યમાં રહી શકતું નથી તેમ તારો અમુલ્ય બોધ પણ એ દુષ્ટ રંડાના અંતરમાં રહી શકશે નહિજ.

પતિ ઘરમાં ભુખ્યો હોય, અથવા તેને કાંઈ અમુક કામ હોય તો પણ ઘેર ન રહેવું અને ફરવા જવું એવા સ્વભાવવાળી નીચ સરોજીની! તારો ઉદ્ધાર કદીપણ થવાનો નથી. અરે! તારો તો શું પણ તારા જેવી જેટલી સ્ત્રીઓ ખોટા સુધારાના મોહમાં પડેલી હશે તેને માટે પણ નર્ક યાત્રાજ

લખેલી છે. અરે! પતિ ઉપર પ્રેમ નહિ રાખનારી ખોટી સુધા-રાની સ્ત્રીઓ. તમે ખરેખર વારાંગના સમાનજ છો. ધુળ પડી તમારા અવતાર પર કે તમે પતિની સેવા કરી નહિં પતિની સેવા નોકર ચાકર કરી લેશે. પતિને ખાવાનું રસો-ઇઓ કરી આપશે એવા એવા હલકા વિચારોને તમારા અંતઃકરણમાંથી તિલાંજલી આપો. પતિની સેવા નોકર ચાકર કરે એમ નહિ પણ તમારેજ કરવી જોઈએ. કેમકે એ તમારોજ ધર્મ છે અને તેને તમારે બજાવવોજ જોઈએ. જ્યાં સુધી તમે તેને નહિ બજાવશો ત્યાં સુધી સુખની આશા તમે કદી પણ રાખશોજ નહિ. આકાશના પુષ્પની પેઠે તે નકામીજ જશે.

થોડીવાર શાંત બેસી રહી વળી પાછો તે સ્વગત્ બોલવા લાગ્યો કે અરે સ્ત્રીઓ બગડે તેમાં પુરૂષોનીજ ભુલ છે. મારી સ્ત્રી આવી બગડી ગઇ તેમાં હું મને પોતાનેજ ગુન્હેગાર માનું છું. જ્યારે મેં મારી સ્ત્રીને આટલી હદવગરની છૂટ આપી ત્યારેજ આ પરિણામ આવ્યું ને? ખરેખર સ્ત્રી ઉપર થોડો અંકુશ પણ પુરૂષોએ રાખવે.જ જોઈએ.

આ પ્રમાણે બીજા અનેક વિચાર વમળમાં ભાનુપ્રસાદ તલ્લિન થઈ ગયો. પોતાને લાગેલી ભુખ તરસનું પણ તેને ભાન રહ્યું નહિ અને તે એમને એમ કેટલાક કલાક સુધી પડી રહ્યો. રાત્રિના લગભગ ૧૧) ના સુમારે સરોજીની ઘેર આવી ને પતિને સુતેલા જોઈ બોલી કે કેમ છે? મને જરા

એમ્પાયર સીનેમેટોગ્રાફ જોવા જવાનું મન થવાથી ગઈ હતી તેથી મોડું થયું છે. માફ કરજો.

ભાનુપ્રસાદ—" બધુંજ માફ કરેલું છે ને ?"

સરોજીની–" કેમ આજે બહુ ચડયું ચડયું બોલોછો?"

ભાનુપ્રસાદ–"એમાં ચડયું બોલવાનું શાનું ? સ જૂનારનો ભુખ્યો છું તેની કાંઈ લાગણી છે ? "

સરોજીની–"એમાં લાગણી શાની હોય મેં ન્હોતું કહ્યું કે હોટેલમાં જઈ ખાઈ આવજો પછી તમે ન જાઓ એમાં કોનો દોષ?!"

ભાનુપ્રસાદ—" દોષ મારા કર્મનો."

સરોજની—"ઠીક ત્યારે, બીજાને આવી વાત ના કહીએ. ચાલો મને તો આજ થાક લાગ્યો છે માટે સુઇ જાઉં છું. મેં સીનેમેટોગ્રાફમાંથી આવતી વખતે નાસ્તો કરી લીધો છે. તમારી ઈચ્છા હોય તો હોટલમાં જઈ ખાઈ આવજો " આમ બોલતી બોલતી તે નિદ્રાધીન થઈ.

* * * *

સરોજની જેવી આજકાલની ખોટી ફેશનમાં ફરનારી આર્ય બાળાઓ કેટલી હશે તેનું પ્રમાણ અમારાથી નીકળી શકે તેમ નથી.

સુજ્ઞ બહેનો ! જો તમારામાં તેના જેવો એક પણ હોય તો તેનો આ ક્ષણેજ ત્યાગ કરજો.



## प्रकरण २५ मांना सिद्धांतो.

आजकालनी विलायती खोटी अने अधुरी फेशनमां न पडतां दरेक स्त्रीओए पोताना खरा कर्तव्यने समजवुं जोइए.

[illegible] अने पुरुषोना हको सरखा छे एवा अभिमानना विचारने [illegible] थइ स्त्रीए पोताना पति साथे उद्धताइभरेलुं वर्तन चलावतां लजाववुं जोइए अने पतिनी सेवा करी पोताना स्त्रीपणाने शोभाववुं जोइए.

स्त्रीने सघळुं सुख तेना पति उपरज छे तथा पतिने अनुकूळ रहेवुं ए तेनी फरज छे.

## પ્રકરણ ૨૬ મું.

## નવા જમાનાની નવી વાતો.



આરંભના શબ્દો.

પ્રિય દંપતી! અમારી નવી વાતો તમને સાંભળવી ગમશે કે ? આજ ખાસ કરીને એવી કેટલીક નવી વાતો કહેવાનો ઈરાદો છે, તમને નવીનતા પ્રિય છે? તમે નવીન થવા માગો છો અને તેથી અમારી નવીન વાતોને પણ તમે પ્રેમપૂર્વક સાંભળશો એ કહેવાની જરૂરજ નથી. તોપણ એટલું તો જણાવવાની જરૂર

છેજ કે આજે તમને જે કાંઈ નવા વિચારો કહેવામાં આવે તે તમને ઠીક લાગે તો ગ્રહણ કરજો, અને જે ઠીક ન લાગે તેને જેમ ઘઉંમાથી કાંકરા કાઢવામાં આવે છે તેમ કાઢી નાંખજો.

અમારી નવીન વાતો સર્વાંશે નવીન તો નથીજ. પરંતુ ત્યારે અત્ર તેને નવીન કહેવાની શી જરૂર હશે એવું તમે અનુમાન કરો છો? હા. તો અમે જણાવીએ છીએ કે જૂના વિચારવાળાની દ્રષ્ટિએ તે નવી છે. સુધારાવાળા નૂતન વિચારના મનુષ્યને તે નવીન નથી. અને તમે પણ કદાચ જૂના વિચારવાળા હો તેથી અત્ર નવીન શબ્દ વાપરવો પડયો છે.

ચાલો ત્યારે હવે નકામા વિચારનું શું પ્રયોજન! તે છોડી આપણી વાતનો આરંભ કરીએ

**વાત પહેલી. ધર્મ.** ધર્મ એટલે શું? ધર્મનો સહેલામાં સહેલો અર્થ ફરજ છે. પોતા પ્રત્યેની, તથા પોતાના સગાંસંબંધીઓ પ્રત્યેની, પોતાના દેશ પ્રત્યેની આપણી જે ફરજ હોય તેને બજાવવી એનું નામ ધર્મ છે. અંતઃકરણની પ્રેરણા અનુસાર કોઈ પણ શુભ કામ કરવું તો એનું નામપણ ધર્મ છે. અને ઈશ્વરની ઇચ્છાને અનુસરવું એનું નામ ધર્મ છે. ઇશ્વરની ઈચ્છા એટલે પોતાનું તથા અન્યનું હિત કરવું, અને તેવાં કામો કરવાં. ધર્મના સંબંધમાં દરેક પંથવાળા જૂદા જૂદા મતો દર્શાવે છે પણ સર્વથી સરળમાં સરળ ધર્મની વ્યાખ્યા આ ઉપર જણાવી તેજ છે.

આ પ્રમાણેના આ ધર્મના સરળમાં સરળ અર્થને મૂકી આજના સમયમાં કેટલાક સ્વાર્થમન્ય પંડિતોએ તથા આર્ય ધર્મના અગ્રેસરોએ આ ધર્મનું એવું સ્વરૂપ બનાવી દીધું છે કે ન પૂછો વાત. સામાન્ય મનુષ્યથી તે સમજી પણ શકાતું નથી. અને સમજી ન શકાય એવી વસ્તુ આચારમાં પણ શી રીતે મૂકાય. અને આ કારણુને લઇનેજ ધર્મની ઉત્તરોત્તર પડતી આવતી જાય છે.

સરિતાની ગતિજ એવા પ્રકારની છે કે કોઇ પણ પ્રકારે સાગરને જઈને મળવું. આજ પ્રમાણે ધર્મનો અર્થ પણ એજ છે કે આપણે આપણી ફરજ બરોબર બજાવવી. ધર્મના સંબંધમાં મતમતાંતરોને છોડી દેવા. સર્વ ધર્મનું રહસ્ય એકજ છે. ખ્રિસ્તી, મુસલમાન, પારસી યાહુદી, હિન્દુ સર્વના ધર્મ પુસ્તકો જુઓ. તેઓ એકજ અર્થનું પ્રતિપાદન કરતા જણાશે. અને જ્યારે આમ છે ત્યારે ધર્મને માટે વ્યર્થ તકરાર શા કામની ?

સ્વામી રામતીર્થ આ સંબંધમાં કહે છે કે, ખરો ધર્મ એ છે કે જે ઇસ્લામી, હિંદુ અને ખ્રિસ્તી ધર્મનો કેવળ આત્માજ હોય. જ્યાં જાતિ વર્ણ, પંથ વગેરેના ભેદ સર્વ દુરાગ્રહી મતમતાંતરો અને ઝગડાઓ, દેહ અને મન, દેશ, કાળ અને કાર્ય કારણભાવ અને તેમાં વ્યાપી રહેલું સર્વવિશ્વ એ ભુંસાઈ જઇને જ્યાં શબ્દ પણ પહોંચી શકતો નથી એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર થવો એનું નામ ખરો ધર્મ છે. એમાં ગુહ્ય શું છે ? કાંઇજ નથી.

હિન્દુસ્તાનની પ્રજા જ્યારે આ સામાન્યમાં સામાન્ય ધર્મ સંબંધી રહસ્યને જાણનાર થશે ત્યારેજ તેની ઉન્નતિ થઈ શકશે એ નિસંશય વાત છે.

\+ + + +

**વાત બીજી કથા.** આજે ઠેર ઠેર ચાલતી કથાઓમાં શું જોવામાં આવે છે? દુઃખની, શોકની, ભયની, ત્યાગની અને બીજી એવાજ પ્રકારની વાતો તેમાં થાય છે. જૂના વિચારવાળા ઘરડા મનુષ્યો, ડોસી ડગરાં વીગેરે તેમાં જાયછે પણ તેનાથી તેમનું શું રંધાયું? શું તેમણે સાંભળેલી કથા તેમનું લેશ માત્ર પણ દુઃખ નિવારવા શક્તિમાન થઇ છે? શું તેમની સાંભળેલી કથા તેમના હૃદયના શોકોને ટાળવા વિજયી થઈ છે? ના કદી નહિ; ત્યારે એવી કથા સાંભળવાનું શું પ્રયોજન? કથા એવી સાંભળવી જોઈએ કે જેનાથી આપણી ઉન્નતિ થાય. જેનાથી આપણાં અંતઃકરણનાં દ્વાર ખુલ્લાં થાય અને જેનાથી આપણા શરીરમાં અનિર્વેદવાદ જાગ્રત થાય આ કથા સાંભળવાથીજ ફળ છે.

*"વર્તમાન કાળમાં કથા કેવી થાય છે તેનું આપણે હવે અવલોકન કરીશું" તો પ્રથમ કથા કહેનાર સંસારી કે ત્યાગી, પોતાને પ્રાપ્ત થતાં સારાં સારાં વસ્ત્રો પહેરે છે. સારૂં સારૂં ખાય છે. સારા સ્વચ્છ સ્થાનમાં રહે છે. ગાડી ઘોડે

* સંસારમાં સઘળું પ્રતિકૂલમાંથી.

બેસે છે. પોતાને જોઇતી સઘળી સારી વસ્તુઓનો ઉપભોગ કરે છે. મનુષ્યોના સંગમાં અને વસ્તીમાં રાત દહાડો રહે છે. સ્ત્રીઓ પાસે પોતાની સેવા કરાવે છે. પોતાની પાસે ઘણાં મનુષ્યો આવે એવું ઇચ્છે છે. અને એવાજ ઉપાયો રચે છે. પોતાની સેવા કરનાર ઉપર પ્રસન્ન રહે છે, અને ન કરનારના ઉપર સ્નેહને દર્શાવતા નથી. અને આ વિનાનાં અસંખ્ય આચરણો તેમની કથા સાંભળનાર શ્રોતાઓના જેવાંજ આઠે પહોર કરે છે. અને તોપણ શ્રોતાઓને સારાં વસ્ત્રો ઉપર મોહ ન ધરવાનો, સારૂં સારૂં ન ખાવાનો, ધન વૈભવનો ત્યાગ કરવાનો, નિર્જન પ્રદેશે વસવાનો, સ્ત્રીઓનો ત્યાગ કરવાનો, અને એવોજ અસંખ્ય પ્રકારનો બુદ્ધિમાં ન ઉતરે એવો અને પાલન ન થઈ શકે એવો બોધ કરે છે. તેઓ જગત્‌ને દુઃખનો ભંડાર છે એમ શ્રોતાઓને કહે છે, અને એજ જગત્‌માં સુંદર તળાઇ નાંખી પલંગ ઉપર પોઢે છે. તેઓ વિષયોને ઝેર જેવા ગણીને શ્રોતાઓને તેનો ત્યાગ કરવાનું કહે છે, અને સેવકો મિષ્ટાન જમાડે ત્યારે અકાંતરીયા થઈ ખાય છે. અત્તર અથવા સુગંધી પુષ્પો આપે ત્યાં પ્રીતિથી સુંઘે છે, અને એક પણ વિષયના ઉપભોગથી ગ્લાનિને દર્શાવતા નથી. ઉલટા આ પ્રકારનાં વિષયનાં ઝેર તેને અધિક અધિક પાનારને પોતાનો વધારે પ્રેમી ભક્ત અને સેવક ગણે છે. આજે વિષયોના ત્યાગનો બોધ કરનાર સઘળાજ પંડિતો ત્યાગીઓ, સંન્યાસીઓ, સાધુઓ અને યતિઓ જ્યાં ઇંદ્રિયોને

ઉન્મત્ત કરનાર અથવા પોષનાર વિષયો નથી એવા અરણ્યમાં જવાને બદલે ગીચ વસ્તીવાળા નગરોમાં, શહેરોમાં, અથવા ગામોમાં અડંગા ઘાલીને પડ્યા રહ્યા છે. અને સંસારી ગૃહસ્થોના જેટલાજ અને જેવાજ વિષયો વૈરાગ્યના વેષના ઓથામાં રહ્યા રહ્યા નિઃશંકપણે ભોગવે છે. એજ દર્શાવી આપે છે કે તેમની કથા પારકા છોકરાને યતિ કરવા માટેની છે, એટલુંજ નહિ પણ પોતાના ઉદર પોષણના એક સાધન તરીકેનીજ છે. જે વિષયો યોગ્ય પ્રકારે ભોગવતાં જીવનની વૃદ્ધિ કરનારા, અને આત્માની શક્તિઓને વિકાસ કરનારા છે. તેને ઉંધાજ રૂપમાં પ્રતિપાદન કરનાર કથા મનને શી રીતે આકર્ષી શકે ?

" એક ખાવાનો દ્રષ્ટાંત લઇએ. ખાવું એ રસ નામના વિષયનો ઉપયોગ છે. હવે આ વિષયનો ઝેર જાણીને ત્યાગ કરનાર કયા મનુષ્યનું જીવન લાંબા દિવસ ટકે ? તે દિવસે દિવસે દુર્બળ પડી જઇને કેટલેક દિવસે મરીજ જવાનો. આ પ્રમાણે રસ વિષયનો ત્યાગ કરવાથી તેણે પોતાના જીવનની ઉન્નતિ કરી છે શું ? વિવિધ રસોનો મનુષ્યને જીવન પર્યંત ઉપયોગ નથી ? શા માટે ત્યારે તેના નિઃશેષ ત્યાગનો બોધ કરવામાં આવે છે ? એજ પ્રમાણે બીજા વિષયો પણ જીવનને હાનિ કરનાર નથી; પણ જીવનની વૃદ્ધિ કરનાર અને આત્માની શક્તિઓનો વિકાસ કરનાર છે. ગૃહસ્થાશ્રમને પણ અવિવેકીઓએ આજ પ્રમાણે વગોવી કાઢયો છે. અને સ્ત્રીના નિઃશેષ

ત્યાગને જાણે મોક્ષનો હાંડો હોય તેમ માન્યો છે. અમુક વય પર્યંતજ બ્રહ્મચર્ય પાળવાનું છે. અને ત્યાર પછી જેમ યથાર્થ ક્ષુધા જણાયે મનુષ્યે ખાવાનું છે, તેમ સ્ત્રી વિષયક કામનાનો અંતઃકરણમાં પ્રબળ આવેગ પ્રકટતાં તેણે ગૃહસ્થાશ્રમ સ્વીકારવાનો છે.

"સ્ત્રીઓ પુરૂષને નર્કમાં લઈ જનાર નથી પણ સ્વર્ગમાં લઈ જનાર છે. સ્ત્રીઓ જીવનને ઘટાડનાર નથી પણ નવજીવનના પ્રયોગ વડે જીવનને વધારનાર છે. સ્ત્રીઓ રોગ અને મૃત્યુના કારણ રૂપ નથી પણ આરોગ્યના અને અમરત્વના કારણ રૂપ છે. સ્ત્રીઓ વડે મનુષ્યની અવનતિ નથી પણ ઉન્નતિ છે. સ્ત્રીઓ એક પરમ સુખની પરમ કલ્યાણની રસમૂર્તિ અથવા દેવી સ્વરૂપ છે. અને તેના યથાર્થ માહાત્મ્યને જાણનાર કોઇ વિરલજ છે.

"આવી પરમ પ્રેમાસ્પદ રસમૂર્તિ રૂપ સ્ત્રીઓને સ્વાર્થી કથાકારો પાર વિનાની વગોવે છે. ક્યાં ગયાં તેમનાં બુદ્ધિ અને જ્ઞાન ? જરા તો વિચાર કરો ? જુઓ તમને શું જણાય છે ? સ્ત્રીઓ દેવી સ્વરૂપ નથી ?

"અવશ્ય વસ્તુનો દુરૂપયોગ હાનિ કરે છે પણ તે તો સઘળીજ સારી વસ્તુઓ પણ કરે છે. પણ દુરૂપયોગ હાનિ કરનાર છે એમ કહેવાને બદલે અને સદુપયોગમાં લાભ દર્શાવવાને બદલે તથા સદુપયોગ કેમ કરવો તે શીખવવાને બદલે 'માર બુધુને કર સુધુ' તેની પેઠે વિષયો ઉપર કશા

પણ વિવેક વિના ભુખુ લઇને અનેક મનુષ્યો જે ફરી વળ્યા છે તે પ્રજાને અત્યંત હાનિ કરનાર થઇ પડયું છે.

"શ્રોતાઓના અંતઃકરણ ઉપર સંસારને દુઃખનો સાગર ઠસાવવાથી પ્રવૃત્તિના સર્વોત્તમ સુખો પ્રાપ્ત કરવાની તેના અંતઃકરણની સ્વાભાવિક ઇચ્છા તથા ઉત્સાહ નરમ પડી જાય છે. અને તેમ થતાં તેનો પ્રયત્ન મંદ પડી જાય છે. અને આવો મંદ પ્રયત્ન શું ધોળી શકે તે લાંબો વિચાર કર્યા વિના પણ સમજાય તેમ છે.

"સ્ત્રી નર્કનું દ્વાર છે. એવું કથામાંથી નિત્ય સાંભળી આવનાર કયા શ્રદ્ધાવાળા મનુષ્યનો પોતાની પત્ની ઉપર સંપૂર્ણ પ્રેમ ટકે? મૂળ યથાર્થ પ્રેમ ઘણે સ્થળે હોતો નથી, અને મુશીબતે ઉભયને બનાવ ચાલતો હોય છે. ત્યાં આવાં વચનો અને એ પણ પરમાર્થમાં આગળ વધવાનો ઉત્સાહ ધરનારા પતિના મનમાં કેવી અસર કરે? આ મારી સ્ત્રીજ મને આગળ વધવામાં પ્રતિબંધ કરનાર છે. એ રાંડ મરી જાય તો પછી મારે નિરાંત થાય, અને હું સાધુ કે સન્યાસી થઇ નિશ્ચિંતપણે મોક્ષના સાધનો સાધું. આવા વિચારો તેના અંતઃકરણમાં નિત્ય સ્ફુરવામાં કોણ પ્રતિબંધ કરે? સેંકડો સ્થળે આજે આવા વિચારો સ્ફુરે છે, સ્ત્રીઓ ઉપર પતિને અભાવ થઇ આવે છે. અને તેમના મરણનીજ તેઓ નિઃશ્વાસ નાંખતા વાટ જોયા કરે છે. આ શું હિતકર છે? આ શું વ્યક્તિની કે પ્રજાની ઉન્નતિને સાધનાર છે?

"જ્યારે આ પ્રમાણે વસ્તુ સ્થિતિ છે ત્યારે શા માટે કથામાં જવું! કથામાં જઈને શું સાંભળવું? મનુષ્યને ઉત્સાહ આપનાર અને પ્રયત્નમાં વધારે વેગથી જોડનાર વચનો આજે કયો કથાકાર સંભળાવે છે? ગ્લાનિ, નિર્વેદ, નિરૂસ્તાહ, આત્મતિરસ્કાર, મરણનો ભય, કાલ ઉઠીને કોણ જાણે શું દુઃખ આવી પડશે એવી ચિંતા, એ વિના બીજું શું આજે કથામાંથી પ્રાપ્ત થાય એમ છે? જીવો દોષોથી ભરેલા છે, જીવો દુર્બળ છે, જીવોને માથે મરણ ભમ્યા કરે છે, એવું સાંભળવાથી કોનું હિત સંધાયું છે?

"અદ્વૈતવાળા આ માને છે. દ્વૈતવાળા આ માને છે, બુદ્ધ આ માને છે, અને ચાર્વાક આ માને છે, એવું એવું સાંભળવાથી પણ શું રંધાયું? વિવિધ મતના નિશ્ચયો જાણવાનું હવે પ્રયોજન નથી; કેમકે એક કાળમાં જે નિશ્ચયો સાચા ગણાતા હોય છે, તે બીજા કાળમાં અસત્ય ગણાય છે, અને એક કાળમાં જે નિશ્ચયો અસત્ય ગણાય છે તે બીજા કાળમાં સાચા ગણાય છે. અને તેથી તે જાણવાની જરૂર નથી, હું કોણ છું તેજ જાણવાની હવે જરૂર છે. અને તે પણ આપણી નબળી બાજુ નહિ, અર્થાત્ હું જીવ છું, અલ્પશક્ત છું, દોષોથી ભરેલો છું, એવું એવું જાણવાની જરૂર નથી પણ આપણું સબળું પાસું જાણવાની જરૂર છે. આપણામાં શું કરવાનું સામર્થ્ય છે, તે જાણવાની જરૂર છે. સાડા ત્રણ હાથના પંચભૂતાત્મક દેહમાં રહેલા આપણે કોણ છીએ તે

જાણુવાની જરૂર છે. આત્માને સ્પર્શ કરે અને દુઃખના કાદવમાંથી ગગનમાં ઉડાડે અને દૈવી જીવનની ભવ્યતાનું આપણને ભાન કરાવે એવી કથા સાંભળવાની જરૂર છે. પરંતુ અફસોસની વાત એટલીજ છે કે આવી કથાઓ હજી સુધી ધર્માચાર્યોના આશ્રમમાં, મંદિરમાં, કે પુરાણી ભટોદ્વારા થતી જોવામાં આવતી નથી.

આ સ્થળે કદાચ કોઈ શંકા કરશે કે જગત્ મિથ્યા છે, મોહ નકામો છે, વિષયો તાજ્ય છે, વગેરે વચનો જે આપણા આર્યતત્વજ્ઞાનના ગ્રંથોમાં લખ્યા છે તે શું ખોટા છે? અને જો તે ખોટા હોય તો પૂર્વના બુદ્ધિમાન શાસ્ત્રકારો તેનું શા માટે પ્રતિપાદન કરે? આ શંકાના સમાધાનમાં જણાવવું યોગ્ય ધારીએ છીએ કે એ વચનો ધારો કે કદાચ ખરાં છે પણ તે શું આપણે માટે છે કે વૃદ્ધાવસ્થાએ પહોંચેલા મનુષ્ય માટે છે?

આપણાં શાસ્ત્રગ્રંથો જોવાથી પણ આ વાતની યથાર્થ ખાત્રી આપણને થઈ શકે છે. ચાર આશ્રમમાં ગૃહસ્થાશ્રમ સર્વથી શ્રેષ્ઠ છે એમ તેઓ ડિંડીમ વગાડીને કહે છે. હવે આરંભના ગૃહસ્થાશ્રમીને જગત્ મિથ્યા છે, મોહ નકામો છે એવાં વચનો શું કામનાં? શું તેને ગૃહસ્થાશ્રમનું આનંદપૂર્વક પાલન કરવાની જરૂર નથી? શું તેણે ગૃહસ્થાશ્રમમાં રસવિહિન થવાનું છે? ના; ત્યારે આવાં આવાં વચનો તેમને કયા કારણથી સમજાવો છો?

દીવો જેમ પ્રકાશને આપે છે તેમ કાજળને પણ ઉત્પન્ન કરે છે. અને આજ પ્રમાણે દરેક વ્યતિકરોને માટે છે. ભોજન પોષણ આપનાર છે પણ વધારે ખાવાથી રોગને ઉત્પન્ન કરે છે. તેમ આ ગૃહસ્થાશ્રમના સંબંધમાં પણ છે. તેનાં યથાર્થ રહસ્યને જાણી તેનો ઉપભોગ કરનાર સુખી થાય છે, અને યથાર્થ રહસ્ય ન જાણવાથી દુઃખી થવાય છે. પણ તેથી શું ગૃહસ્થાશ્રમ નકામો છે એમ સિદ્ધ થઈ શકે છે? કદાપિ ના થઇ શકે; કેમકે બુદ્ધિમાનનું કર્તવ્યજ એ છે કે તેનું રહસ્ય જાણી ગૃહસ્થાશ્રમને સુખી બનાવવો.

વૃદ્ધાવસ્થામાં પડેલા અને મૃત્યુના ગ્રાસ થઇ ગએલા મનુષ્યને ભલે 'જગત્‌ના પદાર્થો જૂઠા છે,' 'મોહ ખોટો છે.' એવો ઉપદેશ આપવામાં આવે પણ તમારે તેની જરૂર નથી. તમારે તો તમારો સંસાર ઉત્તરોત્તર અધિક સુધારવાની અને પ્રેમસંપન્ન કરવાની જરૂર છે.

યુવાવસ્થાના મદમાં અંધ થએલા મનુષ્યો કદાચ આ વચનનો ઉલટો અર્થ સમજી અધિક વિલાસપ્રિય થઇ જાય એ ભયથી સહજ ખુલાસો કરવાની જરૂર છે કે વિલાસપ્રિયતા અને પ્રેમ એ બન્ને તદન જુદાંજ છે. પ્રેમને જેઓ વિલાસપ્રિયતા માને તેમાં તેઓ ભૂલજ કરે છે. અને તેથી તેમણે પોતાના ગૃહસ્થાશ્રમમાં પ્રેમનો વિકાસ કરવાનો છે.

વિષય આપણને દુઃખ કરનાર છે એ ખરૂં પણ તે ક્યારે? જ્યારે તેને અમર્યાદપણે ભોગવવામાં આવે ત્યારે. અને

આ પ્રમાણે હોવાથી હાલની કથાઓમાં વિષયો છોડી દેવા એમ કહેવાને બદલે તેને મર્યાદામાં રહી ભોગવવા એ કહેવાની શું અગત્ય નથી ?

હાલમાં જે કથા કહેવામાં આવે છે તેના રહસ્યને કોઈ પણ સમજાવતું નથી. તમે ઘણે પ્રસંગે મહાભારત, રામાયણ વગેરેની કથાઓ સાંભળી હશે. પણ તેનાં રહસ્ય સંબંધી કદી વિચાર કર્યો છે ? ભીમ આવો પરાક્રમી હતો અને તેવો હતો એમ તમે સેંકડોવાર સાંભળ્યું છે, પણ ભીમના જેવું અતુલ બળ અરે તેનાથી હજાર ઘણું ઉતરતું બળ પ્રાપ્ત કરવા તમારા હૃદયમાં કદી ઈચ્છા ઉદ્ભવી છે ? અર્જુન અત્યંત બુદ્ધિમાન હતો અને તેણે પોતાની અદ્ભુત કળાથી પાણીમાં જોઈને ફરતી માછલીને આકાશમાં વિંધી નાંખી મચ્છવેધ કર્યો હતો એમ તમે સાંભળ્યું છે પણ અર્જુનના કરતાં હજાર ગણી ઉતરતી બુદ્ધિ અને કળા પ્રાપ્ત કરવાની તમને ઈચ્છા થઈ છે ? યુધિષ્ઠિર સત્યવાદી હતા, હરિશ્ચંદ્ર સત્યવાદી હતા, એમ તમે સેંકડો વખત સાંભળ્યું છે પણ વ્યવહારમાં ઘડી ઘડી જૂઠું બોલતાં આ દૃષ્ટાંતથી તમે કદી અટકયા છો ? રામચંદ્ર એક પત્નીવ્રતધારી હતા એમ તમે ઘણીએ વખત વાંચ્યું છે પણ તમે શું એક પત્નીવ્રત પાળવા ઈચ્છા દર્શાવી છે ? પારકી સ્ત્રીને જોતાં કુદ્રષ્ટિ કરવાની ટેવને શું તમે ટાળી છે ? લક્ષ્મણ બંધુપ્રેમી હતા એમ તમે જાણ્યું અને સાંભળ્યું પણ તમારા ભાઈઓભાઈ વચ્ચેના

કજીયા હોલવવાનો શું તમે કદી પણ પ્રયાસ સેવ્યો છે? બંધુઓ વિચાર કરો, પુનઃ પુનઃ વિચાર કરો, અને આ વચનોને અંતરમાં ઉતારી તેના યથાર્થ રહસ્યને જાણી તદનુસાર વર્તન કરો. કથા સાંભળવા માત્રથી કાંઈ ફળ નથી પણ તે સાંભળી તેના રહસ્યોને સમજી તે પ્રમાણે વર્તવામાંજ ફળ છે. નહિ તો પછી અખાએ કહેલી કવિતા અનુસાર તમારી ગતિ થશે.

કથા શુણી શુણી ફુટયા કાન,
તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન,

આ પ્રમાણે હોવાથી શાંત થાઓ. અને કથાના રહસ્યને સમજી કથા સાંભળવાનું રાખો. રહસ્ય સમજ્યા વગરની કથા વંધ્યા પુત્ર સમાન, અને પથ્થર ઉપર પાણી સમાન નકામી છે.

\+ + + +

**વાત ત્રીજી એક સામાન્ય ટેવ.**

જનસમાજમાં સામાન્ય રીતે એક એવો નિયમ પડી ગયો છે કે પાંચ સાત મિત્રો બેઠા હોય, અથવા ઘરમાં પણ આપણાં સગાં સાથે બેઠા હોઈએ તે વખતે અમુક ખાવાની ચીજ તે ઘરમાંથી અથવા મિત્રમાંથી કોઈ લાવી તેઓ ત્યાં બધાને આપે તો પ્રથમ એક શબ્દ ઉચ્ચારાશે કે 'મારે નથી ખાવી, આમ પ્રથમ તેઓ કહેશે અને પછીથી ખાશે, આ એક હસવા જેવી બાબત છે. જ્યારે 'મારે નથી ખાવી' એ શબ્દ બોલાય

ત્યારે પેલા મનુષ્યે પછી તે ચીજ નજ ખાવી જોઇએ પણ આતો એનાથી ઉલટું જોવામાં આવે છે અને આમ થવાનું શું કારણ હશે તે અમારાથી સમજાતું નથી.

પ્રિય વાંચનાર! મિત્રોની વાતને બાજુ પર મૂકીએ તો ઘરમાં તો આ પ્રમાણેજ થતું જોવામાં આવે છે. ઘરમાં સ્ત્રીને અથવા બીજાને કંઈ અમુક વસ્તુ આપશું તો પ્રથમ નથી ખાવી એ શબ્દનો ઉચ્ચાર થશે અને પછી ખાશે. આ રીતે શું ટાળી દેવા યોગ્ય નથી ? અવસ્ય. છેજ. કેટલાક કહેશે કે 'નથી ખાવી' એમ કહી તેઓ વિવેક બતાવતા હશે. પણ 'નથી ખાવી' એમ કહી પછી તેને ખાવી એ શું વિવેક કહી શકાય ? અને આમ હોવાથીજ આવી રીતને તદન કાઢી નાંખવી જોઇએ, અને ખાવાની ઈચ્છા હોય તો પેલો માણસ આપે ત્યારે નથી ખાવી એમ બોલવા કરતાં ખાવી જોઇએ અને ઇચ્છા ન હોય તો પછી ગમે તેટલો આગ્રહ કરે તોપણ તે નજ ખાવી જોઈએ.

આ સામાન્યમાં સામાન્ય નિયમનું પાલન કરવાથી સ્પષ્ટ વક્તા થવાની ટેવ આપણને ધીરે ધીરે પડે છે.

\+ \+ \+ \+

**વાત ચોથી જીવનની ઉપયોગીતા.**

તમારા જીવનની ઉપયોગીતા વધારો. જીવન એ એક એવી વસ્તુ છે કે તેની ઉપયોગીતા આપણે જેમ જેમ વધારીએ છીએ, તેમ તેમ તેનો આવિષ્કાર થાય છે. અને આમ હોવાથી તમે તમારી જેટલી

ઉપયોગીતા વધારશો, તેટલો તમને પોતાનેજ લાભ છે.

મનુષ્યમાત્ર આ જીવનની ઉપયોગીતાને વધારી શકે છે. કેમકે તેનામાં તેવું બળ રહેલું છે માટે પુનઃ પુનઃ કહેવામાં આવે છે કે તમે ઉપયોગી થાઓ.

અમારી પાસે પૈસો નથી, અમારી કને સત્તા નથી એમ મનુષ્યો વિચારે છે, અમે પરાધીન છીએ, અમને સ્વતંત્રતા નથી એમ સૌભાગ્યવતી સ્ત્રીઓ વિચારે છે. અમે અનાથ વિધવાઓ છીએ, અમારી દુનિયામાં કિંમત નથી એમ વિધવાઓ વિચારે છે. અમે માંદા છીએ, અમારૂં શરીર દુર્બળ છે એમ વ્યાધિગ્રસ્ત વિચારે છે, અને અમે અપંગ છીએ, એમ શરીરે ખોડવાળાં મનુષ્યો વિચારે છે અને આમ વિચારી તેઓ કહે છે કે અમે અમારા જીવનની ઉપયોગીતા શી રીતે વધારી શકીએ ? અમારામાં બળ હોય તો અમે તે વધારી શકીએ ને ?

આ પ્રકારનાં વચનો બોલી તેઓ જીવનની ઉપયોગીતા વધારવી એ પોતાની સત્તાની બ્હાર છે એમ માની પોતાના દિવસો નિગમન કરે છે. પણ આ પ્રમાણે માનવામાં તેઓ અત્યંત ભૂલ કરે છે. કેમકે,

**પ્રત્યેક મનુષ્ય પોતાના જીવનની ઉપયોગીતા વધારી શકે છે.**

આ એક ખરેખરો સિદ્ધાંત છે. જેની દ્રષ્ટાંત આપી સાબીતી કરીએ.

ધનવાન મનુષ્ય પોતાના ધનનો સદ્માર્ગે મુસાફરખાનાં બાંધવામાં, અપંગ મનુષ્યોને પાળવામાં, જાહેર લોકસેવાની સંસ્થાઓને મદદ કરવામાં ઉપયોગ કરીને અને આ રીતે બીજા અનેક રસ્તાઓથી પોતાના જીવનની ઉપયોગીતા વધારી શકે છે.

ગરીબ મનુષ્ય દેશ સેવાના કામોમાં સ્વયં સેવક થઈને, લૂલાં, લંગડા, આંધળાં, વગેરે મનુષ્યોને મદદ કરવામાં તથા તેની સારવાર કરવામાં અને દુઃખી મનુષ્યોને તેનાં દુઃખમાંથી મુક્ત કરવાના કામમાં પ્રોત્સાહન વચનોથી પોતાના જીવનની ઉપયોગીતા વધારી શકે છે.

સત્તા વગરનો મનુષ્ય પણ ઉપર જણાવ્યા પ્રમાણેના કામો કરી પોતાના જીવનની ઉપયોગીતા વધારે છે. સૌભાગ્યવતી સ્ત્રીઓ પતિની સેવા કરવામાં, અભ્યાગતને આશ્રય આપવામાં અને પોતાના બાળકને ઉત્તમ પ્રકારનું ગૃહશિક્ષણ આપી તેને ઉત્તમ બનાવવામાં પોતાના જીવનની ઉપયોગીતા વધારી શકે છે.

વિધવા સ્ત્રીઓ વનિતાવિશ્રામ આદિ સંસ્થાદ્વારા સ્ત્રીઓની ઉન્નતિ કરી શકે છે. નર્સ તરીકે રોગી મનુષ્યને મદદ તથા તેની સારવાર કરવામાં પોતાની ઉપયોગીતા વધારી શકે છે.

આજ નિયમને અનુસરી દુર્બળ મનુષ્ય, વ્યાધિગ્રસ્ત મનુષ્ય, અપંગ મનુષ્ય એ સર્વ પોતપોતાના જીવનની ઉપયોગીતા વધારી શકે છે. જીવનની ઉપયોગીતા વધારવાના

અનેક માર્ગો છે તેમાંથી કોઈ પણ ગ્રહણ કરીને તેઓ ઉપયોગી થઇ શકે છે. છેવટે લુલાં લંગડાં મનુષ્યથી કાંઇ ન બને તો ઇશ્વરની ભક્તિ કરવા રૂપ કામને હાથમાં લઇને પણ જીવનની ઉપયોગીતા તેઓ વધારે છે.

## પ્રભુની સૃષ્ટિમાં નિરૂપયોગી કાંઈજ નથી.

એક નાનામાં નાનું તરણું તે પણ કામનું છે. તો ખાસ પ્રભુના મંદિરરૂપ માનવતનુઓ નિરૂપયોગી હોય એ કેમ સંભવે? બંધુ! વિચાર કરી તમારામાં પાછા વળો અને જુઓ કે જીવનને ઉપયોગી બનાવવાના માર્ગ કેટલા બધા છે.

" કોઈ એક જણે જગમાં જન્મી, કાંઈ કાંઈ સુંદર સુકૃત્ય કીધાં,
કોઈ એક જણે નિજ માનવ બંધુને સહાય કરી આશીષ લીધાં,
કોઇ એક જણે ગાઇ ગીત મધુર, કોઇકના હૃદયને શાંત કર્યું.
કોઈ એક જણે પ્રકટાવી પ્રસન્નતા, અન્યના હૃદયનું દુઃખ હર્યું,
કોઈ એક જણે મહાવિપદ વિષે કરી સહાય, સાર્થક મિત્રધર્મ કર્યો
કોઇ એકજણે શબ્દ શ્રવણ કર્યો, નિજ આશ્રિતનો ઉપકાર ભર્યો,,
કોઈ એક જણે જઈ એકાંતમાં, નિજ સ્વરૂપ તણું રૂડું ધ્યાન ધર્યું,
કોઈ એક જણે 'દેશ સેવા કરૂં' એવું સાચા હૃદયનું વચન ઉચ્ચર્યું,
કોઈ એકજણે નિજ ધર્મને કાજ, અધર્મી પ્રતિ યુદ્ધને આદર્યું.
કોઇ એક જણે નિજ જીવન ગાળ્યું, તપાદિમાં એકાંતે શાંતિ ભર્યું,
કોઇ એક જણે વ્યવહારે રહી, સાચા સાધનથી સાધી ઉત્તમતા
કહો બંધુ? વિચારી મને તો જરા, એવા કોઇ એક જણે તે તમે શું હતા?

આ સઘળા માર્ગોમાંથી તમારા જીવનની ઉપયોગીતા વધારવા કયો માર્ગ તમે ગ્રહણ કર્યો તે શું કહી શકશો?

આજે તમે કદાચ કોઈ પણ માર્ગ ગ્રહણ કર્યો ન હોય તો ચિંતા નહી. આજપળે તમે તેને ગ્રહણ કરો. હજી બાજી તમારાજ હાથમાં છે અને તેથી આજથીજ ઉપયોગી થઈ રહો.

+ + + +

પ્રભુની ભક્તિ કરવાથી સુખ મળે છે ગમે તેવું કષ્ટ હોય તોપણ ભક્તિથી ટળે છે.

'ભક્તિથી સઉ સુખ આવતું', વશ વિશ્વ ભક્તિ થકી થતું

આ આદિ અનેક વાક્યો પણ આપણને ભક્તિનું મહાત્મ્યજ જણાવે છે, અને તેથી

**વાત પાંચમી ભક્તિ.** આજે આપણા હિન્દુસંસારમાં તેમજ બીજા અનાર્ય સંસારમાં પણ દરેક મનુષ્યો ભક્તિ કરે છે.

ભક્તિ એ અધર્મોનો ઉદ્ધાર કરવાની અજબ શકિત ધરાવે છે. પણ હાલ તે શા માટે ફળને આપતી નથી તેનો શું તમે કદિ વિચાર કર્યો છે? ભક્તિવાન મનુષ્યો સર્વાંશે સુખી હોવા જોઇએ. તેને બદલે કોઈકજ સુખી જોવામાં આવે છે. તેનું શું કારણ તે તમે વિચાર્યું છે? ના, ત્યારે ચાલો આપણે તે સંબંધમાં કાંઈક છૂટા છવાયા વિચારો કરીએ.

સ્પર્શમણિનો લોખંડને સ્પર્શ થતાં તે સુવર્ણમય બની જાય છે. તેમ ભક્તિને ધારણ કરનારા મનુષ્ય પણ સર્વદા

સુખમયજ બની રહે છે. ભક્તિમાં એક એવી શક્તિ રહેલી છે કે તેનો સંગ કરનાર સર્વની તે ઉન્નતિ કરે છે.

જ્યારે આમ છે ત્યારે આવી વિપરીતતા કેમ, શું તમે આવો સવાલ પૂછો છો? સાંભળો.

તમે શું ખરી ભક્તિ કરો છો? ખરી ભક્તિ હોય તો તેનું ફળ મળવુંજ જોઈએ. ઉત્તમ બીજક ઉત્તમ ભૂમિમાં નાંખવામાં આવે તો તે ઉગવુંજ જોઈએ. તેમ છતાં જ્યારે તે નથી ઉગતું ત્યારે આપણે શું કહીએ છીએ? કયાં તો ભૂમિનો દોષ કે કયાં તો બીજકનો દોષ. આજ પ્રમાણે ભક્તિના સંબંધમાં પણ છે. આપણી પોતાની ભક્તિનોજ દોષ છે અને તેને લીધેજ ફળ આપણને મળતું નથી.

કલાક અથવા બે કલાક ભક્તિ કરવી અને પછી વ્યવહારમાં રચ્યાપચ્યા રહેવું એ શું ખરી ભકિત છે?

માળા હાથમાં રાખી મુખથી પ્રભુ પ્રભુ બોલવું અને અંતરમાં રાગદ્વેષના વિચારો કરવા એ શું ખરી ભક્તિ છે?

ભક્તિ વખતે સર્વાત્મભાવના રાખવી અને વ્યવહારમાં સ્વાર્થતા બતાવવી એ શું ખરી ભક્તિ છે?

પરમાત્મા એ પ્રેમ સ્વરૂપજ છે અને પરમાત્મા આખા વિશ્વમાં વ્યાસ છે એમ માનવું અને જરા કંઈ પ્રસંગ આવતાં અથવા આપણો કોઇએ બગાડ કરતાં એ પ્રેમને તિલાંજલિ આપી મારામારી કરવા સુધી તૈયાર થઈ જવું એ શું ખરી ભક્તિ છે?

સર્વમાંજ ઈશ્વર છે, એમ માની પછી પ્રસંગ આવતાં એ માનંવાને દૂર કરી સંકુચિત મનના થવું એ શું ખરી ભક્તિ છે ?

ભક્તિ કરતી વખતે સત્યવચન બોલવાથી આમ થાય છે એવું જાણવું અને વ્યવહારમાં પદે પદે જૂઠું બોલવું એ શું ખરી ભક્તિ છે ?

બહારથી યવનની છાયા પડે તોપણ સાતવાર ન્હાવું, એટલી આચાર શુદ્ધિ રાખવી અને અંદર કામ, ક્રોધ, મોહ-રૂપ યવન કરતાં પણ અત્યંત નીચ વિકારો તેને સ્થાન આપવું એ શું ખરી ભક્તિ છે ?

બંધુઓ ! વિચાર કરો, ખરી ભક્તિના સ્વરૂપને બરાબર જાણો. માત્ર ઉપર ઉપરની સમાજને દેખાડવા માત્રની નહિ પણ અંતઃકરણની ભક્તિ રાખો. એનાથી તમારા સર્વ મનવાંચ્છિત પૂર્ણ થશે.



**વાત ૬ઠ્ઠી મૂર્તિપૂજા.**

મૂર્તિપૂજા એ હિન્દુઓની અવનતિ કરનાર છે એમ કેટલાક માને છે. અને કેટલાક તેને ઉન્નતિ કરનાર માને છે. આ બેમાં સત્ય શું છે તેનો વિચાર કરવો યોગ્ય છે. મૂર્તિપૂજાના ઉદ્દેશને લક્ષમાં રાખીને જો તે કરવામાં આવે તો તે પરમ કલ્યાણકારી છે પણ તેના ઉદ્દેશને લક્ષમાં ન રાખવાથી તે નુકસાનકર્ત્તા થઈ પડે છે.

વર્તમાન સમયમાં જોઈશું તો મૂર્તિપૂજકો પોતાની મૂર્તિને નહુવરાવે છે, થાળ ધરાવે છે, પૂજા કરે છે, અને ત્યાં નૃત્ય ગાન વીગેરે કરે છે. આટલુંજ કરવાથી તે પોતાને એક મહાન મૂર્તિને પૂજનાર માને છે પણ આ શું તેમનું સત્ય માનવું છે ? ઉપર ઉપરથી આપણને કદાચ તે સત્ય લાગે પરંતુ અંદરથી વિચાર કરતાં તે સત્ય જણાય તેમ નથી.

મૂર્તિપૂજાનો ઉદ્દેશ આપણે સર્વત્ર ઇશ્વરને જોવા એ ખરો છે. ઈશ્વરને સર્વ પદાર્થમાં જોવા આરંભમાં આપણને કઠીણ જણાય તે અર્થે મૂર્તિની આવશ્યકતા સ્વીકારાઈ છે. આપણા વૃદ્ધોએ એમ કરીને આપણને એ શિખવ્યું છે કે મર્તિ કે જે પથ્થર અથવા ધાતુની બનાવેલી છે તેમાં પણ ઈશ્વર સ્વરૂપનું ધ્યાન ધરો અને આ પ્રમાણે કરવામાં આવતાં સર્વમાં ઇશ્વરનું ધ્યાન ધરવાનું તે આપણને ગુપ્ત રીતે સૂચન આપે છે.

મૂર્તિપૂજાનો ખરેખરો ઉદ્દેશ આજ હોવો ઘટે છે. સામાન્યમાં સામાન્ય પથ્થર જેવી વસ્તુમાં પણ ઇશ્વર સ્વરૂપનું ધ્યાન કરવું એ શું આપણને સર્વ પદાર્થમાં ઇશ્વરને જોવા એ શિખવે તેમ નથી ? અવસ્ય છેજ. અને ખરેખરા મૂર્તિપૂજકોનો આજ ઉદ્દેશ હોવો ઘટે છે. અને તેમણે ક્રમે ક્રમે સર્વમાં ઈશ્વરને જોવાની ટેવ પાડવાની છે.

આ બાબતના વિરોધમાં કદાચ કોઈ પ્રતિપક્ષી કહેશે કે મૂર્તિપૂજાનો ઉદ્દેશ જ્યારે સર્વમાં ઈશ્વર જોવાનો છે ત્યારે

એમને એમ મૂર્તિ રાખ્યા શિવાય આ ઉદ્દેશ તેમણે શા માટે સિદ્ધ ન કરવો? તેમના આ કથનના સમાધાનમાં લંબાણુથી લખી શકાય પણ તેમ કરવા જતાં વિષયાંતર થઈ જતું હોવાથી ટુંકામાંજ જણાવીએ છીએ કે આરંભમાં નિરાકાર મૂર્તિનું ધ્યાન કરતાં કરતાં પ્રવેશકોને કઠણ પડે છે અને તેથી તેમને મૂર્તિની જરૂર રહે છે ત્રાટક ઈત્યાદિની ક્રિયાવડે જ્યારે દ્રષ્ટિની સ્થિરતા વીગેરે થઇ જાય ત્યાર પછી તેની જરૂર નથી. જેમ આપણને એક કવિતા મોઢે કરવી હોય તો પ્રથમ ચોપડીની જરૂર પડે છે અને તે પછી મોઢે થયા પછી તેની જરૂર રહેતી નથી તેમ મૂર્તિપૂજાના સંબંધમાં પણ છે.

હાલમાં જે મૂર્તિપૂજાનો પ્રકાર જોવામાં આવે છે તે એકંદર ખરેખરો નથીજ, અને તેને લીધેજ પ્રતિપક્ષીઓની ટીકાને તે પાત્ર થાય છે. જો મૂર્તિપૂજાના ખરા આ ઉપર કહેલા રહસ્યને જાણીને જો તે કરવામાં આવે તો તેઓને ટીકાનું સ્થાન કયું લેવું તે શોધી કાઢતાં મુસીબત પડે છે.

પ્રિય મૂર્તિપૂજકો! તમે તમારા ખરા રહસ્યને જાણો. જગત્‌ને એમ બતાવી આપો કે અમે અમારી મૂર્તિમાંથી ધીરે ધીરે આખા વિશ્વને હરિમય જોવાની ટેવ પાડીએ છીએ, અમારી ઉન્નતિનું પ્રથમ પગથીયું એ છે.

મૂર્તિની પૂજા કરવી અને બીજા પદાર્થોને કાષ્ટવત્ ગણવા એ મૂર્તિપૂજકનું લક્ષણ નથી. વળી હાલમાં એ પણ જોવામાં

આવે છે કે મૂર્તિપૂજકો પોતપોતાની મૂર્તિને ખરી માને છે અને બીજાની નિંદા કરે છે. આને લીધે પણ મૂર્તિપૂજકો સામે ટીકા કરવાને સામાવાળાઓ તૈયાર થાય છે.

શિવની મૂર્ત્તિ જોઈ વૈષ્ણવે દ્વેષ કરવો, અને વિષ્ણુની મૂર્તિ જોઈ શિવમાર્ગીએ દ્વેષ કરવો, અને શક્તિની મર્તિ-વાળાએ આ બંનેનો દ્વેષ કરવો, એ શું મૂર્તિપૂજાનું ખરે-ખરૂં "લક્ષણ છે ? શું મૂર્તિપૂજા એટલે દ્વેષને વધારનાર-દ્વાર ? બંધુઓ વિચાર કરો, અને તમારા એવા કર્મથી જરા લજાઓ.

**સર્વમાં એકજ પરમાત્મા રહેલા છે.** આ સૂત્રને બરાબર સમજો. અને હે મૂર્તિપૂજકો, તમારા સઘળા ઉદ્દેશો પાર પડશે. જરથોસ્ત, મુસલમાન, વગેરે સર્વ પરમાત્માને જુદા જુદા નામથી સંબોધે છે પણ આખરે તે બધા એકજ પરમાત્માને સૂચવે છે.

**પદ** (નાથ નામ લાખ કોટીથી અધિક છે એ લય)

પ્રભુના નામ વિશ્વમાંહિ તો અનેક છે;  
કદી એ જુદા જણાય પણ એક છે;  
દ્રષ્ટિથી જુદા જણાય પણ એક છે.  
કોઇ તો પ્રભુ, હરિ, અલ્લા જ કહે છે,  
પરવરદિગાર, ગૉડ આદી કો લહે છે,  
જુદા જુદા નામ છે, મૂળ તો તો એક છે,  
લહે છે ઉર સત્ય તે ધીમાન; પ્રભુ૦

સુવર્ણના ઘાટ અનેક થાયે,
વીંટી, કડું, હાર એથી બનાવે,
ઉપરથી જુદું રૂપ જણાવે,
પણ તે આખરે એકલું સુવર્ણ છે;
તપાસી જોતાં આખરે એકલું સુવર્ણ છે.
ઇષ્ટ તેમ એક છે,
જુદાં જુદાં નામ છે,
સઉ સઉના ધર્મમાં,
પણ एकोदेव सर्व भूतो हरि,
વચનથી એ પરમેશ્વર એક છે; પ્રભુ૦

**શ્રીશ્રેયઃ સુધાકર.**

આ પદ્યનો વિચાર કરી તેના રહસ્યને બરાબર સમજો. અને મૂર્તિપૂજાના ખરા રહસ્યને ધ્યાનમાં લઈ કૃતકૃત્ય થઇ રહો



જે પ્રમાણે વિચારો તે પ્રમાણે વર્તન કરો. ખરેખરા સુખની ચાવી તેમાંજ રહેલી છે.

**વાત સાતમી સુધારક.** વિચારમાં અને આચારમાં ભિન્નતા રાખવાથી કોઈ પણ દિવસ સારૂં પરિણામ આવેલું જણાતું નથી.

મોટા મોટા સુધારક મન્યો, વિદ્વાન પુરૂષો, આર્યધર્મનું ખરેખરી રીતે પાલણ કરનારાઓ એ સર્વના જીવન તરફ દ્રષ્ટિ કરતાં તેઓ બહારથી બહુ સારી રીતે વાતો કરતા હોય

છે. મ્હોટી મ્હોટી સભાઓમાં ધર્મના અને સંસાર સુધારાના વિદ્વતા ભરેલા ભાષણો આપે છે પણ જો તેમનું વર્તન ગુપ્તપણે જોયું હોય તો તેઓના વિચાર અને વર્તનમાં હજારગણું છેટું જોવામાં આવશે. સભામાં જઈને મદ્યપાન નિષેધનું ભાષણ કરનારા અને ઘેર ઉંચી બ્રાન્ડીના ગ્લાસો ઢીંચનારાનો આજે ટોટો નથી, બહારથી આર્યધર્મની નીતિ રીતિનું પાલન કરનાર ઘેર બુટ તથા બહારનાં લુગડાં સાથે ખાવા બેસવામાં હરકત ગણતા નથી અને આજ પ્રમાણે દરેક બાબતમાં થઈ ગયું છે. આ શું સાચો સુધારો છે? કોઈ કહેશો મને કે આ તે સુધારાનું સ્વરૂપ કે કુધારાનું ? !

વાણી અને વર્તનની ભિન્નતા ન રાખો. જેમ બોલો વિચારો તેમ તમારા વર્તનમાં પણ મૂકો. એકલા વિચારો તમારા વર્તન વગર પાંગળા છે. અને તે કંઈ પણ ફળ આપતા નથી. માટે આજથીજ સાવધ થાઓ. અને વિચાર વર્તનની ઐકયતા કરો. સુધારાવાળા વિચારો ફેલાવનારા તેમજ આર્યધર્મના વિચારો ફેલાવનારા જો તેમના વિચાર પ્રમાણે પોતે નથી ચાલતા તો તેમનું ઓજસ વધતું નથી, અને તેમના મુખઉપર કંઈકવાર 'ભયંકરતા' ની છાપ જોવામાં આવે છે માટે ઓજસ વધારવા અને આ છાપ ટાળવાને માટે પણ વિચાર વર્તનની ઐકયતા કરો.

એવો એક સત્ય નિયમ છે કે અનુભવ્યા વગરની વાતને સો માણસ સાંભળે છે અને અનુભવેલી વાતો હજાર

મનુષ્ય સાંભળે છે; માટે તમે પણ તમારી વાતને સો મનુષ્યને સાંભળવા યોગ્ય નહિ પરંતુ હજાર મનુષ્યને સાંભળવા યોગ્ય કરો. અને તમારા મનમાં આ નીચેના લઘુસૂત્રને કોતરી રાખો.

"દુષ્કર્મના કરનાર બુદ્ધિવાનવત્ વાતો કરે,
પણ કદી તે લોકનાં ઉંડા હૃદયમાં ના ઠરે,
જન શુદ્ધ જો આચાર રાખી, મૌનને ધારણ કરે,
પણ સર્વ જન તે બોધ લેવા તીવ્ર આતુરતા ધરે."

---

જ્ઞાન એટલે શું? તેનો તમે કદી વિચાર કર્યો છે? જ્ઞાનનો સરળમાં સરળ અર્થ જ્ઞાન એટલે ડહાપણ, જ્ઞાન એટલે સમજશક્તિ વગેરે થાય છે.

**વાત આઠમી.**
**જ્ઞાનનો અર્થ.**

આ જ્ઞાનને પ્રાપ્ત કરવા મનુષ્ય માત્ર મથે છે. વિદ્યાભ્યાસ પણ તેની પ્રાપ્તિને માટે કરાય છે. અને આ રીતે આજે જ્યાં ત્યાં જ્ઞાન એ સુખને આપનાર હોવાથી તેને પ્રાપ્ત કરવાના ઉપાયો ચાલે છે.

સામાન્ય માન્યતા એવી છે કે વિદ્યાભ્યાસ કરી બી. એ. પાસ થવું તેનું નામ જ્ઞાન. જે મનુષ્યે વધારે ડીગ્રી પસાર કરી તે વધારે જ્ઞાની અને જેણે ઓછી કરી તે ઓછો જ્ઞાની. બીજી માન્યતા એવી છે કે જ્ઞાન એટલે પુસ્તકો દ્વારા મેળવેલી માહિતીનો સંગ્રહ. આધુનિક કાળમાં વખણાતા ગ્રંથોને પાઠે કરવા તેનું નામ જ્ઞાન. અને આ ગ્રંથો જે વધારે પાઠે કરે તે વધારે જ્ઞાની.

આજ પ્રમાણે જ્ઞાનને માટે વિવિધ મતો છે. આ મત શું ખરા છે?

ઉપરથી દ્રષ્ટિ કરતાં તમને જણાશે કે આ નિયમો અને મત ખરા છે પણ એમ માનવામાં મનુષ્ય માત્ર ભૂલ કરે છે, સત્યજ્ઞાનનું સ્વરૂપ તો તદ્દન જુદું જ છે.

પુર્વકાળમાં થઇ ગએલા શંકરાચાર્ય, પતંજલી; કપિલ ગૌતમ, જૈમિની, વેદવ્યાસ, શુકદેવ, જનક, કણુંદ, પાણિની વીગેરે પ્રાતઃસ્મરણીય મહાપુરૂષો અત્યંત જ્ઞાની હતા એ વાતની કોઈથી ના પાડી શકાય તેમ નથી. ત્યારે શું તેઓ એમ. એ. ( M A ) અથવા બી, એ. ( B. A ) ની પરીક્ષા આપવા ગયા હતા કે તેમણે શાળામાં જઇને અભ્યાસ કર્યો તેનાથી તેમનું જ્ઞાન આટલું બધું વૃદ્ધિંગત થયું હતું?

વર્તમાન સમયમાં થઇ ગએલા જોર્ડન, જેમ્સ, હેગલ, કેંટ, ડાર્વિન, હકસલી, એમર્સન, ન્યૂટન વગેરે સમર્થ વિદ્વાનો તેમ નૃસિંહાચાર્ય, દયાનંદ, સહજાનંદ, રામાનુજ વગેરે આર્ય મહાપુરૂષોએ જે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તે સઉ જ્ઞાન પણ તેમનામાં પરીક્ષા આપવાથી આવ્યું હતું? ના, આ જ્ઞાન તે સત્યજ્ઞાન નથી. સત્યજ્ઞાન અંતરમાંથી મળે છે અને તેથી આ સઘળા મહાપુરૂષો અને વિદ્વાનોએ જે અપ્રતિમ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે સર્વનું મૂળ અંતરજ છે.

મનુષ્યમાત્રના અંતઃકરણમાં આ જ્ઞાનનો અખૂટ ઝરો રહેલો છે અને જેમ જે કૂવામાં પાતાળ ફોડયું હોય તેમાં

પ્રાણી ખૂટી પડવાનો સંભવ કદી આવતો નથી તેમ અંતરના જ્ઞાનનું સરવાયું પણ કદી આવતુંજ નથી. જેમજેમ આપણે તે જ્ઞાનનો આવિષ્કાર કરવા પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ તે દ્વિગુણ બળથી આપણામાં સમુદ્રના પુરની પેઠે ઉભરાતું રહેછે. વિશેષ ખુબી તો એ છે કે સમુદ્રનું પુર–ભરતી તો આવીને ઉતરી જાય છે પણ આમાં તો ઓટ તો છેજ નહિ ઉત્તરોત્તર ભરતીજ આવ્યા કરે છે.

પુસ્તકોના વાંચન વીગેરેથી મેળવેલું જ્ઞાન તે અખૂટ ઝરો નથી પણ હવાડાનું પાણી છે અથવા તે ખાબોચી-યાનું પાણી છે. અને તડકા વગેરેને લીધે તે સુકાઈ જાય છે તેજ પ્રમાણે આ જ્ઞાન પણ સ્થાઈ નથી. જ્ઞાન અંતર-માંથી મળે છે. શરૂવાતને માટે જ્ઞાની પ્રાપ્તિ અર્થે કદાચ પુસ્તકોનું વાંચન યોગ્ય ગણી શકાય પણ પાછળથી તે યોગ્ય ગણાય તેમ નથી. આથી સત્યજ્ઞાનને મેળવવાને માટે પાછા વળો અને અંતઃકરણમાં સ્થિર થાઓ. ત્યાંથી તમને જોઈએ તેટલું જ્ઞાન મળશે.

અંતઃકરણમાં શી રીતે સ્થિર થઈએ. એમ પૂછો છો ! ત્યારે નીચેની ક્રિયા ઉપર ધ્યાન આપો.

સવારમાં પ્રાતઃકાળે વહેલા ઉઠી શૌચ સ્નાનથી પર-વારી જવું. સ્નાન હમેંશા ઠંડા પાણીથી કરવાનો અભ્યાસ રાખવો. શિયાળાના દિવસોમાં અથવા શરીરની પ્રકૃતિ ઠીક ન હોય તેવા વખતમાં ગરમ પાણીથી નહાવું એ અડચણ

કર્તા નથી. પણ માત્ર આવા અપવાદ શિવાય ઠંડા પાણી-નોજ મહાવરો રાખવો.

સ્નાન બરાબર વીધિપૂર્વક કરવું. એક લોટો આમ અને એક તેમ એમ પાંચ સાત લોટા શરીર ઉપર ઢોળ્યા એટલે સ્નાન થઈ રહ્યું એમ મનુષ્યમાંથી ઘણો ભાગ સમજે છે અને તેથી તેમની નહાવાની પદ્ધતિ આવીજ હોય છે. આ પદ્ધતિ ખરી નથી. સ્નાન બરાબર શરીરને સાફ કરવા માટેજ કરવાની જરૂર છે. ગમે તો આપણે દિવસમાં બે વખત સ્નાન કરતા હોઇએ તેને બદલે એક વખત કરવું પણ તે બરાબર વીધિપૂર્વકજ કરવું જોઈએ. શરીરનાં છિદ્રો પરસેવો વિગેરે લાગવાને લીધે પુરાઈ જાય છે, તેથી તેને સાફ કરવાને અર્થે શરીરને એક ખાદીનો કટકો લઈ બરાબર ઘસવું. એકેએક અવયવને ઘસવા શરીરની ચીકાશ દૂર કરવાને સાબુ વાપરવો. સફેદ માટી ગોરમટી પણ નહાવાના કામમાં ઘણી સારી છે. અને તેનો ઉપયોગ તે પણ લાભ કરનારજ છે. આ પ્રમાણે શરીરને બરાબર ચોળી નાહી રહ્યા પછી ટુવાલવતી તેને કોરૂં કરવું.

આવી રીતે વીધિ પૂર્વક સ્નાન કરવાને લીધે સ્નાનનો ગુણ જે શરીરમાં સ્વસ્થતા પ્રકટાવવાનો છે તે બરાબર પ્રકટે છે. તમે ગમે તેટલા થાકી ગયા હશો તોપણ આવી રીતે વીધિ પૂર્વક સ્નાન કરશો તો તમારો અડધો અડધ થાક ઉતરી જશે એટલુંજ નહિ પરંતુ નવીન કામ કરવાનું બળ તમારામાં આપોઆપ પ્રકટી આવેલું દેખાશે.

સ્નાનથી પરવાર્યા પછી ઘરમાં અગાશીમાં અથવા એવી જગ્યામાં જ્યાં પવન સારી રીતે આવી શકતો હોય ત્યાં આસન માંડીને બેસવું. આ આસન બનતાં સુધી નરમ અને સ્વચ્છ રાખવા પ્રતિ કાળજી રાખવી. તેના ઉપર પદ્માસન રાખી બેઠા પછી અંતઃકરણના સઘળા વિચારો કાઢી નાંખવા. અંતઃ કરણમાંથી વિચારો કાઢી તેને નિર્વિં-કલ્પ કરવાનું કામ જરા કઠીણ છે. પણ ધીમે ધીમે તે સરળ થઈ જશે.

અંતરના વિચારો દૂર કર્યા બાદ દીર્ઘ શ્વાસોશ્વાસ લેવા અથવા લોમવિલોમ પ્રાણાયામ કરવો* પ્રાણાયામનો પ્રયોગ કરતી વખતે શ્વાસ લેતી વખતે (પૂરક વખતે) હું વિશ્વમાંથી જ્ઞાનને ગ્રહણ કરૂં છું એવી ભાવના કરવી. કુંભક વખતે હું જ્ઞાનને મારા શરીરમાં ભરપુર કરૂં છું. એવી ભાવના કરવી અને રેચક વખતે મારામાં રહેલા અજ્ઞાનને હું કહાડી નાંખું છું એવી ભાવના કરવી.

આરંભમાં આ ત્રણે ભાવના એક સાથે કરતાં અભ્યા-સકોને ઘણું કઠીણ પડશે, તેથી તેમણે એક ભાવના વૃત્તિમાં

---

* લોમવિલોમ પ્રાણાયામનું સ્વરૂપ જાણવા માટે અમારા તરફથી પ્રસિદ્ધ થએલું 'પ્રાણાયામ' નામનું પુસ્તક વાંચો. પ્રાણાયામ સંબંધી સઘળી માહિતી તેમાં વિસ્તારપૂર્વક સરળમાં સરળ ભાષામાં આપી છે. મૂલ્ય આઠ આના પોષ્ટેજ ૦-૧-૦

બરાબર આરૂઢ કરી રહ્યા પછી બીજીનું સેવન કરવું અને બીજી બરાબર થયા પછી ત્રીજી કરવી.

આ ભાવના દિવસમાં અડધો કલાક અથવા પા કલાક કરવી પણ એટલું ધ્યાનમાં રાખવું કે તે બરાબર રસપૂર્વક કરવી જોઇએ 'માથા ઉતાર વેઠ' તરીકે તે કરવાથી કાંઇ પણ ફળને આપતી નથી એ બરાબર લક્ષમાં રાખવું.

ભાવના કરી રહ્યા પછી પરમાત્માની એકાગ્ર ચિત્તે પ્રાર્થના કરવી.

હે જ્ઞાન પ્રદાતા પ્રભુ! આપ ખરેખર જ્ઞાનના સમુદ્રજ છો. અને તેથી કૃપા કરી વસ્તુતઃ આપ સ્વરૂપ છતાં મારા મનથી જુદા માનેલા આ અભિમાની જીવમાં જ્ઞાનનો પ્રકાશ કરજો. હે નાથ ! આપની કૃપા=રૂપ રશ્મિનું એક કિરણ પણ અમારી ઉપર પ્રેરશો તો અમે સર્વદા જ્ઞાનસંપન્ન થઈ રહેશું. દીનવત્સલ પ્રભુ તે સત્વર પ્રેરો.

આ પ્રમાણે રોજ ભાવના કરી પ્રાર્થના કરવી. આને લીધે થોડા સમયમાં આપણને સાચું જ્ઞાન પ્રાપ્ત થશે. પૂર્વના જે જે મહાપુરૂષો થઈ ગયા છે તેમણે સર્વે આવી ક્રિયા વડે અંતરમાં સ્થિર થઈનેજ જ્ઞાન સંપાદન કર્યું હતું.



## વાત નવમી સુધારો

'સુધારો સુધારો અને સુધારો' એ શબ્દ આજે જ્યાં ત્યાં બોલાતો જોવામાં આવે છે. સઘળા વિદ્વાનો, જ્ઞાનીઓ, પ્રોફેસરો, લેખકો

**સુધારો અને સુધારો.** આજે જ્યાં જુઓ ત્યાં સુધારા શબ્દની ગર્જના કરે છે. પણ હજી તેમની ગર્જનાના પરિણામમાં સુધારો થએલો અનુભવ્યામાં આવ્યો નથી કે જોવામાં પણ આવ્યો નથી.

સુધારો યથાર્થ સુધારો હજી આપણામાં કયાં આવ્યો છે ? સુધારાને નામે કુધારો આપણા દેશમાં પેસી ગયો છે.

આંખ તેજસ્વી હોવા છતાં સુધારાને નામે આઇગ્લાસ (ચસમાં) ચઢાવવામાં આવે છે. જમીન એ જીવંન તત્વને આપનારી છે અને આપણા પગનો-ખુલ્લા પગનો જમીન સાથે સ્પર્શ થાય તો તે આપણને લાભ કરનાર થઈ પડેછે. એમ પાશ્ચાત્ય વિદ્વાનો પણ કહે છે. પણ સુધારાને નામે હવે આખો દિવસ ઘરમાં પણ જોડા પહેરીને બેસવાનો રિવાજ પડી ગયો છે.

સુધારાને નામે એક પા માઈલ ચાલતાં જવું હોય તો પણ ગાડી જોઈએ છે અને એ રીતે ચાલવાની કસરત પ્રતિ પણ અલક્ષ થતું જાય છે. ખરેખરા સુધારાના ફંદમાં ફસાયલા મનુષ્યને ભોગ જોગે ત્રણ ચાર માઈલ ચાલવાનો પ્રસંગ આવે છે તો તે પણ ચાલી શકાતું નથી.

સુધારાને નામે આપણાં શરીરને પુષ્ટી આપનારા દૂધ, ઠંડુ જળ, વગેરે પીવાના પદાર્થોને બદલે બ્રાન્ડી પીકમીઅપ રોશબરી વીગેરે પીવાનો પ્રચાર વધી ગયો છે.

આ પ્રમાણે સુધારાને નામે બીજા પણ અનેક લાભો (?) કરનારા રીતરિવાજો આપણામાં પેસી ગયા છે. આ શું સાચો સુધારો છે?

સુધારો સુધારો એમ બોલ્યા ન કરો તમે જાતેજ સાચા સુધારક બનો. પણ તે બોલવામાં સુધારક અને કરવામાં કુધારક એવા સુધારક નહિ પણ જેમ બોલો તેમ કરનારા સાચા સુધારક બનો નહિ તો બોલનારા કંઇ અને કરનારા કઇ એવા સુધારકની અમને ખોટ નથી.

સભામાં વિધવા વિવાહનો બોધ કરનારા અને પોતાને. કદાચ કોઈ પ્રસંગ આવે ત્યરે ગુપચુપ બેસી રહેનારા સુધારકો આજે પુષ્કળ પ્રમાણમાં છે.

બહારથી ભક્તિનો ડોળ કરનારા 'હરિહરિ' એમ બોલ્યા કરનારા અને આખો દિવસ હાથમાંથી માળા નહિ મૂકનારા અને વર્તનમાં અંદરખાનેથી સ્વાર્થના અને પ્રપંચથી ભરેલા સુધારકોનો આજે ટોટો નથી.

મદ્યપાન હાનિ કરનાર છે, અફીણ હાનિ કરનાર છે, એવું બોલનારા અને ગુપ્ત રીતે તેનું સેવન કરનારા સુધારકોનું પ્રમાણ આજે ઘણું વધી ગયું છે.

મારૂં કાંઇ નથી આ બધું શિષ્યનુંજ છે. એમ ઉપર ઉપરથી લીલાના વચનો બોલનારા અને પ્રસંગ આવ્યે શિષ્યના ધન અને ધામનું હરણ કરી લેનારા સ્વાર્થ લોભી સુધારક ગુરૂઓનો પણ આજ કાલ ટોટો નથી.

પરસ્ત્રી માતા સમાન છે. વ્યભિચાર એ મહા ખોટો છે એવું બોલનારા વ્યાભિચાર અને પરસ્ત્રી નિષેધક મહાત્માઓ ગણિકાને ત્યાં રાત્રે રવડતા જોવામાં આવે છે તેથી તેની પણ ખોટ નથી.

આવા સુધારકો દેશમાં પુષ્કળ છે. પણ તેનાથી શું વળ્યું ? જ્યાં મૂળમાં સુધારકનાજ આચરણ આવાં ત્યારે પછી શું કહેવાનું ? પાયોજ ખરાબ ત્યાં ઈમારત તૂટી પડે એમાં શી નવાઈ? અરે ઓ સુધારક મન્યો. સ્વાર્થ લોભી ગુરૂઓ તમારા કૃત્યથી જરા લજાઓ. જો તમારે સુધારક કહેવડાવવું હોય તો સાચા સુધારક બનો નહિ તો છાનામાના એક ખુણે બેસી રહો. હું સુધારક છું, હું સુધારક એવું કથન જ્યાં ત્યાં ન કરશો. પણ

## સાચા સુધારક થાઓ

સાચા સુધારક થવાથી તમે તમારી તેમજ જગત્‌ની અવશ્ય ઉન્નતિ કરી શકશો.

*　　*　　*　　*

પ્રશ્ન–શું તમે સુધારક છો ?

ઉત્તર–હા.

પ્રશ્ન–" શાના સુધારક છો ? "

ઉત્તર–" વિધવા વિવાહ કરવો જોઈએ "

પ્રશ્ન–" ત્યારે શું તમે પોતે વિવાહ કર્યો છે? કે ન્યાતિબંધનથી તેમ કર્યું નથી. તમે કદાચ તમારી પત્ની

હોય અને વિધવા વિવાહ ન કર્યો હોય તો તમે તમારી ન્યાતમાં તમારા સગામાં કોઇનો વિધવા વિવાહ કરાવ્યો છે? અરે શું તમે વિધવાના વિવાહમાં જઈ પણ શકયા છો કદાચ તે વિવાહ કરવા તૈયાર હોય તો તેવા પ્રસંગે તમે તેને સહાનુભૂતિ પણ. દર્શાવી છે ?

ઉત્તર—ના

ત્યારે વિધવાવિવાહનો હું સુધારક છું એવું બોલ્યા ન કરશો: અને બોલવું હોય તો ઉપર કહેલા પ્રશ્નમાંથી એક પણ કામ કરી બતાવજો.

* * * *

પ્રશ્ન—" શું તમે સુધારક છો ? "

ઉત્તર—" હા "

પ્રશ્ન—" શેના "

ઉત્તર—" સ્ત્રીઓને કેળવણી આપવાના "

પ્રશ્ન—" ત્યારે તમે તેને અર્થે શું કર્યું છે ? શું તમે તમારી પોતાનીજ સ્ત્રીને કેળવણી આપી શકયા છો ? તમારા કુટુંબની સર્વ સ્ત્રીઓ કેળવણી લે એને માટે તમે કાંઇ પણ પ્રયાસ કર્યો છે. તમારી આવકમાંથી અમુક ભાગ શું તમે કેળવણીના ફંડમાં આપ્યો છે ?

બંધુ ? આમાનું કાંઈ પણ તમે કર્યું હોય તો ઠીક છે, નહિ તો હું સ્ત્રી કેળવણીનો સુધારક છું એમ બોલવા માત્રથી કાંઈ વળનાર નથી.

* * * *

પ્રશ્ન–" શું તમે સુધારક છો ? "

ઉત્તર–" હા "

" પ્રશ્ન–શેના ? "

ઉત્તર–" નીતિદર્શક સભાના "

પ્રશ્ન–" ત્યારે શું તમે પોતે નીતિને પાળી છે ? અન્ય સંબંધીઓને વચન આપી પછી તે પૂર્ણ કરવા શક્તિમાન થયા છો ? અસત્ય વચન બોલતાં કદી પણ લજાયા છો ? પ્રાણ જાય તો ભલે પણ સાચુંજ બોલવું એવી ટેવ શું તમે ધારણ કરી છે ? ગમે તેવો લાભ થતો હોય, કયાં આખું રાજ્ય મળતું હોય તોપણ સત્યનો ત્યાગ ન કરવો એવો નિશ્ચય શું તમે રાખી શકયા છો ? પરસ્ત્રી ઉપરની કુદ્રષ્ટિ શું તમે ટાળી છે ?

જો આમાંથી એક બે કામ પણ તમે કર્યાં હશે તો નીતિદર્શક સભાના સાચા સુધારક કહેવાશો. નહિતો માત્ર સુધારક નામ ધારણ કર્યું એમજ કહેવાશે.

* * * *

પ્રશ્ન–" શું તમે સુધારક છો ?

ઉત્તર–" હા "

પ્રશ્ન–" શેના ? "

ઉત્તર–" ધર્મ સંસ્થાપન સોસાયટીના "

પ્રશ્ન–" ત્યારે શું તમે પોતે ધર્મ એટલે શું તેનો વિચાર કર્યો છે ? સવારે અથવા સાંજે ધર્મનું અધ્યયન

કરવાનો નિયમ રાખ્યો છે ? બજારના હોટલોની ભ્રષ્ટતાવાળી ચાહ કોફીનો ત્યાગ કર્યો છે ?

જો કાંઈપણ ધર્મને માટે કર્યું હશે. તો તમે ખરા સુધારક નહિ તો તમે માત્ર કહેવાતા સુધારક છો એમજ કહેવાશે.

* * * *

પ્રશ્ન–" શું તમે સુધારક છો "

ઉત્તર–" હા "

પ્રશ્ન—" શેના ? "

ઉત્તર—" વ્યાધિ વિનાશક સભાના "

પ્રશ્ન—" ત્યારે તમે વ્યાધિનો વિનાશ કરવાને શું કર્યું ? તમારા શરીરમાં કોઈ વ્યાધિ હોય તો તમે તેને મટાડયો છે ? અન્યના વ્યાધિ નિવારવાના કામમાં જાતિભોગ આપ્યો છે ? અન્યની સારવાર કરવામાં સહજ પણ પરિશ્રમ ઉઠાવ્યો છે ? મિતાહારનો બોધ કરતાં પહેલાં તમે પોતે મિતાહારી થયા છો ? ભોજનના સ્વાદિષ્ટ પદાર્થો જોઈ તે અકાંતરીયાપણે ખાવાનો લોભ શું નિવારી શકયા છો ?

જો કાંઈપણ કરી બતાવ્યું હશે તોજ વ્યાધિ વિનાશક સભાના સુધારક થએલા સાચા ગણાશો.

* * * *

પ્રશ્ન—" તમે સુધારક છો ? "

ઉત્તર—" હા "

પ્રશ્ન—" શેના ? "

ઉત્તર—" દેશની પ્રગતિ કરવાના "

પ્રશ્ન—" ત્યારે દેશને માટે તમે શું કર્યું ? વિલાયતી વસ્તુઓને બદલે દેશી વસ્તુઓથી કામ ચલાવી શક્યા છો ? ઘરમાં સ્વદેશી વસ્તુઓજ વાપરો છો ? તમારા નિકટના સંબંધી તથા મિત્રોને પણ એજ વસ્તુઓ વાપરવા કહો છો ?

દેશને માટે આમાંથી તમે કાંઈ કર્યું હશે તોજ દેશની પ્રગતિ કરવાના સાચા સુધારક કહેવાશો.

* * * *

આજ પ્રમાણે બીજા અનેક ઉદાહરણો અત્રે આપી શકાય એમ છે પણ તે સર્વનું તાત્પર્ય એકજ છે અને તે એજ કે 'સુધારક' પદવી ધારણ કરો તે પૂર્વે તમે તમારી જાતના સુધારક થાઓ. જ્યારે આપણે જાતેજ આ પ્રમાણે કરીશું ત્યારેજ આપણી આ અવનતિનો છેડો લાવી શકીશું.

ઉન્નતિને માટે અમુક કરવું જોઈએ, એવાં વચનો બોલવાની કાંઈજ જરૂર નથી પણ તે પ્રમાણે કરી બતાવો એને લીધે તમને તેમજ આખા દેશને લાભ થશે.

* * * *

**વાત દશમી. આજ અને કાલ.**

મનુષ્યોમાં ઘણે ભાગે એક દોષ રહેલો હોય છે. આ દોષને લીધે તેઓ પોતાનાં ઘણાં કામમાં નુકશાન ખમે છે. આ દોષ તે કયો હશે એ જાણવાની જીજ્ઞાસા થવા પૂર્વેજ જણાવી દેવામાં આવે

છે કે આ દોષ તે અન્ય નહિ પણ કામ કરવાનું આળસ છે.

કોઈ પણ કામનો પ્રસંગ આવતાં તેઓ એમજ બોલે છે કે શિવ ! શિવ ! આ મારાથી આજે કેમ થશે ! કાલે કરીશ ” આ પ્રમાણે કહી તેઓ પોતાના કામને કાલ ઉપર રહેવા દે છે. પણ કાલ એવી છે કે તેનો જ્યારે વિચાર કરીએ ત્યારે તે કાલની કાલજ હોય છે. અને એમ હોવાથી એ કાલનો પાર આવતો નથી. અને કામ પણ થતું નથી. આ પ્રમાણે કરવાથી કાંઇ પણ લાભ મળતો ન હોવાથી આ ટેવ સર્વદા ત્યજી દેવા યોગ્યજ છે.

તમારા કામને આજે ને આજેજ કરો. કાલ ઉપર તે રહેવા ન દો. થોડા દિવસ પણ આ ટેવને અજમાવી જુઓ કે તમને તેનાથી કેટલો બધો લાભ થાય છે. જ્યારે તમે આજની સાથે જોડાશો ત્યારે અમારો આત્મા કહેશે કે

રે રે તમે ને આજ ? એતો દિવ્ય જોડ બની રહી,
સંગી થઈ રહેશો સદા કૃત્યત્પતા લહેશો અંહિ;
થઈ એકમેક જીવન ઉભયનાં, એક બીજાને દીસો.
અદ્દભુત ફલ પ્રકટાવનારાં થાઓ સાચાં સંગીઓ.
માટે
આજ કરી લો, આજ કરી લો, કર્તવ્યોને કરી લો આજ,
કાંજે તે નિર્માણ થઇ છે, સિદ્ધ થવાને સઘળાં કાજ.

**શ્રી ઉપેન્દ્ર**

* * * *

**વાત અગીઆરમી**
**સંયુકત કે વિભક્ત કુટુંબ.**

ગૃહસ્થાશ્રમી મનુષ્યને આજે એક મહત્વનો પ્રશ્ન ઉત્પન્ન થતો આજકાલ ઘણે ભાગે જોવામાં આવે છે. આ પ્રશ્ન તે સયુંક્ત કુટુંબની જરૂર છે કે વિભક્તની તે છે. અને અત્રે તેનો નિર્ણય કરવો યોગ્ય ગણ્યો છે.

સંયુક્ત કુટુંબની જરૂર પૂર્વકાળમાં હતી. પણ આધુનિક કાળની વસ્તુ સ્થિતિનું અવલોકન કરતાં એવી જરૂર નથી એમ આપણને ભાન થાય છે.

સંયુકત રહેલા એક કુટુંબના જીવન પ્રતિ દ્રષ્ટિ કરો. દેરાણી જેઠાણીનો કલહ, સાસુ વહુનો કલહ, ઘરમાં કામ ફલાણીએ વધારે કર્યું અને પેલી બેસી રહી એવાં વચનોનો વર્ષાદ, ભાઇઓ ભાઇના ઉંચા મન, આ પ્રમાણે બીજા અનેક કિલષ્ટ બનાવો જોવામાં આવશે. આ સર્વ બનાવો પ્રતિ જોતાં સંયુકત કુટુંબની જરૂર હાલ સ્વીકારાતી નથી.

ગૃહસ્થાશ્રમનો મુખ્ય ઉદ્દેશ સ્ત્રી અને પુરૂષ વચ્ચે પરસ્પરમાં અપૂર્વ પ્રેમ–શુદ્ધ પ્રેમને ફેલાવાનો છે. અને આ પ્રેમની વૃદ્ધિ પણ સંયુકત કુટુંબમાં થઇ શકતી નથી. એવો એક સામાન્ય નિયમ છે કે પરિચયથી તથા વાતચીતથી પ્રેમ બંધાય છે. એક રસ્તે જતાં પરિચય વગરના મનુષ્યનો આપણને તે વખતે પ્રેમ બંધાશે નહિ પણ જો રેલ્વે ટ્રેનમાં સાથે મુસાફરી કરવાનો યોગ આવ્યો હોય, અને તેની સાથે

વાતચીત થઈ હોય તો સહજ પણ પ્રેમ બંધાશે. આમ કહી કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે પ્રેમને પ્રકટાવવાનું પ્રથમ દ્વાર સામાન્ય રીતે પરિચય તથા વાતચીત છે. હવે સંયુક્ત કુટુંબમાં પતિથી પત્ની સાથે અને પત્નીથી પતિ સાથે કાંઈપણ વાત થઈ શકતી નથી. કેમકે જો કદાચ તે કરે તો વૃદ્ધો તરફથી તેમને શરમ વગરના 'બેશરમા' ઈત્યાદિ વચનોનું સંબોધન થાય છે. આને લીધે તેમને પરસ્પર વાત કરવાનો પ્રસંગ આવતો નથી.

રાત્રિના વખતમાં શયન મંદિરમાં પણ તેમનાથી વાતચીત થઈ શકતી નથી. કેમકે બીજાજ ખંડમાં સુઈ રહેલા વૃદ્ધો સાંભળશે એમ તેઓને બીક હોય છે. આ બીકને લીધે તેઓ ગુપચૂપ એક બે વાત કરે છે અને નિદ્રાધીન થઈ જાય છે. કેટલીક વખતે તો એવી એક બે વાત કરવાનો પણ પ્રસંગ તેમને આવતો નથી કેમકે દિવસના કામથી કંટાળેલી સ્ત્રી ઉંઘી જાય છે. અને પુરૂષ પણ નિંદ્રાધીન થાય છે.

જ્યાં હિંદુ દંપતીમાં આ પ્રકારનું વર્તન ચાલતું હોય ત્યાં પ્રેમ શી રીતે વૃધ્ધિગત થઇ શકે ? અને આ કારણોને લીધેજ સંયુક્ત કુટુંબની જરૂર હાલ સ્વીકારવાની જરૂર નથી.

પાશ્ચાત્ય પ્રજામાં એવો રિવાજ છે કે જ્યારે પુત્રના લગ્ન થાય છે કે તુરતજ તેને જુદો રાખવામાં આવે છે. અથવા સ્વતંત્ર રહેવાની અનુકૂળતા કરી આપવામાં આવે છે. ત્યારે આપણા દેશમાં કદાચ કોઈ યુવક પોતાના માબાપને અથવા

ઘરમાં જે વૃદ્ધ હોય તેને જુદું રહેવું છે એમ કહે તો આતો વંઠી ગયો,વહુનો થઈ ગયો ઈત્યાદિ વચનો સંભળાવવા માંડે છે.

વૃદ્ધોએ આ બાબત વિચાર કરવો જોઇએ. અને તેમની આડા આવવાની ટેવનો ત્યાગ કરવો જોઈએ.

પોતાનાજ ઘરમાં સ્વતંત્ર રહેવાની અનુકૂળતા હોય તો તેમ કરવું અને સંયુક્ત કટુંબમાં રહેવાની ઇચ્છા હોય તો તેમ કરવું. લેખકનો જે મત હતો તે અત્રે દર્શાવવામાં આવ્યો છે. લેખક પોતાની દ્રષ્ટિથી સંયુક્ત કટુંબની જરૂર ધારતો નથી. તેમ છતાં જો કોઈની દ્રષ્ટિ તેની જરૂર ધારતી હોય તો તેને તેમ કરવા સ્વતંત્રતા છે.

* * * *

**વાત બારમી. સાદુ જીવન એટલે શું ?**

સાદું જીવન એ સુખને આપનાર છે. પણ સાદા જીવનનો બરાબર અર્થ ન સમજનાર તેની ગણત્રી આ પ્રમાણે કરે છે કે ફાટેલા તુટેલાં કપડાં પહેરવાં, ગમે તેમ પડી રહેવું. ઘરની શોભામાં વૃદ્ધિ ન કરવી અને તેને બદલે ઝુંપડીમાં ચલાવી લેવું વીગેરે. આવા મનુષ્યો સાદા જીવનનો અર્થ બરાબર સમજતાજ નથી. બાહ્ય ઠાઠમાઠ જોઈ તે સાદુ જીવન નથી. અને બાહ્ય ઠાઠ માઠ ન હોય તો સાદુ જીવન છે એ પ્રકારનું માનવું તદન ભૂલ ભરેલું છે.

શું એક ક્ષુદ્ર ઝુંપડીમાં રહેવું એનું નામ સાદું જીવન

છે ? કોઇ તેની હા પાડી શકશે. પોતાને પ્રાપ્ત બુદ્ધિના ઉપયોગથી દ્રવ્ય મેળવી તેણે શા માટે મહાલયમાં ન રહેવું જોઇએ! મનુષ્ય સાક્ષાત પરમાત્માનો અંશ તે કૂતરાની ખોડ જેવા એક ઝુંપડામાં રહેવાને સરજાયલો છે ?

ઝાડની છાલનાં વસ્ત્રો પહેરવાં કે અનાજની ગુણોના કપડાં સીવડાવી પહેરવાં એને પણ શું સાદું જીવન કહેવાશે? શા માટે તેણે ઉત્તમોત્તમ ચાઇના સીલ્ક, કાશ્મીરી કોટ, વીનીશન, વગેરેના ડગલા અતે મલમલના પેરણ ન પહેરવાં જોઇએ! વસ્ત્રને અને જીવનને શો સંબંધ છે ?

ભડકું અને છાશ પીને રહેવું એનું નામ સાદું જીવન છે ? શા માટે તેણે ઉત્તમ ખાવાના પદાર્થોનો ત્યાગ કરવો જોઇએ ? ખાવાને અને સાદા જીવનને શો સંબંધ છે?

કુતરાની બખોલના જેવા ઘરમાં રહેવાથી સાદું જીવન ગણાતું નથી. એમ તો જંગલમાં ઘણાએ સિંહ વાઘ ઇત્યાદિ બખોલમાં રહે છે. ઝાડની છાલના અથવા ગુણ પાટના વસ્ત્રો પહેરવાં એનું નામ સાદું જીવન ગણાતું નથી. એમ તો અમેરિકામાં પ્રથમ રાતા લોકો એવાં વસ્ત્રો ઘણાં પહેરતા હતા. વળી હાલના સમયમાં આવાં વસ્ત્રો પહેરીને ફરવું તેમાં બુદ્ધિની મંદતાજ ગણાય છે. ભડકું અને છાશ પીને રહેવાથી પણ સાદું જીવન ગણાતું નથી. પણ બુદ્ધિહીનતાને સૂચવે છે. અને ઘણાંએ બુદ્ધિહીન દુબળાઓ એવું પીને પોતાના દિવસો નિર્ગમન કરે છે.

સાદા જીવનનો અર્થ તદન જુદોજ છે. અને તે ઘણીજ ટુંકમાં સરળતાથી સમજાવી શકાય છે ? સાદુ જીવન એટલે સર્વમાં નિસ્પૃહતા અને સર્વમાં નિસ્પૃહતાનેજ સાદુ જીવન કહી શકાય છે. જનક જેવા મોટા નૃપત્તિ પણ આને લીધેજ સાદા જીવનવાળા કહેવાયા છે.

આપણને ભોગવવાને માટે આજે મોટો મહાલય મળે અને કાલે ઝુંપડી મળે તો તે બંનેનો પ્રસન્નતાથી ઉપભોગ કરવો તેનું નામ સાદું જીવન. આજે ખાવાને પકવાન મળે અને કાલે બે દહાડાનો સુકો રોટલો મળે તો તેને પણ ખાવો તેનું નામ સાદુ જીવન. આજે પહેરવાને કિંમતી વસ્ત્રો મળે અને કાલે ફાટેલાં કપડાં મળે તો તેનાથી પણ ચલાવી લેવું તેનું નામ સાદું જીવન.

સાદું જીવન આનેજ કહી શકાય છે. જે મળે તેમ સમાનતા રાખી પ્રસન્નતાથી તેનો ઉપભોગ કરવો એજ સાદા જીવનનો સરળમાં સરળ અર્થ છે.



## प्रकरण २६ मांना सिद्धांतो.

१ धर्म एटले फरज अने ए फरजने बराबर समजी धर्मपरायण थाओ.

२ कथा रहस्यवाळी सांभळो. जीवनने उन्नत करनार कथानीज जरुर छे. बाकीनी कथामां नकामो वखत न वितावो.

૩ ખોટી ના કહેવાની ટેવ ન રાખતાં સ્પષ્ટવક્તા થાઓ.

૪ જીવનની ઉપયોગિતા વધારી વિશ્વને ઉપયોગી કાંઈ પણ કામ કરો.

૫ ભક્તિ સાચી કરો. દેખાડવા માત્રની નહિ.

૬ મૂર્તિપૂજાના શુભ ઉદ્દેશને લક્ષમાં રાખી સર્વમાં ઈશ્વરને જોવાનો અભ્યાસ વધારો.

૭ સાચા સુધારક થઈ તમારી જાતને અને તમારા આપ્ત મિત્ર તથા સંબંધી વર્ગને પણ સુધારી જગત્‌ના દ્રષ્ટાંત રુપ કરો.

૮ જ્ઞાનના ખરા અર્થને સમજી જ્ઞાન પ્રકટ થવાનું મૂળ અંતરાત્મા સાથે વૃત્તિની ઐક્યતા સાધો.

૯ આજનું કામ આજેજ કરો. વર્ત્તમાન કાળના સંગી થાઓ.

૧૦ હાલના સંયોગો અનુસાર વિભક્ત રહો. સાદુ જીવન ગાળો. સાદા જીવનનો અર્થ બરાબર વૃત્તિમાં આરુઢ રાખો.



## પ્રકરણ ૨૭ મું.
## દંપતીનું કરવા યોગ્ય કર્તવ્ય.

---



એક કર્તવ્ય મ્હોટામાં મ્હોટું અને ન્હાનામાં ન્હાનું છે. અને તેના ઉપર ધ્યાન આપવાની દરેક દંપતીએ અગત્ય છે. આ કર્તવ્ય ઉપર ધ્યાન ન આપ્યાંથી જીવનની પ્રગતિ થઈ શકતી નથી. આ કર્તવ્ય તે કયું હશે ? તો તે અન્ય કંઇ નહિં પણ ઈશ્વરની પ્રાર્થના કરવારૂપ કર્તવ્યજ છે અને તેનું પાલન કરનાર દરેક દંપતી સુખીજ થાય છે.

જેમ સઘળી નદીઓનું મુખ સમુદ્રજ હોય છે; તેમ સઘળા સુખનું મૂળ પરમાત્માજ છે અને તેથી તેમની આપણે જેમ જેમ પ્રાર્થના કરીએ છીએ તેમ તેમ આપણને વધારે ને વધારે પ્રમાણમાં સુખ મળતું જાય છે.

એવું નથી કાંઇ સુખ જે, હરિના સ્મરણ થકી ના મળે,<br>
એવું નથી કંઈ દુઃખ જે, હરિના સ્મરણ થકી ના ટળે.<br>
દુર્ગમને અશકય તે પણ ભકત જન સહજે રળે,<br>
કાં જે તેને સહાય છે હરિ, પૃષ્ઠ પાછળ પ્રતિ પળે.

આ વચનાનુસાર હરિના સ્મરણથી એવું કાંઈ પણ ના મળે એવું નથી. આમ હોવાથી પ્રિય દંપતી તમારે કરવા યોગ્ય આ કર્તવ્ય ઉપર ધ્યાન આપો. પ્રાર્થના કરો. તમને તેનાથી અદ્‌ભુત સુખ મળશે.

પ્રાર્થના કરવાનો સવારનો ટાઈમ ઘણો સારો છે. નાહી ધોઇ સ્વચ્છ થઇ તમે બંને એકજ આસને બેસી અડધો કલાક ઈશ્વરની પ્રાર્થના કરો. જપ કરો. યા એવીજ બીજી સત્ક્રિયા એકચિત્તે કરો અને પછી જુઓ કે કેવું અદ્ભુત ફળ મળે છે.

તમે હિંદુ હો, યા પારસી, મુસલમાન હો, વા યાહુદી, કાબુલી હો, યા ખ્રિસ્તી, પણ તમારે સર્વને આ કર્તવ્ય ઉપર ધ્યાન આપવાનું છે. તમારે સર્વેએ પ્રાર્થના ઉપર ધ્યાન આપવાનું છે. તમારા પોતપોતાના પરવરદીગાર જરથોસ્ત વગેરેની પ્રાર્થના તમારે કરવાની છે.

આપણામાં જેમ જેમ પાશ્ચાત્ય નકલી સુધારાએ પ્રવેશ કરવા માંડયો છે તેમ આ ઉપયોગની બાબત ઉપર અલક્ષ થતું જાય છે. અને તેના પરિણામેજ આજે જ્યાં ત્યાં દુઃખ જોવામાં આવે છે.

અમે પ્રાર્થના શી રીતે કરીએ અમને વખતજ કયાં છે? સવારના ઉઠયા કે જઈએ નોકરીએ તે સાંજે ઘેર આવીએ એમ જણાવી કેટલાક મનુષ્યો પોતાની આ બાબતમાં કાયરતા જણાવે છે. અને કેટલીક સ્ત્રીઓ અમારે ઘરનું કામ સવારમાં તે કામ કરીએ કે પ્રાર્થના કરીએ એમ જણાવી પોતાની કાયરતાને પણ પ્રદર્શીત કરે છે.

આ કાયરતા તે શું તેમની ખરી છે ! ઉપરથી જોતાં તમને કદાચ ખરી લાગશે પણ તે એકંદરે ખરી નથી. આ

વચનો બોલનાર મનુષ્યો અને સ્ત્રીઓ નોકરી કરવાનો તથા ઘરના કામકાજ કરવાનો વખત મેળવી શકે છે. છોકરાઓને રમાડવાનો વખત મેળવી શકે છે. મિત્રો તથા બ્હેનપણીઓ સાથે કલાકોના કલાક સુધી વાતો કરવાનો વખત મેળવી શકે છે લગ્ન અથવા નાચની પાર્ટીમાં જવાનો વખત મેળવી શકે છે. ખાવાનો વખત મેળવી શકે છે. અને ઉંઘવાનો વખત પણ મેળવી શકે છે તેમ છતાં અફસોસની વાત એટલીજ છે કે તેઓ પા અથવા અડધો. કલાક ઈશ્વર પ્રાર્થના કરવાનો વખત મેળવી શકતા નથી.

આવા મનુષ્યોની સ્થિતિ ખરેખર દયાજનક જ હોય છે. ભલે તેઓ પછી પ્રારબ્ધ સંયોગથી મોટા શ્રીમાન્ હોય પણ તેમની હાલત આવીજ છે, જે આપણા પાલક છે. અને જેમની કૃપાથી આપણે જીવી શકીએ છીએ એવા પરમાત્મા-નુંજ વિસ્મરણ શિવ! શિવ! શિવ ! કેટલી બધી અવદશા!

પ્રિય દંપતી ? આજથી પ્રાર્થનાં કરવાનો અભ્યાસ રાખો. થોડા વખતમાં તમે તેનાથી ઉર્ધ્વગામી થશો. પ્રાર્થના કરવાથી શું થાય છે તે તમે જાણો છો ? પ્રાર્થનાથી બુદ્ધિ નિર્મળ થાય છે. અને બુદ્ધિ નિર્મળ થતાં આપણને સુખજ મળે છે. પરંતુ પ્રાર્થના કરતી વખત એટલું ધ્યાનમાં રાખજો કે તમારી પ્રાર્થના સાચા હૃદયની હોવી જોઈએ. ભાવ વગરની પ્રાર્થના કશા પણ ફળને આપતી નથી.

ભયથી વ્યાકુલ થએલા દંપતીઓ ! પ્રભુની પાસે જાઓ પ્રભુ અભયદાતા છે. તમે તેમની સાચા અંતઃકરણથી પ્રાર્થના કરો. એટલે તે તમને સઘળા ભયથી દૂર કરશે.

ત્રિવિધિ તાપથી દગ્ધ થએલાં દંપતીઓ ! પ્રભુની પાસે જાઓ. પ્રભુ શાંતિદાતા મેઘ છે. તમારા સઘળા તાપોને તે દૂર કરશે. સુધન્વાને કકડતી તેલની કડામાં પણ એજ પ્રભુએ શીતલતાનું ભાન કરાવ્યું હતું

દરિદ્રતાથી કંટાળેલા દંપતીઓ ! પ્રભુની પાસે જાઓ પ્રભુની પાસે ખરા ભાવથી યાચના કરો. પ્રભુ શ્રીમાનના પણ શ્રીમાન્ છે. સાક્ષાત લક્ષ્મીના તેઓ પતિ છે. તમારી સઘળી દરિદ્રતા એ દૂર કરશે. સુદામા જેવા ગરીબ બ્રાહ્મણના દ્રષ્ટાંતનો વિચાર કરો.

તમારી સઘળી ઇચ્છાઓ પ્રભુને નિવેદન કરો. ભક્તના રસથી રંગાઈ જાઓ. એજ ખરૂં કર્તવ્ય છે. દીન દયાળુ પ્રભુ તમારા સઘળાં મનવાંચ્છિત પૂર્ણ કરશે. ઉપમન્યુ જેવા બાળકને અર્થે ક્ષીર સમુદ્ર કરનાર પણ એજ પ્રભુ હતા, ધ્રુવ જેવાને અચલ ધામ આપનાર પણ એજ પ્રભુ હતા. અજામેલ જેવા લંપટ અને પાપી બ્રાહ્મણને પોતાનું ધામ આપનાર પણ એજ પ્રભુ હતા. ટુંકમાં પ્રભુ કરૂણાનાસાગર છે. કરૂણાનિકેતન છે.

જે જોઇએ તે જગત્‌તણા પતિ પાસે લેજે માગી,<br>
ભીડભંજન એ કરૂણાનિધિ એ કોની ભીડ ન ભાગી;<br>
પ્રભુ વીણુ કોઈની કરીશ ન આશ.

આવા શુભ નિશ્ચયને તમારા અંતરપટ ઉપર કોતરી તમારૂં જીવન પ્રભુમય કરી દો.

---

## प्रकरण २७ मांना सिद्धांतो.

सघळा प्रकारनां सुखने आपनार परमात्मा छे अने तेथी प्रत्येक दंपतीए नित्य पा अथवा अडधो कलाक साथे बेसीने ईश्वरनी साचा अंतःकरणथी प्रार्थना करवी जोइए.

---

## પ્રકરણ ૨૮ મું.

### આપણો કાર્યક્રમ.

---



રેલ્વેટ્રેન નિયમિત વખતે આવે છે અને નિયમિત વખતે જાય છે. કોઈ અપવાદ શિવાય તે અનિયમિત થતી નથી. ચંદ્ર નિયમિત પ્રકાશે છે. સૂર્ય પણ નિયમિત માર્ગેજ પોતાની ગતિ કરે છે. સમુદ્રમાં ભરતી ઓટ પણ પ્રત્યેક દિવસના ચંદ્રની ગતિ અનુસાર નિયમિતજ થાય છે. ગ્રહો ઉપગ્રહો એ સર્વ નિયમિત કક્ષામાં વહે છે. આ ઉપરથી નિયમિતતાની કિંમત કેટલી બધી છે તે આપણને સહજ સમજાઈ આવે છે.

જરા આગળ વધીને આ સર્વમાંથી નિયમિતતા બાદ કરો. અને જુઓ કે તેનામાં કેટલી બધી અવ્યવસ્થા થઈ જાય છે. રેલ્વેટ્રેનમાં નિયમિતતા નહિ હોવાથી ઘડી ઘડી અકસ્માત થશે. સૂર્ય ચંદ્રમાં પણ નિયમિતતા ન હોવાથી છ મહિના સુધી રાત્રી રહેશે તો બાર મહિના દિવસ પણ રહેશે. અને આ પ્રમાણે સઘળીજ વસ્તુઓમાં મહા અનર્થકર ફેરફાર થઇ જશે.

નિયમિતતાની જરૂર સર્વને છે. પણ આ જરૂરને ભાગ્યેજ કોઈ બરાબર સમજી નિયમિત રહી શકે છે. નહિતો અન્ય મનુષ્યો તરફ દ્રષ્ટિ કરતાં આખા દિવસમાં ઘણો ભાગ તેમનો નકામો જતો રહેતો હોય છે. મિથ્યા માથું દુખવારૂપ વાતોમાં વખત વ્યતિત કરવો એ તેમનો પ્રધાન ઉદ્દેશ થઈ ગયો છે. અને આમ હોવાથી નિયમિતતાની કિંમત દરેક મનુષ્યોએ સમજવાની જરૂર છે.

આ કિંમતને બરાબર સમજવાને અર્થે આપણે આ-પણા જીવનનો કાર્યક્રમ રાખવાની જરૂર છે. અને તેથી અત્ર એક સર્વ સામાન્ય કાર્યક્રમ આપીએ છીએ.

શૌચ સ્નાન ઇત્યાદિથી પરવારી જવું. સ્ત્રીઓએ આ

| | |
|---|---|
| પ્રાતઃકાળ સવારના ૬ થી ૭ | વખત પહેલા ઉઠી ઘરના કચરા વીગેરે કાઢી વાસણ અજવાળી સ્નાન કરી લેવું. અને પતિને માટે દેવ સેવાની સામગ્રી તૈયાર કરી રાખવી. |

| | |
|---|---|
| સવારના ૭ થી ૮ | દંપતીએ સાથે બેસીને દેવસેવા કરવી. જપ કરવા, સંયમ કરવો. |
| સવારના ૮ થી ૧૦ | બજારમાંથી કાંઇ વસ્તુઓ લાવવાની હોય તો તે લાવવી અન્ય અર્થ પ્રાપ્તિનું સાધન હોય તો તે કરવું. સ્ત્રીએ આ સમયમાં પોતાને બાળક હોય તો સ્નાન કરાવવું. અને રસોઈ તૈયાર કરી નાંખવી. |
| સવારના ૧૦ થી ૧૧ | ભોજન. |
| બપોરના ૧૧ થી રાત્રિના ૭ | વ્યાપાર અથવા નોકરી. સ્ત્રીએ આ સમયમાં પ્રથમ સવારના કામથી પરવારી બાળકને કેળવણી આપવી. ઉત્તમ ગ્રંથોનો અભ્યાસ કરવો. અને પતિના આવતા પૂર્વે રસોઇની તૈયારી કરી રાખવી. |
| રાત્રિના ૭ થી ૮ | રાત્રિનું ભોજન. |
| રાત્રિના ૯ થી ૧૦॥ | કોઈ ઉત્તમ ગ્રંથ લઈને પતિએ તેને વાંચવો અને પત્નીને સમજાવવો. ઘર ખર્ચનો હિસાબ લખવો. |
| રાત્રિના ૧૦॥ થી | શયન. |

આ પ્રમાણે કાર્યક્રમ રાખી તે પ્રમાણે વર્તવાનો અભ્યાસ રાખવો. નિયમિત થવાને માટે આના જેવો બીજો એક પણ ઉપાય નથી. આ કાર્યક્રમની અંદર પોતપોતાની અનુકૂળતા પ્રમાણે ફેરફાર કરી લેવો, અને ટાઇમટેબલ બનાવવું.

કાર્યક્રમ રાખ્યા પછી બનતા પ્રયાસે તદ્નુસાર વર્તવું જ. આપણા હિન્દુ સંસારની એકંદરે વસ્તુ સ્થિતિ જોતાં કાર્યક્રમ પ્રમાણે વર્તવા માટે અનેક પ્રતિબંધો ઉભા થાય છે. પણ તે સર્વની તરફ અલક્ષ આપવાનીજ જરૂર છે. પ્રતિબંધો ઉપર લક્ષ આપવાથીજ આપણને તે પ્રતિબંધ કરનાર થઈ પડે છે અને તેથી તે પ્રતિ અલક્ષ કર્તવ્ય છે.

આપણા આ પ્રકારના વર્તનથી આપણા સંબંધમાં આવનારને ખોટું લાગશે, એ પ્રકારનો મિથ્યા ભય રાખી કેટલાક મનુષ્યો પોતાના કાર્યક્રમમાં ખલેલ પાડે છે. પરંતુ આ પ્રમાણે કરવાથી આપણને પોતાનેજ નુકસાન થાય છે.

અંગ્રેજ પ્રજામાં ઘણું પ્રશંસાપાત્ર નિયમિતપણું છે. અને તેને લીધેજ તેઓ આટલા સુખી છે એમ કહેવું જરા પણ અતિશયોક્તિ ભરેલું નથી. સભા બોલાવે પાંચ વાગે અને સભાસદો તથા પ્રમુખ આવે આઠ વાગે એવું એ પ્રજામાં નથી. કોઈને અમુક ટાઇમે મળવાનું વચન આપ્યું હોય તો ગમે તેટલી અડચણ આવે તો પણ તેજ ટાઇમે તેઓ મળે છેજ. પછી તેમને બહાર જવાનું હોય અને વર્ષાદ પુષ્કળ વર્ષતો હોય તોપણ તેઓ જવામાં પાછા

છુટતા નથી અને આવી રીતે નિયમિતતાને સાચવી રાખનાર તેઓ સુખી હોય એમાં શી નવાઈ ? !

મગનલાલભાઈ આવ્યા માટે તેમની સાથે અડધો કલાક વાત કરવીજ જોઈએ. અને હિરાલાલભાઈની વાત સાંભળવા એક કલાક ખોટી થવુંજ જોઈએ. જો આમ ન કરીએ તો એમને ખોટું લાગે એવા વિચારો ઘણા મનુષ્યો કરે છે. પણ તે ઘઉંના કાંકરાની માફક કાઢી નાંખવા યોગ્ય છે. તમે નિયમિત થાઓ. શરૂઆતમાં તમારા સંબંધી અને મિત્ર કદાચ તમે તમારા કામમાં ખલેલ ન પાડો તેથી નારાજ થઈ તમારી ટીકા કરશે. પણ એનો પ્રત્યાઘાત થઈ એ ટીકા તમારી સ્તુતિના રૂપમાં થોડાજ સમયમાં ફેરવાઈ જશે.

એડિસન જેવા નરવીરો પણ પોતાના કામમાં નિયમિત રહેવાથીજ આટલી કિર્તી સંપાદન કરવા ભાગ્યશાળી થયા છે. તમે પણ એવા ભાગ્યશાળી કયારે થશો ?



## प्रकरण २८ मांना सिद्धांतो.

तमारा जीवनने नियमित करवाने माटे कार्यक्रम बनावो अने ते अनुसार वर्तन राखो.





# પ્રકરણ ૨૯ મું.

## કેટલીક ઉપયોગી સૂચના.



અંતઃકરણની પ્રસન્નતા સર્વ સ્થિતિમાં જાળવી રાખો. ગૃહમાં અનેક પ્રસંગો એવા પણ આવે છે કે આ પ્રસન્નતા જાળવી રાખવાનું કામ આપણને મહા ભારે થઇ પડે છે. પરંતુ આપણા મનના નિશ્ચય આગળ તે ગમે તેવું ભારે હશે પણ તે હલકું ફુલ થઇ જશે.

**સૂચના ૧ લી** પ્રસન્નતા

પ્રસન્નતા એ એક એવી વસ્તુ છે કે તેને ધારણ કરનાર મનુષ્ય સુખી થયા વગર રહેતો નથી. વાદળની છાયા થોડી વારમાં ચાલી જતાં જેમ સૂર્ય પ્રકાશી નીકળે છે તેમ આવા મનુષ્યોને કદાચ દુઃખ ઉપજાવનાર પ્રસંગ આવે છે પણ તે ક્ષણ માત્રમાં વિલાઈ જનાર હોય છે.

બળતરા સ્વભાવનો ત્યાગ કરો. કેટલાક મનુષ્યો એવા પણ હોય છે કે અન્યનું સુખ જોઇને પોતાના અંતઃકરણમાં બળ્યા કરે છે. આ તેમના સ્વભાવથી ઘાત પ્રત્યાઘાતના નિયમાનુસાર તેમને પોતાનેજ હાનિ થાય છે.

જ્યારે આપણે પ્રસન્ન હોઇએ છીએ ત્યારે આપણી મુખમુદ્રા કેવી સારી દેખાય છે. અપ્રસન્ન હોઇએ ત્યારે તે

કેવી વિકરાળ અથવા ઉદાસ બની જાય છે. પ્રસન્નતાનો આ કેટલો બધો અદ્દભુત પ્રભાવ ! સંસારી મનુષ્યો તેનો વિચાર કરો અને સર્વ પ્રસંગમાં સર્વદા પ્રસન્નજ રહો.

---

**સૂચના ૨ જી** विपत्ति. વિપત્તિ આવ્યે તેનાથી ગભરાવાની જરૂર નથી. પણ તેને સહન કરી તેમાંથી મુકત થવાનો પ્રયત્ન કરવાની જરૂર છે.

કહેવત છે કે 'બીકણને ભૂત ભડકાવે' આજ પ્રમાણે આ વિપત્તિના સંબંધમાં પણ છે. વિપત્તિથી જે ડરી જઈને શરીરને ઢીલું ઢબ કરી નાંખી અરે ભગવાન અરે રામ, એવા નિશ્વાસ નાંખે છે તેને વિપત્તિ અધિક અધિક ડરાવે છે.

વિપત્તિ શાથી આવે છે તેના સંબંધમાં તમે કદી વિચાર કર્યો છે ? શું વિપત્તિ પરમેશ્વરની મોકલેલી આવે છે.? હા તો હું તમને પૂછું છું કે અન્યને નહિ પણ તમનેજ તે મોકલવાની શી જરૂર. પરમેશ્વર શું એવા પક્ષપાતી છે કે તે તમનેજ વિપત્તિ મોકલે ? કોઇ કહી શકશો પરમેશ્વરને પક્ષપાતી ? છે કોઈની હિમ્મત.

જ્યારે આમ છે ત્યારે વિપત્તિ શાથી આવે છે ? આપણા કર્મથી. આપણા અવિહિત કર્મો હોય છે તો તેના ફળ રૂપ વિપત્તિ મળે છે. કેમકે 'વાવે તેવું લણે' એ નિયમ જગત્‌માં આદિઅનાદિ છે.

વિપત્તિને ઉત્પન્ન કરનાર આપણા પોતાનાં કર્મજ છે. પછી ચાહ્ય તો તે આ જન્મનાં હોય કે પૂર્વ જન્મનાં

સંચિત હોય પણ કર્મને લીધેજ તે આવે છે. અને જ્યારે આપણાજ કર્મે કરી વિપત્તિ આવી છે ત્યારે તેને આપણાજ કર્મે કરી ટાળી શકીએ એમાં શી નવાઈ! પોતાને હાથે કરેલો માટીનો ઘડો જેમ કુંભાર ભાગી શકવા સમર્થ છે તેમ મનુષ્યનાંજ કર્મે કરી આવેલી વિપત્તિ મનુષ્ય નિવારી શકવા સમર્થ છે. આવેલી વિપત્તિને ટાળવાને માટે કેટલા પ્રયત્નની જરૂર છે? તો તેના સમાધાનમાં એકજ વાત કહેવાની જરૂર છે અને તે એજ કે વિપત્તિનો નાશ થાય ત્યાં સુધી પ્રયત્ન કરવાની જરૂર છે.

સાધારણ રીતે એક ગામમાં કૂવો ખોદવા માંડીએ તો જેમ વીશ પચીશ હાથ ખોદતાં પાણી નીકળે છે. અને મરૂ ભૂમિમાં સો બસો હાથ સુધી પણ ખોદવું પડે છે. તેમ આ વિપત્તિના સંબંધમાં પણ છે. આપણા જેટલા દુષ્કર્મ હોય તેનો સત્કર્મના અભ્યાસથી નાશ કરી નાંખીએ ત્યાં સુધી આપણે તે અભ્યાસમાં મચ્યાજ રહેવાનું છે.

વિપત્તિને નિવારવાને માટે મનુષ્યો પ્રયત્ન કરે છે. એક માસ કે બે માસ જેટલો પ્રયત્ન થતાં પણ તેમને ફળ મળતું નથી તો તેઓ કંટાળી જાય છે. આ પ્રમાણે કંટાળવાથી ઈપ્સિત ફળની પ્રાપ્તિ થતી નથી તેમ વિપત્તિ ટળતી પણ નથી.

વિપત્તિ ટાળવાને માટે પ્રયત્ન કરો. શ્રદ્ધા રાખીને પુનઃ પુનઃ પ્રયત્ન કરો. જે કર્મથી તે આવી હોય તેનો વિચાર કરી તે ત્યાગી સત્કર્મને કરો. વિપત્તિ જોઈને ડરો નહિ પણ

તમે તેને ડરાવો. તમે પરમાત્માના અંશ રૂપ હોવાથી તેને ડસવી શકવા સર્વદા સમર્થ છો.

---

सत्यमेवजयतेनानृतम् ઈત્યાદિ અનેક વાકયો સત્ય છે ત્યાંજ જય છે એવા આપણે સાંભળ્યા છે

**સૂચના ૩ ૭** सत्य. પણ સાંભળવા અનુસાર વર્ત્તન થતું કોઈક જગ્યાએજ જોવામાં આવે છે.

પરમ સત્ય—અથવા જેને દૈવી સત્ય કહેવામાં આવે છે તે સાક્ષાત પરમાત્માનું સ્વરૂપ છે અને તેને વળગી રહેનાર મનુષ્ય પરમાત્માના દર્શન પણ કરી શકે છે.

હાલ સત્ય કયાં જોવામાં આવે છે? જયાં જુઓ ત્યાં અસત્ય. વ્યાપારીઓને ત્યાં અમુક માલની મૂળ કિંમતં કરતાં ડબલ કિંમત પડી છે એમ બોલવા રૂપ અસત્ય. પસ્તાકિયાઓને ત્યાં ઓછું તોલવા રૂપ અસત્ય. સોનીઓને ત્યાં સોનામાં ભેગ કરવા રૂપ અસત્ય. ભાટીઆઓને ત્યાં દુધ દહીંમાં પાણી નાંખવારૂપ અસત્ય. આ પ્રમાણે બધી જગ્યાએ અસત્યજ વ્યાપી ગયેલું છે. અને એવા લોકોની તો સામાન્ય માન્યતા પણ એવી થઇ ગઈ છે કે અસત્ય વગર વ્યવહારમાં ચાલી શકતુંજ નથી. આવા મનુષ્યો પોતાના કથનના સમર્થનમાં કહે છે કે જુઓ હરિલાલભાઈ પોતાના વ્યાપારમાં એકના ચાર ઘણા પૈસા જૂઠું બોલીને લે છે અને તેઓ કેવા સુખી છે. આ પ્રમાણે બોલવું એ શું યોગ્ય છે? કયો વિચારવાન મનુષ્ય તેની હા પાડી શકશે.

અસત્યને માર્ગે આવેલો પૈસો પણ અસત્ય માર્ગેજ જાય છે. આ કળીયુગ નથી. પણ કરજુગ છે. અર્થાત્‌' કર અને જો' એક બાજુ અસત્યથી પૈસો મેળવ. અને બીજી બાજુ તેનો નાશ પણ થતો જો.

ચોમાસામાં પ્રથમ વર્ષાદના ઝાપટાં પછી જમીન ઉપર પુષ્કળ જીવડાં થાય છે. પણ તે સર્વ અલ્પ જીવીજ હોય છે. છાણની અંદર જીવતા કીડા પણ અલ્પ જીવીજ હોય છે. અને તેજ પ્રમાણે અસત્ય માર્ગે મેળવેલી લક્ષ્મી પણ થોડો કાળ ટકનારીજ હોય છે. આવા અસત્ય માર્ગે પૈસા મેળવનાર મનુષ્યના જીવનનું તમે ખાસ કરીને અવલોકન કરશો તો આ વાત તમને બરાબર રીતે સમજી શકાશે.

સત્યનો માર્ગજ એવો છે કે તેનાથી આપણે લેશ માત્ર પણ ચસવાનું નથી. સત્યમાર્ગે વહન કરનારને સંસારમાં એવા અનેક પ્રસંગો પોતાના માર્ગથી ભ્રષ્ટ કરનાર ઉપસ્થિત થાય છે પણ તેના ઉપર અલક્ષ કરી આપણે આપણા માર્ગે ગતિ કર્યા કરવાની છે.

અંતઃકરણમાં પરમ સત્યને ધારણ કરો અને વર્તનમાં પણ તેને મૂકો. ગમે તેવા પ્રસંગોમાં પણ સત્યાવલંબી થાઓ. તમારી આ સ્થિતિથી આઘા ખસેડનાર અસત્યના માર્ગે તમને લાભ મળતો હોય તો તેના ઉપર અલક્ષ કરો. કેમકે એ લાભ એ સ્થાઇ નથી પણ ક્ષણિક છે. ઝાંઝવાના જળના જેવો તે દેખવા માત્રનો છે. જેમ એક તપમાં બેઠેલા ઋષિ-

રાજને તેમના તપમાં ભંગ કરવા ઈંદ્રરાય અપ્સરાઓને મોકલે છે તે આવીને પ્રથમ ઋષિરાજને હાવભાવ દેખાડી તપથી ભંગ કરી ચાલી જાય છે તેમ આ સત્યના તપમાં બેઠેલા મનુષ્યને પણ થાય છે. અસત્યરૂપ અપ્સરા વિધવિધ લાભ બતાવી પાછળથી તે મનુષ્યને સ્થાન ભ્રષ્ટ કરી ચાલી જાય છે.

કોઈ કામમાં સત્ય બોલવાથી પ્રકટ રીતે હાનિ થતી હોય તોપણ જ્યૉર્જ વૉશીંગ્ટનની પેઠે આ મેં કીધું એવું નિર્ભય વચન બોલીને સત્યને ન છોડો.

સત્યને માર્ગે ચાલતાં તમારાં સગાંઓ તમારો ત્યાગ કરે તેની દરકાર નહિ કરતાં તમારે માર્ગેજ ચાલ્યા કરજો અને તમારે માર્ગે ચાલનારનેજ તમારા સગાં સંબંધી ગણજો.

પાંડવો જ્યારે રાજ્યપાટ છોડીને હિમાલય પર ગયા ત્યારે ત્યાં ચાલતાં ચાલતાં છેક કનિષ્ઠ બંધુ થાકી ગયો અને લથડીયાં ખાતો બોલ્યો કે અરે બંધુ! યુધિષ્ઠિર ઉભા રહો. જુઓ હું પડી જાઉં છું યુધિષ્ઠિરે કહ્યું થોડું થોડું છેટું છે. હિંમત રાખી માંરી પાસે ચાલી આવ આ પ્રમાણે કહ્યું પણ તેઓ પોતાના માર્ગેથી પાછા હઠયા નહિ. આથી તે ભાઈ ગળી ગયો. આજ પ્રમાણે બીજા તેમના ત્રણ ભાઇઓ તથા દ્રૌપદિ પણ ગળી ગયાં. આ સર્વેએ તેમને બૂમ પાડી હતી પણ તે પોતાના માર્ગથી લેશ પણ પાછા હઠયા નહોતા. આ પ્રમાણે ચાલતાં ચાલતાં સત્ય ધામના દ્વાર પાસે આવીને ઉભા રહ્યા.

આ વખતે તેમના સંગમાં એક કૂતરો રહ્યો હતો. રાજાની સાથે અનેક પ્રકારની મુશીબતો વેઠીને તે આવ્યો હતો. સત્યના દ્વાર પાસે આવીને થોભતાં સત્યે દિવ્ય સ્વરૂપ લઈને કહ્યું કે હે રાજા સુખપૂર્વક આ ધામમાં ચાલ્યો આવ. તું સત્યાવલંબી છે અને તેથી હવે આ ધામ તારૂંજ છે. યુધિષ્ઠિરે કહ્યું કે હું એકલો આવી નહિ શકું પણ મારી સાથે આવેલા કૂતરાંને પણ સાથે લાવીશ. દૈવી સ્વરૂપ સત્યે જણાવ્યું કે " તેમ નહિ બને. કૂતરાએ હજી અનેક જન્મ વિતાવી મનુષ્ય થવાનું છે અને સત્ય જીવન ગાળવાનું છે. રાજાએ કહ્યું કે *હે સત્ય! હે ઈશ્વર ! હું કાંઈ અહિં સ્વર્ગના સુખને માટે આવ્યો નથી. હું તો તારે માટે આવ્યો છું. માટે મને જો સ્વર્ગના ઉચ્ચ શિખરે લઇ જવો હોય તો આ શ્વાનને પણ સાથે આવવા દેવો જોઈએ. મ્હારી સ્ત્રી મારી સાથે આવી ના શકી. સત્યમાર્ગમાં તે ચળી લથડી. બંધુઓ પણ સાથે રહી ના શકયા. તેઓએ પણ મને ત્યજી દીધો. મોહને વશ થયા; પરંતુ આ શ્વાનજ એકલો મારા સાથે રહ્યો; માટે તેને સત્ય પ્રદેશમાં લેવોજ જોઈએ. જો તમે તેની ના પાડશો તો હું આપને જણાવીશ કે આપ સત્ય નથી. યુધિષ્ઠિર રાજાનો આગ્રહ જોઈ પછી તરતજ કસોટી પૂર્ણ થવાથી એ શ્વાન હરિરૂપ થઇ ગયો.

---

* સ્વામી રામતીર્થ.

સત્યના માર્ગને અનુસરવા આપણે આ પ્રમાણે સદા સર્વદા તૈયાર રહેવું જરૂરનું છે.

---

**સૂચના ૪ થી પરોપકાર.**

જેમ બને તેમ પરોપકારી થાઓ. **અન્યનું ભલું કરવાથી પ્રભુ આપણું પણ ભલું કરે છે** એ સૂચનાને અંતઃકરણ ઉપર કોતરી રાખો. પોતાના પરોપકારી ગુણને લીધે રાજા વિક્રમાદિત્યનું નામ યદ્યાપિ ગવાય છે.

પરોપકાર કેવો અને કેટલો કરવો ! આના ઉત્તરમાં પરોપકાર પોતાનાથી થઇ શકે તેટલો કરવો. અર્થાત્ પોતાની શકિત અનુસારનો કરવો. શક્તિ ઉપરાંત તે કરવો નહિ. પોતાને તરતાં ન આવડતું હોય અને નદીમાં ડુબતા મનુષ્યને કાઢવા જાય છે તો તે પોતેજ ડુબી જવા પામે છે તેમ પરોપકાર પણ શક્તિ ઉપરાંતનો કરવા જતાં આપણે દુઃખી થઈએ છીએ. પાત્ર જોઈને પરોપકાર કરવો. એક ખાઈપીને મસ્ત થઇને ફરનાર સશક્ત મનુષ્યને ભીખ આપવારૂપ પરોપકાર કરવાની જરૂર નથી કેમકે એવા મનુષ્યો મહેનત કરી પોતાની આજીવિકા પ્રાપ્ત કરી શકે તેમ છે, પરંતુ જેઓ આંધળાં છે. લુલાં લંગડા છે એવાં મનુષ્યો ઉપર દયા કરવી.

---

ગૃહસ્થ મનુષ્યે પોતાના નિત્યકર્મ કરવામાં પાછી પાની ન કરવી. પંચયજ્ઞ વગેરે કરવાની જેને અનુકૂલતા હોય તો તેણે તે પણ કરવા. અનુકૂલતા ન હોય તો ધીમે ધીમે પાડવી. પણ નિત્ય કર્મમાં પ્રમાદી ન થવું.

**સૂચના ૫ મી**
**નિત્યકર્મ.**

પાણી અને કોયલા નિયમિત પ્રમાણમાં એનજીનને મળે છે તોજ તે પોતાના માર્ગમાં ગતિ ફરી શકે છે. કેમકે તેને નવું બળ તેમાંથી મળે છે. આજ પ્રમાણે નિત્ય કર્મ કરનાર ગૃહસ્થને પણ પોતાના કર્તવ્ય કરવાનું બળ તેમાંથી મળે છે.

---

## प्रकरण २९ मांना सिद्धांतो.

१ गमे तेवा प्रसंगोमां अंतःकरणनी प्रसन्नता जाळवी राखवी.

२ विपत्ति आवे तेनाथी डरवुं नहि पण तेने टाळवा प्रयत्न करवो.

३ सत्य—परम सत्यने हंमेशा वळगेला रहेवुं.

४ पोतानी शक्ति अनुसार परोपकारी थवुं.

५ नित्यकर्म साधवामां प्रमाद न सेववो.

# પ્રકરણ ૩૦ મું

## સ્ત્રીઓની પરાધીનતા.



ઉમણા દેશમાં જ્યાં ત્યાં સ્ત્રીજાતિના ઉદ્ધારનો સવાલ ચર્ચાય છે, અને તે દિશામાં પ્રયત્ન પણ થાય છે. ઇંગ્લાંડમાં **જોન સ્ટુઅર્ટ મીલ** સ્ત્રીજાતિના ઉદ્ધારનો એક મહાન પેગમ્બર મનાય છે, અને તેનો સ્ત્રીઓની પરાધીનતા" નામનો ગ્રંથ આ વિષયમાં એક પ્રમાણભૂત ધર્મગ્રંથ મનાય છે. જેઓને સંસાર સુધારાના વિષય તરફ પ્રીતિ છે તેમણે આ મહા વિદ્વાન ફીલસુફના વિચાર જાણવાની જરૂર છે. પોતાના વિષય ઉપર અત્યંત મનન અને પરિશીલન કર્યા પછી પોતાના દઢ થએલા સિદ્ધાંતો જેમ બને તેમ થોડા શબ્દોમાં દર્શાવવાની અતિ વિરલ શક્તિ જે વિદ્વાનોમાં છે તેઓમાં **મીલ** સર્વોપરી છે. આથી કરીને **મીલના** કોઈપણ ગ્રંથનો સારાંશ લખવાનું કામ ઘણું મુશ્કેલ છે. છતાં પણ ઉપર કહેલા પુસ્તકમાં મુખ્ય મુખ્ય સિદ્ધાંતોને સમજાવવાનો આ પ્રયત્ન છે. સમગ્ર પુસ્તક ચાર અધ્યાયમાં વહેંચાયલું છે. *

* આ પુસ્તકમાં દર્શાવેલા બધાજ વિચારો અગર દલીલો અમને માન્ય છે એમ સમજવાનું નથી. પરંતુ આ ઉપયોગી વિષય

સ્ત્રીઓની પરાધીનતા એ સર્વથા અન્યાય છે એ સિદ્ધ કરવાનો આ પુસ્તકનો વિષય છે.

**અધ્યાય પહેલો.** સ્ત્રીપુરૂષનો સંબંધ સમાનતાના પાયા ઉપર બંધાયલો હોવો જોઇએ. આ સત્યને દલીલવડે સાબિત કરવાનું કામ મુશ્કેલ નથી. મુશ્કેલી તો માત્ર એજ છે કે લોકો રાગદ્વેષને લીધે પ્રચલિત રૂઢીને આધીન થઇને અથવા સ્વાર્થપરાયણ થઈને કેવલ અંધ થયા છે. લોકોમાં કહેવાય છે કે સ્ત્રીઓની પરાધીનતા સર્વત્રીક અને સર્વકાલીન છે માટે તે વ્યાજબી છે. અઢારમા સૈકા સુધી ગુલામ રાખવાનો રિવાજ સાર્વત્રીક અને સાર્વકાલીન નહોતો ? શું રાજાઓની આપખુદી સત્તા સાર્વત્રીક અને સાર્વકાલીન નહોતી ? આજ સુધી ઘણાખરા દેશોમાં તે પ્રચલિત હતી. માટે તે શું વાજબી છે ? લોકો કહે છે કે સ્ત્રીઓની પરાધીનતા સ્વાભાવિક છે. શું આ દલીલ પણ જૂઠી નથી ? ગુલામોના માલિકોને ગુલામી સ્વાભાવિક નહોતી લાગી ? તેઓ તો શું પણ એરીસટોટલ જેવા પ્રૌઢ અને પ્રતિભાશાલી તત્વવેત્તાઓને પણ ગુલામી સ્વાભાવિક માલમ પડી હતી. જુલમગાર પાદશાહો પોતાની આપખુદી સત્તાને સ્વાભાવિક નહોતા માનતા ? મોટા મોટા જાગીરદારો અને

---

પર મીલ જે પ્રકાશ નાંખે છે તે ગુજરાતના વાંચકો સમક્ષ મૂકવાની અમે અવશ્ય જરૂર માનીએ છીએ.

અમલદારો પોતાની ગરીબ રૈયતને પશુવત ગણી વર્તાવ કરે છે તેમને પોતાની કૃતિ સ્વાભાવિક લાગે એમાં શું આશ્ચર્ય ખરી હકીકત તો એ છે કે જે વાત પ્રચલિત છે તેને લોકો સ્વાભાવિક માને છે અને અપ્રચલિત હોય તે અસ્વાભાવિક મનાય છે. સત્ય વાત એ છે કે અનેક પ્રકારની પરાધીનતાની માફક સ્ત્રીઓની પરાધીનતા પણ બળીયાના બે ભાગ ઉપર અવલંબે છે.

અસભ્યતાના જમાનામાં અને સભ્યતાની નીચલી શ્રેણીઓમાં બળવાનનું ઉપરીપણું અને નિર્બળની પરાધીનતા એ માનવસમાજનો મોટો નિયમ હતો. ન્યાય અને સમાનતાની લાગણીનો ઉદય થયો ન હતો. જેમ જેમ સભ્યતા વધતી ગઈ તેમ તેમ નિર્બળનું સંરક્ષણ થતું ગયું અને તેમને અધિકાધિક સ્વાતંત્ર્ય મળતું ગયું. તોપણ બળીયાના બે ભાગ એ પ્રાચીન સિદ્ધાંતના ઉદાહરણ અને પ્રયોગ ઘણા કાળસુધી કાયમ રહ્યાં અને હજી પણ કાયમ છે. પરંતુ ધીમે ધીમે કમી થતાં જાય છે. ગુલામોની શંખલા તૂટી ગઇ, જાગીદારોની સત્તા પણ ગઈ અને રાજ્યકર્તાઓનું અનિયંત્રિત શાસન પણ લગભગ જતું રહ્યું છે. માત્ર સ્ત્રીઓનું દાસત્વ હજી અવશિષ્ટ રહ્યું છે. તેનાં કેટલાંક કારણ છે. સ્ત્રી પુરૂષનું પરસ્પર આકર્ષણ; પુરૂષના પ્રેમની ભોક્તા થવાની સ્ત્રીજાતિની સ્વાભાવિક લાલસા; ઘણા પુરૂષોની સ્ત્રીપ્રત્યે પ્રેમભરી વર્તણુક; સ્ત્રીઓની શારીરિક દુર્બળતા;

એકત્ર થઈને પોતાના હક્ક અને સ્વતંત્રા માટે લડત કરવાનો અસંભવ; એક સ્રીનું એકજ પુરૂષને આધીન થઇને રહેવું ધર્મ, કેળવણી અને રૂઢિથી સ્રીઓના મન ઉપર પડેલા સંસ્કાર; આટલા કારણોથી સ્રીઓને સ્વાતંત્ર્ય મળતાં વિલંબ થયો છે. વળી અર્વાચીન સભ્યતાનું વલણ પરાધીનતાની વિરૂદ્ધ છે. પ્રાચીનકાળમાં સઘળા લોકોનો દરજ્જો, કર્તવ્ય અને ધંધો સઘળું અમુક કુળ કે જાતિમાં જન્મ લેવાથીજ નક્કી થઇ જતું. હાલ લોકમતનો ઝોક એવો છે કે દરેક સ્રી યા પુરૂષને પોતપોતાની શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવાની, તેનો યથેચ્છ ઉપભોગ કરવાની અને પોતપોતાની યોગ્યતા પ્રમાણે સન્માન અને પદ્વી પ્રાપ્ત કરવાની પૂરેપૂરી સગવડ અને તક આપવી. જો આ વલણ-જો આ સિદ્ધાન્ત સત્ય અને હિતકર હોય તો સ્રીઓની સ્વતંત્રતાના માર્ગમાં નાંખેલી હરકતો ઉઠાવી લેવી જોઈએ. તેમને સામાજિક અને રાજકીય જીવનમાં તેમની શક્તિ અને યોગ્યતા પ્રમાણે પુરૂષની ભાગીદાર થવા દેવી જોઇએ તેમજ સ્રી પુરૂષના સમાન હકની તકરાર બંધ કરવી જોઈએ: ઘણે ઠેકાણેથી એમ કહેવામાં આવે છે કે સ્રીઓ તેમની અવસ્થાથી સંતુષ્ટ છે તો તમે શા માટે માથું મારી ધાંધલ મચાવો છો ? જવાબ એ છે કે એક તો પોતાની હાલતથી બધી સ્રીઓ રાજી નથી. ધણીને મૂકીને નાસી જવું અથવા સાસરે જતાં ફાંસીએ જતી હોય તેમ આક્રંદ કરવો, ધણી

ધણીઆણીના કંકાસ વગેરે સંતોષનાં ચિન્હ છે ખરૂં ને ? ભણેલી સ્ત્રીઓ ભાષણો આપીને અથવા લખાણ કરીને પોતાની દુર્દશા વિષે પોકાર ઉઠાવે છે એ તો સંતોષનાં ચિહ્ન હશે ! ઘણીખરી સ્ત્રીઓ જમાનાને જમાના થયાં અભણ રહેલી હોવાથી તેઓ તેમને ઘેર પાળેલી ભેંસોના જેવી અજ્ઞાન છે તેથી તેમનો સંતોષ અજ્ઞાન જન્ય છે માટે વધારે શોચનીય છે. એમ તો પાંજરે પડેલો પોપટો પણ પાંજરામાં રાજી ખુશીથી રહે છે અને ઘણી વખતે છોડી મૂકે તોપણ પાછો પાંજરામાં આવી ભરાય છે. લાંબા સમયથી પરરાજ્યની ઝુંસરી નીચે આવેલી પ્રજાઓમાંથી મનુષ્યત્વ નીચોવાઈ ગયું હોવાથી તેઓ પણ પરાધીન અવસ્થામાં સુખ માને છે, પણ તેથી શું ? એકવાર તેમને પોતાના સાચા હક્કનું અને સાચી પદવીનું સચોટ ભાન થવા દો અને જુઓ પછી શું થાય છે ! વળી સ્ત્રીઓ તરફથી પોકાર ઘણો ઓછો કરવામાં આવે છે તેનાં પણ કેટલાક કારણ છે. એક તો તેમનો પોકાર વ્યર્થ જાય છે–પતિ અગર સમાજના દબાણમાંથી તેમને મુક્ત કરવા અશક્ત નીવડે છે. વળી સ્ત્રીઓને ધર્મ, સમાજ અને માબાપ તરફથી પ્રથમથીજ એવું શીખવેલું હોય છે કે તારે તારૂં વ્યક્તિગત અસ્તિત્વ ભૂલીજ જવું જોઈએ. પતિ જ તારૂં સર્વસ્વ છે. એની સેવા કરવી એજ તારૂં એક માત્ર કર્તવ્ય છે. એજ તારો ધર્મ છે અને એજ તારે માટે મોક્ષનો ઉપાય છે. એ

સિવાય સંસારમાં તારૂં કશું પ્રયોજન નથી. આ કુશિક્ષણનું પરિણામ એ આવે છે કે સ્ત્રીઓનો મોટો ભાગ પોતાનાં સામાજિક અને રાજકીય કર્તવ્યો ભૂલી ગઈ છે–અરે તેમનું પોતાપણું ભૂલી ગઈ છે, તે એટલે સુધી કે પોતાની ખરી સ્થિતિ પ્રાપ્ત કરવાને યત્ન કરવો એનેજ મહાપાતક ગણે છે. આ બધું ઉપર કહ્યા સંસ્કારથી થએલું "હિપ્નોટીઝમ" છે. આથી તે કરીને માનસિક અને નૈતિક નિર્બળતાનો ભોગ થઈ પડેલી સ્ત્રીઓ મૂંગે મ્હોડે સઘળો અત્યાચાર સહન કરે છે. આ પણ ભૂલવું ન જોઇએ કે કેટલાક આગળ વધેલા દેશોમાં સ્ત્રીઓ પોતાના હક્ક માટે જીવપર આવીને લડત ચલાવે છે અને કોઈ કોઈ ઠેકાણે તેઓએ વિજય પણ મેળવ્યો છે.

એમ પણ કેટલાક કહે છે કે સ્ત્રીઓની પ્રકૃતિ રાજનૈતિક અને સામાજિક કાર્યો માટે અનુકૂળ નથી. પણ અત્યારમાં સ્ત્રીઓએ પોતાને વિષે સ્વતંત્રતાથી બહુજ થોડાજ વિચારો પ્રકટ કર્યા છે, વિચારશીલ સ્ત્રીઓની સાથે પુરુષોનો પરિચય ઘણો અલ્પ છે, પુરુષો ખુદ પોતાની સ્ત્રીઓનીજ ખરી પ્રકૃતિથી એટલા બધા બિનવાકેફ છે, સ્ત્રીઓની કેળવણી અને તેમનું જીવન એટલું બધું કુદરતથી વિરુદ્ધ થઈ ગયું છે કે સ્ત્રીઓનો ખરો સ્વભાવ ઓળખવાનો દાવો કેવળ મૂર્ખ સિવાય કોઈનાથી થઇ શકે એમ નથી. પરંતુ ઈતિહાસ જોતાં અને ખાસ કરીને પ્રાચીન હિંદુસ્તાનનો ઈતિહાસ

જોતાં સમજાય છે કે સ્ત્રીઓને થોડીક પણ તક આપવામાં આવતાં તેઓ થોડું ઘણું મહત્વનું કામ કરી શકે છે. આ ઉપરથી સહજ અનુમાન થઈ શકશે કે સ્ત્રીઓ સાર્વજનિક કાર્ય સફળતા પૂર્વક કરવાની શક્તિ ધરાવે છે.

કોઈ એવો પ્રશ્ન કરે કે સ્ત્રીઓને માટે સામાજિક જીવનનો માર્ગ ખુલ્લો થશે તો તેઓ કાં તો લગ્ન નહિ કરે અથવા ઘરકામ નહિ કરે. એમ કહેનારા વિચાર નથી કરતા કે સામાજિક અને રાજનૈતિક વાતાવરણમાં અહોનિશ રહેનારા પુરુષો શું લગ્ન નથી કરતા અને ગૃહસંસાર નથી ચલાવતા ?

હવે, હાલનાં લગ્ન અને સંસાર 'પર દૃષ્ટિ કરીએ.

## અધ્યાય બીજો.

કાયદા મુજબ સ્ત્રી પતિને આધીન છે એક સમય એવો પણ હતો કે પતિ પોતાની પત્નીને વેચી શકતો અથવા મરજીમાં આવે તો તેને મારી નાખી શકતો. હાલ છેક તેમ તો નથી પણ કેટલા બધા પુરુષો પોતાની સ્ત્રીને મારે છે અથવા બીજી રીતે તેને દુઃખ દે છે. જો સ્ત્રી કૉર્ટનો આશ્રય લેવા જાય છે તો કોર્ટ તેને તેના નિર્દય પતિને સ્વાધીન કરે છે. દુઃખ દેનાર પતિથી છૂટાછેડા કરવાનો અધિકાર સ્ત્રીઓને મળવો જોઈએ* જગતમાં ઘણા પુરુષો કેવળ દૈત્ય

---

* આ ભયંકર વિચાર છે. તેની સાથે અમે સંમત નથી. પરંતુ કેટલેક ઠેકાણે ગુજરતો સ્ત્રીઓ ઉપરનો જુલમ તો અટકવોજ જોઇએ. દૃષ્ટાંત માટે જુઓ "સુંદરી સુબોધ"નો મે ૧૯૧૪નો અંક.

જેવા છે. કાયદો અને રિવાજ તેમને પોતાની સ્ત્રી તરફ રાક્ષસી વ્યવહાર ચલાવવાની છૂટ આપે છે. અલબત, બીજા ઘણાક પુરુષો કેવળ દૈત્ય નહિ તો રાની મનુષ્ય જેવા તો છેજ. તેઓ પોતાની નિર્બળ સ્ત્રી, જે બિચારી તેને શરણેજ પડેલી છે તેને યથેચ્છ સતાવે છે. કેટલાક તામસી મિજાસવાળા પુરુષો, બીજા પુરુષો આગળ પોતાનું કશું વળતું ન હોવાથી, બાપડી સ્ત્રીની ઉપર પોતાનું બધું પરાક્રમ અને જુસ્સો વાપરે છે. બીજા કેટલાક લોકો જેઓ ઉપર કહ્યા તેવા અધમ નથી હોતા તે પણ ઘણીવાર તેઓ સ્ત્રી તરફ અપમાન ભરી વર્તણુક ચલાવે છે અને તેને માટે તેઓ કદિ પસ્તાતા નથી. અલબત્ત, એવાં ઘણાં સંસ્કારી કુટુંબો છે કે જ્યાં ધણી ધણીઆણી બેઉ સમાન અધિકાર ભોગવી, પરસ્પર અનન્ય પ્રેમપૂર્વક સંસાર સુખ ભોગવે છે. આમ છે તેથીજ મને સારા ભવિષ્યની આશા રહે છે. એવાજ પ્રકારનો બધાં દંપતિનો પરસ્પર વ્યવહાર થવો જોઇએ. મનુષ્ય સ્વભાવને જોતાં એટલું કહેવાની જરૂર પડે છે કે જ્યારે સેવ્ય સેવકના સંબંધ પર નહિ પણ સમાન હકના નિયમ પર લગ્ન થશે ત્યારે સ્ત્રીઓ ઉપર ગુજરતો અણઘટતો વ્યવહાર રદ થશે.

કેટલાક તરફથી એવો પ્રશ્ન કરવામાં આવે છે કે સ્ત્રી પુરૂષને સમાન અધિકાર પ્રાપ્ત થવાથી ઘરસંસાર સારી રીતે ચાલશે ખરો ? કોઈ પણ રીતે બેમાંથી એકનું ઉપરીપણું તો જોઇએજ; તે સિવાય વ્યવહાર ચાલે જ નહિ. ઉત્તર એ

છે કે બધી બાબતોમાં બેમાંથી એકેને પ્રાધાન્ય આપવાની જરૂર જણાતી નથી. પંત્યાળો વેપાર કરનાર ધંધાદારીઓને બેમાંથી એકને પ્રાધાન્ય આપવાની જરૂર પડતી નથી. પતિ અથવા પત્ની બેમાંથી એક જે બાબતમાં વિશેષ માહિતગાર હશે તે બાબતમાં તે છેવટનો નિર્ણય કરશે. સાધારણ રીતે પત્ની કરતાં પતિનું વય વિશેષ હોય છે. દ્રવ્યની પ્રાપ્તિ પણ સામાન્ય રીતે તેજ કરે છે, આથી કરીને સંસારને લગતી મહત્વની બાબતોનો ફેંસલો પતિનાજ હાથમાં છે અને રહેવાનોજ. જેનું ચારિત્ર્યબળ અને મનોબળ અધિક હોય તેનુંજ આધિપત્ય આપોઆપ થઇ જાય એમાં સંદેહ નથી. જો પતિ પત્ની વચ્ચે પ્રેમ ભક્તિ અને વિશ્વાસ હોય તો બેઉની સમાનતા છતાં પણ ગૃહકાર્ય નિર્વિઘ્ને ઘણે ઠેકાણે ચાલે છે તેમ બધે ચાલ્યા કરશે. જો એક બીજા ઉપર ઘૃણા અને અવિશ્વાસ હોય તો બેઉનું જીવન સાક્ષાત નરકમય બનાવવા કરતાં છૂટાં પડવું વધારે હિતકર છે.

અસમાનતાના ધોરણુપર બંધાયલા લગ્ન સંબંધ એકલી સ્ત્રી જાતિને દુઃખપ્રદ છે, એટલુંજ નહિ પણ પુરૂષ જાતિની પણ માનસિક અને નૈતિક અધોગતિ કરે છે અને તેમની સંગતિને પણ યોગ્ય કેળવણી આપી શકાતી નથી. જેમને અનિયમિત અધિકાર ચલાવવાની સત્તા મળે છે તેઓ હમેશાં અહંકારવશ થાય છે. ક્રમેક્રમે તેઓ તામસિક વૃત્તિઓને વશ થઈ નિષ્ઠુર થઈ જાય છે. તેવી છાપ

બાળકોના કુમળા સંસ્કારગ્રાહી મગજ પર પડતાં તેઓ ક્ષમાશીલ ન્યાયપરાયણ સંયમી અને ઉદાર વૃત્તિનાં થતાં નથી. જનસમાજને ન્યાયના આધાર પર સ્થાપિત કરવાં હોય તો કુટુંબની વ્યવસ્થા ન્યાયમૂલક એટલે સમાનતાના ધોરણ ઉપર રચાવી જોઈએ. એ ઉપરથી ફલિત થાય છે કે સ્ત્રીજાતિને માટે, સાર્વજનિક જીવનનો માર્ગ મોકળો થવાથી તેઓ લગ્ન નહિ કરે અથવા સ્ત્રીધર્મનું પાલન નહિ કરે એવી શંકા બીલકુલ પાયા વગરની છે.

**અધ્યાય ત્રીજો.**

સ્ત્રીજાતિને સાર્વજનિક કાર્યથી વિમુખ રાખવાનું ખાસ કારણ એ છે કે પુરૂષવર્ગ તેમને પોતાની હુકુમત નીચેજ હુમ્મેશ રાખવાનું પસંદ કરે છે. સ્ત્રીઓની માનસિક અને નૈતિક શક્તિઓ વિષે જૂદા જૂદા દેશોમાં ઘણાં અસત્ય સિદ્ધાંતો પ્રચાર થવા પામ્યા છે. સ્ત્રીજાતિને સહજ તક મળતાં તેઓ રાણી, સેનાપતિ, કવિ, લેખક તરિકે બુદ્ધિબળ અને મનોબળના વિકટ કાર્યોમાં ફતેહ મેળવી શકે છે, એવું ઇતિહાસ સિદ્ધ કરી બતાવે છે. ઘણાં અર્ધશિક્ષિત અથવા તદન અભણ પુરૂષોને રાજકાર્યમાં મત આપવાનો અધિકાર છે. ત્યારે શું કારખાનાના મજુરો અથવા બીજા અભણ પુરૂષો જેમને " વોટ " શબ્દ પુરો બોલતાં નથી આવડતો એવા બળદ જેવા પુરુષો કરતાં પણ શું વિદ્વાન સ્ત્રી ઉતરતી છે ? અને જો ખરેખર તે ઉતરતીજ હોય તો

કુદરતી રીતે તે ઉચ્ચ સ્થાન નહિ પ્રાપ્ત કરી શકે. પણ તેમને તેમની બુદ્ધિનો ઉપયોગ કરવાની મુદ્દલે તક ન આપવી અને કહેવું કે તેઓ કુદરતી રીતે અયોગ્ય છે એ સ્ત્રીજાત તથા જનસમાજ તરફ અન્યાય થાય છે અને તેથી બેઉનું અહિત થાય છે. જો સ્ત્રી અને પુરુષનું હિત અને સ્વત્વ એક હોય તો તેમને રાજકાર્યમાં પોતાની ભાગીદાર કરવાથી પુરુષવર્ગને નુકશાન નથી, જો પ્રથક હોય તો સ્ત્રીઓને તેમના હક અને સ્વત્વના રક્ષણ માટે તેમને અધિકાર આપવો એમ ઇન્સાફની નજરથી કહેવું પડે છે. પ્રથમ કહેવામાં આવ્યું છે કે સ્ત્રીઓની કુદરતી શક્તિઓ કેટલી અને કેવા પ્રકારની છે તે કહેવાનો દાવો કોઈથી થઇ શકે એમ નથી. પરંતુ ભૂતકાળના અને વર્તમાન કાળના અનુભવો ઉપરથી એવા અનુમાનપર અવાય છે કે કેટલાક સાર્વજનિક ગુણોમાં સ્ત્રીજાતિ પુરૂષથી શ્રેષ્ટ છે અને તેવા ગુણોની જે કાર્યમાં જરૂર રહે છે તેવા કાર્યમાં તેઓ જરૂર વિજય મેળવી શકે છે.

દાખલા તરીકે સ્ત્રીજાતિમાં દયા અને પ્રેમ વિશેષ હોય છે. આ ગુણની ન્યાયકાર્યમાં તથા બીજા સાર્વજનિક કાર્યમાં બહુ જરૂર પડે છે. વળી તેમનામાં લાગણીનો જુસ્સો અધિક પ્રમાણમાં હોય છે. અલબત ભાવપ્રધાન મનુષ્યો કેવળ લાગણી-વસ થઈ કોઇ કોઈવાર ભૂલ કરી બેસે છે તોપણ જુસ્સાવાળાં મનુષ્યો વિકટ કાર્યોનો સપાટાબંધ નિકાલ આણી દે છે. વળી તેઓની બુદ્ધિ પુરુષ કરતાં વધારે તીક્ષ્ણ છે. તેઓ અધરી,

ગુંચવણ ભરેલી બાબતો ઝટ સમજી જાય છે અને કેવળ નિયમો અને કલ્પનાઓને વશ થતી નથી. સ્ત્રીઓ એક વિષયમાંથી બીજા વિષયમાં જલદી પ્રવેશ કરી શકે છે અને વિચાર કરવાની સારી શક્તિ પણ ધરાવે છે. આવા ગુણવાળી જે સ્ત્રીઓ હોય તેમને સાર્વજનિક કાર્યથી દૂર રાખવી એ મહા વિનાશક નિયમ છે.

સ્ત્રીઓએ કેવળ ગૃહકાર્યમાંજ રચ્યાં પચ્યાં રહેવું જોઇએ તથા પોતાના પતિની સેવા સિવાય અન્ય કાર્યમાં તેમણે હાથ નહિ ઘાલવો જોઇએ એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે; એવી દલીલ કેટલાક કરે છે; પણ ખરૂં જોતાં જણાય છે કે જે બાબતો તર્ક અને સમીક્ષાની આગળ ટકી શકતી નથી તે બધી બાબતો બચાવ માટે ધર્મની ખોટી ઢાલ તરીકે ધરવામાં આવે છે. ધર્મશાસ્ત્રોમાં તો હિતકર અને અહિતકર એવી ઘણીએ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે કેમકે જે સમયે તે શાસ્ત્રો રચાયાં તે સમયે એ બાબતો પ્રચલિત હતી અને સ્મૃતિકારો ઘણા બુદ્ધિમાન છતાં તેઓ પોતાના આવરણો ( limitations ) થી મુક્ત થઈ શકયા નથી માટે એવાં શાસ્ત્રોની આજ્ઞા સર્વત્ર પ્રમાણભૂત ગણાય નહિ.

જો સ્ત્રીજાતિને સ્વતંત્રતા આપવામાં આવે તો તેથી જનસમાજને શો લાભ છે ? હાલમાં સ્ત્રીઓ તરફ જે અણુઘટતી વર્તણુંક ચાલવામાં આવે છે તે બંધ થશે.

હાલમાં પુરૂષોમાં મિથ્યાભિમાન અને સ્વાર્થપરાયણુતા જોવામાં આવે છે. કેમકે

## અધ્યાય ચોથો.

ઘણુાખરા પુરૂષો માને છે કે સ્રી તેમની સેવા કરવા માટે જ નિર્માણુ થઇ છે–તે અધમ ભાવનાઓ નિર્મૂળ થશે. ગૃહસ્થજીવન પ્રેમ, ન્યાય અને સૌમ્યતાની પાઠશાળા રૂપ થઈ જશે. અને તેથી દરેક કુટુંબ સમાજનું ભૂષણુ અને આધાર રૂપ નીવડશે.

સંસારમાં વિચારકો, સુધારકો અને રાજનીતિજ્ઞ તથા સાચા સેવકની હમેંશાં તંગીજ હોય છે. કેમકે અડધાં મનુષ્યોને અત્યાર સુધી આ પ્રદેશમાંથી બાતલ રાખવામાં આવ્યાં છે. સ્રીઓને સાર્વજનિક કાર્યોમાં દાખલ કરવામાં આવે તો તેમના વડે ઉપર કહી તે તંગી કેટલેક અંશે દૂર થશે અને સંસારને તેથી વિશેષ લાભ થશે. એક તો હાલમાં સ્રીઓની કુદરતી શક્તિઓનો વિકાસ ન કરતાં તેમને ચીમળાવી નાંખે છે અથવા તો વસ્ત્ર, ઘરેણાં એવી નજીવી બાબતોમાં તેમનું ચિત્ત પરોવાયેલું રહે છે. સ્રીઓ પચાસેક વર્ષની વયે પોતાના પુત્ર પુત્રીઓને ઉછેરવાના કામમાંથી જ્યારે મુક્ત થાય છે ત્યારે તેમને માટે કશું ઉપયોગી કાર્ય ન હોવાથી તેમનું શેષ જીવન છેક બોજારૂપ થાય છે.*

---

* અલબત, આપણા દેશની પચાસ વર્ષની સ્રીઓ નવરી નથી જ બેસતી. તેઓ પોતાના દીકરાની વહુઓની ઉપર "ઇન્સ્પેક્ટર જનરલ" નું કામ કરે છે.

વળી કેટલીક સ્ત્રીઓ અમુક કારણને લીધે આખી જિંદગી કુંવારી રહે છે. તેવી સ્ત્રીઓને સાર્વજનિક કાર્ય કરવાની છૂટ આપવાથી બહુ લાભ છે. બધી સ્ત્રીઓને ઘર કામમાંથી થોડી ઘણી ફુરસદ તો મળે છેજ. વધારે કેળવાએલી સ્ત્રીઓ ધારે તો વધારે અવકાશ મેળવી શકે. આ બધો સમય સંસાર સેવાના કામમાં તેઓએ ગાળવો જોઇએ.

જ્યારે સ્ત્રીઓને માટે સાર્વજનિક કાર્ય અયોગ્ય નહિ મનાય ત્યારે તેમને કેળવણી પણ પુરૂષોના જેવી ઉંચા પ્રકારની, ગંભીર અને ઉપયોગી આપવી પડશે. આમ થવાથી ભણેલા લોકોનો ગૃહસંસાર હાલ છે તે કરતાં પણ અનેક ઘણો સુખપ્રદ નીવડશે. કોઈ એવી શંકા કરશે કે પતિ પત્નીના રાજકીય વિચારોમાં મતાંતર થતાં તેમની વચ્ચે કલહ નહિ ઉત્પન્ન થાય? પણ એમ થાય તેવો સંભવ નથી. કેમકે સ્ત્રી પુરુષ બેઉ સામાયિક વિષયો ઉપર જાહેરમાં ચર્ચા કરતાં થશે એટલે જેઓ એક મતના હશે તેઓ પરસ્પર લગ્ન કરશે. વળી હાલ જોઇએ છીએ કે પતિ પત્નીમાં વિચાર ધર્મ અને સંસાર સુધારાની બાબતમાં જુદા અથવા વિરુદ્ધ હોય છે તેમ છતાં પણ તેઓ જો સમજુ અને ઉદાર હોય છે તો તેમનો ગૃહસંસાર પરમ શાંતિ અને સુખમાં ચાલ્યો જાય છે.

સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાથી એક બીજો લાભ થાય છે. તેઓ પોતાની કિંમત–પોતાનું મહત્વ સમજતી થશે તેથી વિશેષ ગંભીર થશે. જીવનની ઉપયોગીતા પણ સમજવા

માંડશે. પુરુષ પણ મનુષ્ય જીવન તરફ વધારે માનભરી લાગણીથી જોતો થશે.

જ્યારે સ્ત્રીઓની સ્વાધીનતાનો વિષય ચર્ચાય છે ત્યારે કેટલાક લોકો ઘણી નકામી, મૂર્ખાઇ ભરેલી દલીલો બતાવે છે. તેઓ કહેવા લાગે છે કે સ્ત્રીઓ પરાધીનતાની બેડીમાં છે. માત્ર પુરુષો સ્ત્રીઓને તેમની ફરજ સમજાવે એટલે બસ. એક તો આ દલીલજ નિરાધાર છે. અને કદાચ સત્ય હોય તો પુરુષો આ સરતે સ્ત્રીઓના અધિકાર નીચે રહેવા ખુશી છે? જે અવસ્થા હાલ સ્ત્રીઓની છે તે અવસ્થામાં રહેવા તેઓ ખુશી છે ખરા ? ટુંકામાં જે જે દલીલો ગુલામી તથા અનિયમિત રાજ્યપદ્ધતિનો બચાવ કરવા માટે કરવામાં આવે છે તે સઘળી દલીલો અત્રે પણ રજુ કરવામાં આવે છે. આપણે જબરદસ્તિની નીતિ બહુ વખત સુધી પાળી ચૂકયા છીએ તેથી હવે જરા ન્યાયી થઈશું કે નહિ ?

**ઉપસંહાર.**

જૉન સ્ટુઅર્ટ મીલના વિચારોનો આ સંક્ષિપ્ત સારાંશ છે. “ સ્ત્રીઓની પરાધીનતા નામનું પુસ્તક ૧૮૬૭ માં પ્રકટ થયું. આખા યુરોપમાં અને ખાસ કરીને ઈંગ્લાંડમાં તેણે ઘણી અસર કરી છે. સ્ત્રીઓની કેટલીક અડચણો દૂર થઈ છે.+ તેઓને કેટલેક અંશે સ્વાધીનતા આપવામાં આવી

---

+ દાખલા તરીકે ઇંગ્લંડની કેટલીક યુનીવર્સીટીઓમાં બી. એ. ની પરીક્ષા પાસ કર્યા છતાં સ્ત્રી ઉમેદવારોને બી. એ. ની પદવી

છે. પાર્લામેન્ટની બાબતમાં "વોટ" ને માટે સ્ત્રીઓ લડત ચલાવે છે તેમાં પણ જતે દહાડે તેમને વિજય મળશે એવાં ચિહ્ન દેખાય છે.

---

## પ્રકરણ ૩૧ મું

## ગૃહસ્થ સ્ત્રી પુરૂષોની એક મહાન જવાબદારી




ગ્ન કરીને એક બીજા સાથે પરસ્પર જોડાવા પછીની ગૃહસ્થ સ્ત્રી પુરૂષોની એક બીજી મહાન જવાબદારી બાળકના માતા પિતા થવાની છે. એક બાળકના માતા પિતા થવું તે પૂર્વે તેમણે અત્યંત સાવધાનતા રાખવાની છે.

માતા પિતા થવામાં સાવધાનતા તે શી રાખવી હતી એવું કેટલાક મનુષ્યો વિચાર કરી આ મહત્વની બાબતમાં ઉપેક્ષા કરે છે. પણ તેમાં તેઓ ભૂલજ કરે છે કેમકે બાળક સદ્ગુણી અથવા દુર્ગુણી થાય તેમાં માબાપને શું ? એવી શંકા પણ કોઈ ઉઠાવશે તો તેના જવાબમાં જણાવવાનું કે બાળકને ઉત્પન્ન કરનાર માબાપ છે અને તેથીજ તેના શીર

---

આપવામાં આવતી નહોતી. હવે તે પ્રથા નીકળી ગઈ છે. હજી તેમને વકીલાત કરવાની સનંદ આપવામાં આવતી નથી.

ઉપર તે મહાન જોખમદારી રહેલી છે. જેમ એક બીજકને ઉત્તમ ભૂમીમાં રોપીએ અને તે ન ઉગે તો તેમાં બીજકનો દોષ ગણાય છે. તેમ બાળક ઉત્તમ ન નીવડે તો તેમાં બાળકનોજ દોષ છે.

અનેક ભક્તિસંપન્ન પુરૂષો તથા સ્ત્રીઓના બાળકો નઠારા નીવડયા છે. તેમાં તે ભક્તિવાન સ્ત્રી પુરૂષનો શું દોષ એવો પ્રશ્ન કોઈ પૂછશે તો તેના સમાધાનમાં પણ જ-ણાવવાનું કે ગુપ્ત રીતે તપાસ કરતાં તેના મા અથવા બાપનો અહંરનો ગુણ તેનામાં ઉતરી આવેલો હોય છે. અને તેને લીધેજ આવી વિપરિત ઘટના બનતી જોવામાં આવે છે, પરંતુ જગતને માત્ર ઉપર ઉપરનું અવલોકવાનોજ સ્વ-ભાવ છે. ભિતર દ્રષ્ટિ કોઇની જતી નથી અને તેને લીધેજ તેઓ આ ખરા કારણને જાણુતા નથી.

તમારા બાળકને જેવાં કરવાં હશે તેવાં કરી શકવાને તમે શક્તિમાન છો. તમે ધારશો તો તેને ભક્ત બનાવી શકશો. તમે ધારશો તો તેને શૂરવીર બનાવી શકશો. તમે ધારશો તો તમે તેને વ્યાકરણ શાસ્ત્રી બનાવી શકશો. ટુંકમાં તમારા પોતાનાજ હાથમાં તેની ચાવી છે. પરંતુ અજ્ઞાનને લીધે તે તમને જણાતી નથી. આ અજ્ઞાન પટને દૂર કરી સાચા જ્ઞાનને પ્રાપ્ત કરો અને તમારી મહાન જવાબદારીમાંથી મુક્ત થાઓ.

ઉત્તમ પ્રકારનો પાક ઉત્પન્ન કરવાને માટે ખેડુત કેટલી બધી મહેનત કરે છે તે જુઓ. તે પ્રથમ ખેતરને ચાસે છે, તેમાં ખાતર પૂરે છે, અને પછી તેમાં વાવેતર કરે છે. વાવેતરની પણ તે અત્યંત સંભાળ રાખે છે. તેના ઉપર નાનાં જીવડાં વગેરે ન પડે તેની તે નિત્ય તપાસ કરે છે. પરંતુ અફસોસની વાત એટલીજ છે કે પોતાના બાળકને સારાં કરવાને માટે કોઈ આ ખેડુતના જેટલો પણ પ્રયાસ કરતું નથી. ખેતરના પાક કરતાં હજાર કે લાખો ઘણી કિંમતવાળા બાળકો ઉત્પન્ન કરવા તે એક રમતવાત છે એવું આજે જ્યાં ત્યાં મનાય છે. દેશની આ કેટલી અવદશા? જેના ઉપર આપણો અરે તેનાથી પણ આગળ વધીને જણાવીએ તો આખા ભરતખંડની ઉન્નતિનો આધાર છે તે બાળકો પ્રતિ આવી બેદરકારી? ખરેખર આવી બેદરકારી રાખનાર માબાપોએ તો વાંઝીયાજ રહેવું જોઇએ. કેમકે તેમ થશે તોજ ભુંડણ જેવી નિમાલ્ય પ્રજા ઉત્પન્ન થતી અટકશે.

બાળકોને ઉત્પન્ન કરતાં પહેલાં તમારી જોખમદારી સમજો. બાળકને કેવી રીતે ઉછેરવું તેને કેવી રીતે કેળવવું વગેરે બાબતોનું જ્ઞાન પ્રાપ્ત કરો. આમ કરવાથી પ્રજા ઓછી થશે એમ કદાચ તમે માનતા હશો તો તેની ચિંતા નહિ. ભલે તમને એકજ પ્રજા થાય. પણ તે આખા દેશને દીપાવનાર થવી જોઇએ, સિંહણ એક વખતજ બાળકનો જન્મ આપે છે. પણ તે આખા વનનો રાજા થઈ રહે છે. અને

કુતરી અનેક વખત પાંચ પાંચ સાત સાત બચ્ચાંઓને જન્મ આપે છે પણ તેની ગણત્રી થતી નથી. માટે ગમે તો તમને એકજ પ્રજા હોય તો પણ તેને શૂરવીર અને બળવાન અને ઉત્તમ પ્રકારના ધાર્મિક અને નૈતિક બળથી ભરપુર કરો. તમારી એવી એકજ પ્રજા તમારી એકોતેર પેઢીનો ઉદ્ધાર કરશે.

મનુષ્યો એક નહિ પણ અનેક પ્રસંગોમાં પોતાને જે વસ્તુ જોઈતી હોય તે સારામાં સારી લાવે છે. સર્વને સારૂંજ પસંદ છે. મીલનો મેનેજર પણ પોતાની મીલ સારામાં સારૂં કાંપડ કેવી રીતે વણાય તેનાજ વિચારો કર્યા કરે છે. ગ્રંથનો લેખક પણ પોતાનો ગ્રંથ સારો શી રીતે લખાય તેના વિચારો કર્યા કરે છે. અને આ પ્રમાણે દરેક બાબતમાં સારાને શોધવા યત્ન થાય છે પણ એવા મનુષ્યોને તમે પૂછશો કે તમે તમારૂં બાળક સારૂ થાય તેને માટે શું કરવું તેનો કોઈ પણ દિવસ વિચાર કર્યો છે? બાળકમાં નૈતિકબળ શી રીતે વધે તે તમે વિચાર્યું છે? બાળકને કેવા જ્ઞાનની જરૂર છે એ તમે સમજ્યા છો? ના ના. ત્યારે તમારી કેટલી બધી બેપરવાઇ આ બાબતમાં જણાઈ આવે છે.

બાળકો કુદરતી નિયમે થાય છે અને તેમાં ગુણદોષ જે કાંઈ હોય છે તે તેના માબાપ તરફથીજ સ્થપાયલા હોય છે. આમ હોવાથી તમારા બાળકને તમે જેવું કરવા માગશો તેવું કરી શકશો.'

આના સંબંધમાં શ્રીમન્ માસ્તરસાહેબ છોટાલાલ જીવનલાલ અસરકારક શબ્દોમાં નીચે પ્રમાણે જણાવે છે.

" ઉત્તમ પ્રકારનાં પશુઓ કેવી રીતે ઉત્પન્ન કરવાં, અને ઉત્તમ પ્રકારનાં વૃક્ષ કેવી રીતે ઉત્પન્ન કરવાં, એ મનુષ્યો જાણે છે. પણ પોતાની જાતિને કેવી રીતે ક્રમે ક્રમે સુધારીને સર્વોત્કૃષ્ટ કરવી, એ મનુષ્યો ન જાણે, એ શું બુદ્ધિમાનમાં ગણતાં મનુષ્યોને થોડું શરમ ભરેલું નથી ? તમે કહેશો કે મનુષ્યો શું પોતાની જાતિને સુધારવા પ્રયત્ન નથી કરતા ? શું ઉત્તમ કવિઓ, ઉત્તમ વિદ્યાભિજ્ઞો, ઉત્તમ વકતાઓ, ઉત્તમ ધર્મોપદેશકો, ઉત્તમ શરીરશાસ્રીઓ, ઉત્તમ રાજનીતજ્ઞો પ્રજામાં નથી ! શું સઘળાનાંજ શરીર ટેંટી જેવાં છે ? શું સઘળાજ માનસિક શક્તિઓમાં બુડથલ જેવા અને બબુચક જેવા છે ? શું સઘળાજ દારૂડીયા, દુર્ગુણી અને દુષ્ટ છે ? શું ઉત્તમ મનુષ્યનો હવે અભાવજ થઈ ગયો છે ?

" ના, ઉત્તમ મનુષ્યોનો આજે અભાવ છે. એમ કહેવાનું નથી, સારા વિદ્વાનો સારા કવિઓ, સારા વકતાઓ સઘળુંજ આજે છે, પણ શા માટે તે હજારે એક હોવા જોઈએ અને હજારે નવશેં નવાણું ન હોવા જોઇએ ? શા માટે ખેતરમાં ઉગાડેલા સો આંબામાંથી એકજ આંબાને ઉત્તમ ફળ આવવાં જોઇએ અને નવાણું ને હલકાં ફળ આવવા જોઈએ ? નવાણુંને હલકાં ફળ આવવાનું અને એકને

ઉત્તમ ફળ આવવાનું કારણ ખેડુતે કેમ શોધી ન કાઢવું જોઇએ. અને શોધીને નવાણુંને સુધારવાનો કેમ પ્રયત્ન ન કરવો જોઈએ ? બુધ્ધ જેવો કે શંકર જેવો, અર્જુન જેવો કે ભીમ જેવો, અને કાળીદાસ જેવો કે બાણ જેવો એકજ પુરૂષ શા માટે થવો જોઇએ ? અને સેંકડો, હજારો અને લાખો તેવા કેમ ન થવા જોઇએ ? નિયમોનું જ્ઞાન મેળવી એક ઘોડા જેવો બીજો ઘોડો અને એક વૃક્ષ જેવું બીજું વૃક્ષ મનુષ્યો ઉપજાવી શકે છે તો નિયમોનું જ્ઞાન મેળવી અસાધારણ શક્તિવાળા પુરૂષો તેમણે કેમ ન પ્રકટાવવા જોઇએ ? શું આમાં નિયમો હોવા નથી સંભવતા ? બુદ્ધની માતાના ઉદરમાં બુદ્ધ સરખું પુત્ર રત્ન પ્રકટયું અને અલાઉદ્દીનની માતાના ઉદરમાં અલાઉદ્દીન જેવો નર પીશાચ પ્રકટયો એમાં શું નિયમજ ન હતો ? શું જગતમાં અંધેરજ ચાલે છે ? કુદરતમાં નિયમજ નથી ? જો એમજ હોય તો મારા ઘરમાંથી સોનાની કે હીરાની ખાણ નીકળવાની અને તમારા ટાંકામાંથી ઈરાની અખાતમાંથી પાકતાં મૂલ્યવાન મોતી નીકળવાની હું અને તમે આશા રાખીએ તેમાં શું ખોટું કરીએ છીએ ?

“કુદરતના નિયમથીજ સઘળું ચાલે છે. વિરરત્ન શિવાજી તેમની માતાના ઉદરમાં નિયમવિના ઉત્પન્ન થયા નથી, અને ઘરમાં રાત્રે ઉંદરના ખખડાટથી પણ છળી મરનાર પોચકીદાસો, નિયમવિના તેમની માતાના ગર્ભમાં પ્રકટ થયા

નથી. જેમ કડવી દુધી, કડવું આરીયું, અને કડવું તુરીયું થવામાં નિયમ હોય છે. તેમ વિદ્વાન પિતા અને વિદ્વાન માતાને ત્યાં મૂર્ખ અથવા બબુચક પુત્ર થવામાં પણ નિયમ હોય છે. મનુષ્યો જેમ અન્ય નિયમો જાણવાને માથાતોડ મહેનત કરે છે, તેમ ઉત્તમ પ્રકારના પુત્ર પુત્રી ઉત્પન્ન કરવાના નિયમોને જાણવા માટે પણ અને જાણીને તેમને આચારમાં મૂકવા માટે પણ તેમને માથાતોડ મહેનત કરવી ઘટે છે.

"ઉત્તમ સંગે મરમરનાં પથરો આપ્યા છતાં પણ શિલ્પી સુંદર પ્રતિમા ન ઘડી શકે તો તેમાં જેમ પથરાનો દોષ નથી. પણ શિલ્પીનો છે. તેમ વિશ્વમાં સાધનો વિદ્યમાન છતાં પણ માતપિતા થવાને ઈચ્છનાર સ્ત્રી પુરૂષો ઉત્તમ સત્પુત્રો ન પ્રાપ્ત કરી શકે તો દોષ ઉત્પન્ન થનાર પ્રજાનો નથી, પણ અકુશળ માતા પિતાનો છે. દાળ, શાક, ભજીયાં એ સ્વાદીષ્ટ ન થવાને માટે તમે દોષ દાળ કે શાકને માથે મૂકો છો કે રસોઈ કરનારને માથે? અને તો પણ જગત્‌માં તમે જોશો તો રોગી, વ્યસની, દુર્ગુણી અને મૂર્ખ પુત્રોનાં ડાહ્યાં (?) માબાપનો કોઈ દોષ કાઢતું નથી, પણ બીચારા છોકરાઓનાં માથા ઉપર જ્યાં ત્યાં દોષની પસ્તાળ પાડવામાં આવે છે."

આ વિવેચનથી સઘળા વાચકોને ખાત્રી થઇ હશે કે બાળકને સદ્‌ગુણી કરવા અથવા દુર્ગુણી તે માબાપના હાથમાંજ છે. અને તેથી માબાપોએ બાળકોને ઉત્પન્ન કરતાં પહેલાં પોતાની આ મહાન જવાબદારી સંબંધમાં વિચાર કરવાનો છે.



# પ્રકરણ ૩૨ મું.

## ગર્ભવંતી સ્ત્રીઓને સૂચના.

---



ર્ભ રહે ત્યારથીજ માતાએ બ્રહ્મચર્યનું સેવન કરવું. તેમ કરવાથી ગર્ભને પોષણ અધિક મળે છે. પરંતુ આ બાબત ઉપર કેટલાક માબાપો ધ્યાન આપતાં નથી અને માત્ર વિષયેચ્છાનેજ પોષણ આપે છે. આમ કરવાથી ગર્ભને અતિશય હાનિ થાય છે. વળી ગર્ભપાત વગેરે પણ આ ટેવને લીધેજ થાય છે.

પોતાને બુદ્ધિમાન કહેવડાવનાર મનુષ્ય ખરેખર પશુ કરતાં પણ અજ્ઞાન છે. કેમકે પશુઓમાં પણ ગર્ભધારણ થયા પછી સંયોગ કરાતો નથી ત્યારે મનુષ્યમાં અંત પર્યંત તે ક્રિયા થાય છે. આવા મનુષ્યને મનુષ્ય કહેવા કે પશુ તે સમજાતું નથી. આ પ્રમાણે હોવાથી પોતાના બાળકને ઉત્તમ કરવાં ઈચ્છનાર સ્ત્રી પુરૂષે ગર્ભધારણ થયાની ખબર પડે કે તુરત આ સંબંધથી અલગજ રહેવું જોઇએ.

સર્વ બળમાં અધ્યાત્મબળ શ્રેષ્ઠ છે તેથી ગર્ભવંતી સ્ત્રીએ નિરંતર પરમાર્થ સંબંધના અને આ બળ પ્રાપ્ત કરવા માટે વિચારો કરવા જોઇએ. એવું કહેવામાં આવે છે કે ગર્ભ રહ્યા પછી માતા જે પ્રકારના વિચાર કરે છે તે પ્રકારનું

બાળક થાય છે. અને તેથી ગર્ભવંતી સ્ત્રીએ પોતાના બાળકને ભક્ત કરવું હોય તો ભક્તિના, શૂરવીર કરવું હોય તો શુરવીરતાના. ટુંકમાં જે પ્રકારનું કરવું હોય તે પ્રકારના વિચારો પ્રધાનપણે કરવા જોઇએ. આપણા વૈદ્યક શાસ્ત્રના પુસ્તકમાં પણ લખ્યું છે કે ગર્ભિણીએ ચિંતા કરવી નહિ, શોક કરવો નહિ, અને નિરંતર પ્રસન્ન રહેવું તેનું કારણ પણ આપણને આ સ્થળે પ્રતિત થાય છે.

વિચારનું બળ કેટલું બધું અદ્દભુત છે તે ન સમજનાર મનુષ્યને આ વાત બરાબર સમજાશે નહિ, અને ખરી લાગશે નહિ પણ તે તદ્દન સત્યજ છે. અને ખરેખરી જે સત્ય વસ્તુ છે તેને પ્રમાણ આપવાની જરૂર નથી તે પોતાની મેળેજ તેની સત્યતા દર્શાવી આપે છે.

બુદ્ધને તેના પિતા તરફથી શૂરવીર ક્ષત્રિયને જે શિક્ષણ આપવું જોઇએ તે આપવામાં આવ્યું હતું. પરંતુ તેના અંતઃકરણમાં કરુણાની છાપ સજ્જડ બેસી ગએલી હતી. આનું કારણ શોધતાં એમ જણાઈ આવ્યું કે બુદ્ધની માતા જ્યારે ગર્ભવંતી હતી ત્યારે તેણે કરુણાનાંજ વિચારો કર્યા હતા. પોતાની પ્રજા શી રીતે સુખી થાય, તેનાં દુઃખ ટાળવા શું કરવું વગેરે વિચારો પણ તેના અંતઃકરણમાં ઉઠયા કરતા હતા. આને લીધેજ બુદ્ધદેવ કરુણાની મૂર્ત્તિ પ્રસિદ્ધ થઈ ગયા છે.

આખા યુરોપને એકી વખતે ખળભળાવી નાંખનાર નેપોલીયન બોનાપાર્ટ જ્યારે તેની માતાના ગર્ભમાં હતો ત્યારે તેની માતાને એક વખત પોતાના પતિની સાથે એક એક લડાઈમાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. ત્યાં તેણે પુષ્કળ શૌર્ય બતાવ્યું હતું. પરિણામમાં નેપોલીયનનો જન્મ થયા બાદ તે અજય યોદ્ધા તરીકે પ્રસિદ્ધ થયો છે.

એક વખત એક યુરોપીયન સ્ત્રીને પુત્ર પ્રસવ્યો, તેના વાળ, મુખની આકૃતિ વગેરે હબસીના જેવીજ થઈ. તેના પતિએ આ સંબંધમાં વિજ્ઞાનવિદ્વોની સાથે મળી વિચાર કર્યો ત્યારે સૂક્ષ્મપણે અવલોકન કરતાં જણાઈ આવ્યું કે તેણે પોતાને ગર્ભ રહ્યો તે વખતમાં હબસીઓને માથે પડતા જુલમ અને તેમની સ્થિતિ સુધારવાને માટેજ અખંડ વિચારો કર્યા હતા વળી તેના દિવાનખાનામાં એક હબસીનું ચિત્ર હતું તેને પણ તે વારંવાર જોતી અને તેની દયા ખાતી. આ કારણથી તેનું બાળક પણ હબસીના જેવુંજ થયું.

આ પ્રમાણે સત્ય બની ગએલા એક નહિ પણ હજારો દાખલા અત્રે આપી શકાય તેમ છે. અને આ વાતથી સત્યતા સિદ્ધ કરાય છે. આપણાં વૈદ્યકગ્રંથોમાં પણ રજસ્વલા સ્ત્રીએ નાહીધોઈ પોતાના પતિના મુખની સામે જોવું એટલે બાળક પણ તેના જેવું થાય વગેરે બાબતો આ વાતના ટેકામાં જણાવી છે.

ગર્ભવંતી સ્ત્રીઓએ ગર્ભ રહ્યા પછી કેવા વિચારો ચલાવવાના છે તે હવે આટલા વિવેચનથી સ્પષ્ટ થયું હશે

જ તેથી હવે તેમનું બીજી ઉપયોગની સૂચનાઓ ઉપર ધ્યાન ખેંચવામાં આવે છે.

ગર્ભ રહે ત્યાર પછી શરીરમાં આળસ આવે છે અને ખાવાનું ભાવતું નથી. આને સામાન્ય શબ્દોમાં 'અભાવો' પડયો એમ કહેવામાં આવે છે. આ વખતમાં સ્ત્રીઓએ ખાટા લીંબુનો ઉપયોગ નિત્ય કરવો જોઈએ. સવારના પહોરમાં એક કાચના ગ્લાસમાં પાણી લઈ પછી તેમાં એક આખું લીંબુ નીચોવીને પી જવું. આ પ્રમાણે કરવાથી મોઢામાં આવતી પ્રીક અને ઉલટીનો નાશ થશે. ખાવાનું ભાવતું ન હોય તોપણ આ પ્રયોગને આઠ દશ દિવસ કરવાથી ભુખ લાગે છે. ગર્ભિણીએ આ શિવાય નારંગી, સંતરા વગેરે ફળોનો ઉપયોગ પણ જેમ બને તેમ આધક અધિક કરવો જોઈએ. જેમ ફળો ખાવામાં આવે છે તેમ ગર્ભને વધારે ફાયદો થાય છે. તીખા તમતમા મરી મરચાવાળા ખોરાક ખાવાની પણ તેને ઇચ્છા થાય છે. પણ એવા ખોરાકથી પોષણને બદલે નુકસાન થાય છે. આવા ખોરાકના અતિશય સેવનથી કેટલીક સ્ત્રીઓને ગર્ભપાત થઈ ગયાના દાખલા બનેલા છે. માટે એવા ખોરાકથી દૂર રહેવુંજ ઉત્તમ છે. પોષણ આપનાર સાત્વિક ખોરાકનેજ તેણે ખાવો જોઇએ.*

---

*સાત્વિક, રાજસ, અને તામસ ખોરાક કયા છે તે સંપૂર્ણ રીતે જાણવું હોય તો અમારા તરફથી પ્રકટ થએલું **આરોગ્ય** નામનું સચિત્ર પુસ્તક વાંચો મૂલ્ય ફક્ત દશ આના.

**ચંદ્રપ્રકાશ ઓફીસ સુરત.**

દૂધનો પણ તેણે જેમ બને તેમ વધારે ઉપયોગ કરવો જોઇએ.

ગર્ભિણી સ્ત્રીએ એમને એમ બેસી રહેવાની જરૂર નથી. તેને થોડી કસરતની જરૂર છે તે તેથી કસરતનું સેવન તેની પાસે કરાવવું જોઇએ. સ્ત્રીને ઘરનું કામ કાજ દળવું, ખાંડવું, પાણી કાઢવું એ સર્વ કસરત રૂપજ છે તેથી એવાં કામો ગર્ભિણીએ હમેંશા કરવાં જોઇએ. કેમકે તેનાથી શરીરમાં સુસ્તી આવતી નથી અને પ્રસવ પણ સુખપૂર્વક થાય છે.

એવું જોવામાં આવે છે કે ગામડામાં રહેનાર અથવા ગરીબ હાલતની સ્ત્રીઓને પ્રસવ થાય છે ત્યારે બહુ કષ્ટ પડતું નથી અને શહેરમાં રહેનાર પૈ સ્ત્રીઓને પ્રસવની પીડા બહુ ભોગવવી પડે છે. આ પ્રમાણે થવાનું કારણ શું હશે તે સંબંધમાં વિચાર કરતાં પણ એકજ નિર્ણય થાય છે કે ગામડામાં રહેનાર અથવા ગરીબ હાલતની સ્ત્રી ઘરનું કામકાજ જાતે કરતી હોય છે અને શહેરમાં રહેનાર પૈસાદાર સ્ત્રી બેસી રહે છે. તેથી આ પ્રમાણે બને છે. માટે ગર્ભિણી સ્ત્રીએ શરીરને કસરત મળે તેવાં કામો કરવાની અત્યંત જરૂર છે.

**કેટલીક ઉપયોગી સુચના.**

ગર્ભિણીએ અત્યંત જમવું નહિ. ખોરાક પણ જેમ બને તેમ સાત્વિક લેવો. ઉજાગરા કરવા નહિ. શરીરના વસ્ત્રો પણ તંગ ન પહેરતાં ઢીલાં પહેરવાં.

હુવા અને પ્રકાશવાળાં સ્થાનમાં રહેવું. મનની પ્રકૃતિને માફક આવે તેમ ઠંડા અથવા ગરમ જળથી સ્નાન કરવું. આખા શરીરને બરાબર ચોળીને નહાવું સદાચારી મનુષ્યના સંગમાં રહેવું. જળપાન આખા દિવસમાં પાંચથી સાત શેર સુધી કરવું. અને હુમેશાં ઉચ્ચ વિચારને સેવવા.

આ પ્રકરણમાં લખેલા નિયમ પ્રમાણે ચાલનાર ગર્ભિણી સ્ત્રીને પ્રસવ વખતે અત્યંત વેદના થતી નથી.

**સુવાવડ.**

ગર્ભિણી સ્ત્રીએ નવમો માસ બેસે ત્યારથી ખાવાના પદાર્થોમાં ખટાસ બિલકુલ ન ખાવી. આવી વખતમાં ખટાશ ખાવાથી કેટલીક સ્ત્રીઓએ પોતાના જીવ પણ ખોયા છે. પ્રસવનો સમય નજીક આવે અને પેટમાં પીડ આવવી શરૂ થાય ત્યારે એકાદ હુશીયાર દાઇને બોલાવવી. આવી સ્થિતિમાં ઘણી સ્ત્રીઓ એકઠી થઈ જાય છે અને પેલીને ગભરાવે છે માટે તેમ ન કરવા દેવાની સાવધાનતા તે બાઈના સંબંધીએ રાખવી. અતિશય સ્ત્રીઓનાં એકઠા થવાથી શોરબકોરથી પેલી સ્રીનું ચિત્ત ઠેકાણે રહેતું નથી માટે ત્યાં શાંતિથીજ વર્તવું.

એવું કહેવામાં આવે છે કે ગર્ભાશયમાંથી બાળકનો પ્રસવ થવા પૂર્વે થોડો વખત વીણુ આવે છે કેમકે તેની જરૂરીયાતજ છે. સાંકડા ગર્ભાશયમાંથી વીણુ આવે છે ત્યારેજ

પહોળાશ થઈ બાળકનો પ્રસવ થઇ શકે છે. આ સ્થિતિ થાય છે તે વખતમાં ઘણી સ્ત્રીઓ ગભરાઈ જાય છે; પણ તેમ ગભરાવાનું કશુંજ પ્રયોજન નથી. કુદરત જાતેજ પોતાનું કામ આ બાબતમાં કર્યે જાય છે. તેમાં આપણે મનસ્વી તરંગોને વશ થઇ ડખલ કરવાની નથી.

બાળકનો પ્રસવ થઇ જાય ત્યાર પછી તેને બરાબર શુદ્ધ કરીને નહુવડાવવું અને તેના શરીર ઉપરની ચીકાસ દૂર કરવી. પછી સુવાવડી બાઈને પણ ઓળ પડી ગયા પછી સ્નાન કરાવવું. અને પછી સુવાવડી પ્રસવ થયા થયા પછી સ્ત્રીને એક બે દિવસ વેદના પુષ્કળ થાય છે. અને તેની પીડાથી પ્રસંગે તાવ પણ આવે છે. માટે કોઈ હોંશીયાર વૈદ્ય ડોકટરની દવા કરવી અથવા ઉકાળો પાવો. બાળકને જનમ્યા પછી ગળથુથી પાવી. અને ત્રણ દિવસ પછી સ્તનપાન કરાવવું.

સુવાવડીનો ઓરડો હમેંશા સાફ રાખવો. ત્યાં ધૂપ વગેરે કરવો. અને હવાની આવજા માટે એકાદ બારી અથવા બારણું ખુલ્લું રાખવું. ઘણાં મનુષ્યો આ વખતમાં સુવાવડીને બંધ ઓરડામાં પુરી રાખે છે કે રખેને પવન લાગે. આ ટેવ અત્યંત નુકસાન કર્તા છે માટે તેનો ત્યાગ કરવાની જરૂર છે. હવા એજ જીવન છે. તેથી થોડી ઘણી તાજી હવાનો પ્રવેશ તો એ ઓરડામાં થવાજ દેવો જોઈએ.



# પ્રકરણ ૩૩ મું.

## બાળકો સંબંધી ઉપયોગી સૂચના.



બાળકનો જન્મ થયા પછી ત્રીજે દિવસે તેને સ્તનપાન કરાવવું એમ ગયા પ્રકરણમાં આપણે જણાવી ગયા છીએ. હવે આ સ્તનપાન તેની માતાએજ તેને કરાવવું જોઇએ.

આજકાલ કહેવાતા સુધારાવાળા સ્ત્રી પુરૂષોમાં એવો પવન કુંકાઈ ઉઠયો છે કે બાળકને માતાએ ધવડાવવું તેમાં હલકાઈ છે, વળી બાળક ધાવવાથી માતાની તંદુરસ્તીને નુકસાન પહોંચે છે માટે ધાવ રાખવી. પણ આં વિચાર કરવામાં તેઓ અત્યંત ભૂલજ કરે છે. જેમના સ્તનમાંથી ધાવણ આવતું ન હોય અથવા સ્તનમાં કાંઈ પીડા થઈ હોય તો તેવી માતાઓ શિવાય બીજી દરેક માતાએ પોતાના બાળકને ધવડાવતી વખતે તેની માતાને જેટલો પ્રેમ આવે છે તેટલો ધાવને આવતો નથી. અને આવું પ્રેમ વિના ધવડાવેલું ધાવણ પ્રેમથી ધવાડેલા ધાવણની બરોબર પુષ્ટિ આપતું નથી.

બાળકને વધુમાં વધુ દોઢ વર્ષનું થાય ત્યાં સુધી ધવડાવવું જોઇએ. પછી ધાવણ મૂકાવી દેવું. અને તેને ગાયના દૂધ ઉપર રાખવું. અન્નનું સેવન પણ થોડું થોડું કરાવતા જવું.

બાળકને શરૂઆતથીજ નિયમિતતાનો પાઠ તેની માતાએ શિખવવાનો હોય છે. અને તે એકે તેને નિયમિત સમયેજ ધવડાવવું. નિયમિત સમયે ઉંઘાડવું વગેરે આ પ્રમાણે કરવાથી બાળકમાં નિયમિતતાની છાપ બેસી જાય છે. કેટલીક સ્ત્રીઓ ઘડી ઘડી પોતાના બાળકને ધવડાવ્યા કરે છે પણ તેનું પરિણામ સારૂં આવતું નથી. કોઈ દિવસ કાંઈ કામ હોય છે તોપણ તે બાળક કરવા દેતું નથી અને રડરડ-કર્યા કરે છે. માટે આ બાબત પ્રથમથીજ સંભાળ રાખવી.

બાળક બોલતાં શિખે ત્યાર પછી તેની પાસે ઉત્તમ બોલ બોલવવા. 'ભાઇ જા તારી બાને ગધેડી કહે' એમ પિતાએ અને 'ભાઈ જા તારા બાપને મૂર્ખ કહે' એમ માતાએ બાળકને કોઇ પણ દિવસ કહેવું નાહ. આવી ટેવ ઘણાં મનુષ્યોમાં હોય છે. અને તેઓ આમ કહેવડાવી પોતાના મન સાથે આનંદ માને છે પરંતુ આમાં આનંદ માનવાનું નથી. આવી સામાન્ય ટેવ બાળકને મહા અનર્થમાં ઉતારનાર થઇ પડે છે. માતપિતાએ બાળકની આગળ વાત પણ સભ્યતાથી કરવી. સાચે સાચું બોલવું અને ધર્મને અનુસરીને ચાલવું. વાત કરતી વખતે માતાપિતાએ મશ્કરીની ખાતર પણ જુઠું ન બોલવું કેમકે તેથી બાળક પણ તેવી ટેવ શીખે છે.

બાળકની આગળ સારાં ભક્તિનાં, નીતિ, અને, ધર્મના સરળ ભજનો ગાવાં. બની શકે તો તેમને પણ શીખવવાં.

સવારના પહોરમાં ઉઠીને તરત દાતણપાણી વગેરે કરી સ્નાન કરવાની ટેવ પાડવી. પછી તેમને જરા નાસ્તો આપવો. ઇશ્વરની પ્રાર્થનામાં તેમને રોજ બેસાડવાં. અને એવી રીતે તેનામાં ઉત્તમ સંસ્કારને નાંખવા.

કહેવામાં આવે છે કે બાળક પોતાની આખી જીંદગી સુધીમાં જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તેનાં કરતાં પણ અધિક જ્ઞાન તેને માબાપના સહવાસથી મળે છે માટે સુજ્ઞ માબાપે આ બાબત ખાસ ધ્યાન આપવાનું છે.

**બાળકો આગળ કેવી વાત કરવી?**

બાળકોની આગળ હમેંશા નિર્ભયતાનીજ વાત કરવી ભાઈ છાનો રહી જા નહિ તો હમણાં ભૂત આવશે એવી બીક બાળકોને કદી પણ ન બતાવવી. આવી બીક બતાવવાથી બાળકોમાં બીકના સંસ્કાર દૃઢ થઇ જાય છે. માટે ભૂત પ્રેત કે ડાકણની વાત કહી બાળકને બીવડાવવાનો પ્રયત્ન કદી પણ કરવો નહિ.

**બાળા ગોળી.**

બાળકને નિયમિત સમયે ધવડાવવાની ખવડાંવવાની વગેરે ટેવ પાડવામાં આવે છે તો તે રડતુંજ નથી. પરંતુ તેને નિયામત રાખવામાં નથી આવતું તો અત્યંત રડે છે. આવી વખતમાં માબાપ તેને અફીણ વાળી ગોળી આપે છે. પરંતુ નાના બાળકને અફીણ આપવાથી તેમની બુદ્ધિ જડ થઈ જાય છે. અફીણ એ એક ઝેર છે. અને

બાળકના કુમળા મગજ ઉપર તે અત્યંત ખરાબ અસર કરે છે. માટે એવી અફીણુવાળી બાળાગોળી અથવા એવીજ બીજી કોઈ કેફી ચીજ ન આપવી.

નિયમિતતાની જો બાળકને ટેવ પાડી હોય છે તો તે રડતાંજ નથી. છતાં રડે તો જાણવું કે તેમને કાંઈ પણ રોગ થએલો હોવો જોઈએ. તે વખતમાં બાળકને જે રોગ થયો હોય તેની ચિકિત્સા કરી દવા આપવી.

**ખાવાનો નિયમ.**

બાળકને નિયમિત ખાવાનું આપવું. ઘડીમાં આ ને ઘડીમાં તે ખાવાનું ન આપવું. આટલા મમરા ખાધા તેમાં શું થઈ ગયું ? અને આટલા ચણા ખાધા તેથી શું ? એવા વિચાર કરી બાળકને ખાવાનું હદ વગરનું અપાય છે પણ તેનાથી બાળકને લાભને બદલે નુકસાનજ થાય છે. બજારમાં વેચાતી પૈસાની પચાસ ટીકડીઓ વગેરે બાળકને આપવી તે પણ નુકસાનકારીજ છે માટે એવી ચીજો તેને ન આપવી. ખાંડવાળા પદાર્થો જેમ બને તેમ ઓછા ખાવા આપવા. કેમકે ખાંડના વિશેષ સેવનથી તનદુરસ્તીને-તેમાં વિશેષે કરીને બાળકની તનદુરસ્તીને નુકસાન પહોંચે છે.

**બાળકોની ભૂલ કેવી રીતે સુધારવી.**

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર થાય છે. ત્યારે બાળકો થાય તેમાં શી નવાઈ ? પરંતુ માબાપે બાળકે ભૂલ કરી હોય તો તેને તેની ભૂલને શાંતિથી બરાબર રીતે

સમજાવવી. આ પ્રમાણે શાંતિથી તેને સમજાવવામાં આવે છે તો તેઓ ફરી ભૂલ કરતાંજ નથી. પરંતુ તેના સંબંધીઓ 'સાળા વાંદરા તેં આમ કેમ કર્યું' ઇત્યાદિ વચનો દ્વારા બાળકને ઠપકો આપે છે પણ તે ઠપકાની અસર તેને બરાબર લાગતી નથી માટે તે ઉપાયનો ત્યાગ કરી શાંતિથીજ તેને કહેવું.

બાળકોને તેનાં શુભ કામમાં હમેંશાં એના સંબંધી તથા માબાપોએ ઉત્સાહ આપવો જોઇએ. પરંતુ આપણાં હિન્દુ સંસારમાં તો તેને તોડી પાડવામાં આવે છે. માટે એવી ટેવને સુધારવી જોઈએ.

બાળકોને સારાં નીતિ ભક્તિનાં દ્રષ્ટાંતોવાળી વાતો તેની માતાએ કહી સંભળાવવી જોઈએ; તેમ કરવાથી તેનાં અંતઃકરણમાં નીતિ ભક્તિનાં ઉત્તમ સંસ્કારો દ્રઢ થાય છે. અને નાનપણમાં પડેલા આ સંસ્કારો છેવટ સુધી કાયમજ રહે છે.

ઉત્તમ પ્રકારની નિર્દોષ રમત અમુક ટાઈમ સુધી બાળકોને રમવાં દેવાં જોઇએ. તેમ કરવાથી તેમનાં મનમાં આનંદ બહુ થાય છે. ફળીયાના છોકરાં સાથે પણ તેને રમવાની છૂટ આપવી. કેમકે પરસ્પર છોકરાંઓ મળે છે ત્યારે તેમને એક પ્રકારનો વિલક્ષણ આનંદ થાય છે.

---

ખુલ્લી હવામાં અમુક સમય ફરવા જવાનો ટાઈમ રાખી તેના માબાપે તેને ફરવા પણ લઇ જવાં જોઇએ. બાળકોનો સ્વભાવ બહુ વિલક્ષણ હોય છે અને તેની જીજ્ઞાસા પ્રબળ હોવાથી ઘડીઘડી તે આપણને સવાલો પૂછે છે. આવા સવાલોથી કંટાળી ન જતાં જે સમાધાન કરવા યોગ્ય જણાય તેનું સમાધાન પણ કરવું જોઈએ.

---

## પ્રકરણ ૩૪ મું.

## બાળ શિક્ષણ.



બાળક પાંચ વર્ષનું થાય ત્યાર પછી તેને સ્કુલમાં કેળવણી આપવાની શરૂ કરવી. પાંચ વર્ષની અંદરના બાળકને કેળવણી લેવા સ્કુલમાં મૂકવાની જરૂર નથી કેમકે તે વખતમાં તેનું મગજ અત્યંત કોમળ હોવાંથી વિશ્રાંતિનીજ જરૂર છે.

પૂર્વકાળમાં બાળકોને કેળવણી આપવા ગુરૂને ત્યાં મૂકવામાં આવતાં પરંતુ હવે દરેક ગામમાં સ્કુલો થએલી હોવાથી તેની જરૂરીયાત ઘણે ભાગે ઓછી થઈ ગઈ છે.

કેટલાક મનુષ્યોનો એવો મત છે કે છોકરાનેજ કેળવણી આપવી, છોકરીને નહિ પણ આમ મત દર્શાવવામાં તેઓ

ભૂલજ કરે છે. કેળવણી લેવાનો હક બંનેને સરખો છે. છોકરીને કેળવણી આપતાં તે વંઠી જાય છે એવું કથન સુધારા વિરૂદ્ધના મનુષ્યો કરે છે. પણ આ કથનમાં પણ તેઓની અસત્યતાજ છે. છોકરી કેળવણી લીધાથી વંઠી નથી જતી. જો કેળવણી લીધાથી તેમ થતું હોય તો આજે દરેક સ્ત્રી વંઠી જવી જોઇએ. પણ તેમ બનતું નથી અને તેથી કેળવણીથી વંઠી જવાય છે એવું માનવું એ ખોટું છે. જેમ કાયદો બધાને એક સરખી રીતે લાગુ પડે છે. લીંબડો બધાને એક સરખી રીતે કડવો લાગે છે, ઇંદ્રવારણાનાં ફળ પણ એક સરખી રીતે કડવાં હોય છે. તેમ કેળવણીથી વંઠી જવાતું હોય તો બધાજ વંઠી જાય એમાં શક નથી.

વર્તમાનકાળની સ્થિતિ જોતાં કેળવણીની જરૂર પ્રજા માત્રને છે. આપણા ઉપર રાજ્યસત્તા વિદેશી પ્રજાની હોવાથી તે પ્રજાની ભાષાનું જ્ઞાન પણ આપણને હોવું જોઇએ. કેમકે તેની પણ આપણને જરૂર પડે છેજ.

કેળવણી પોતે દોષ પાત્ર નથી. જો તે દોષ પાત્ર હોય તો તેનો નાશજ થયો હોત. કેમકે એવો એક સ્વાભાવિક નિયમ છે કે દોષ પાત્ર વસ્તુ હોય તે લાંબો કાળ સુધી ટકતીજ નથી.

જે મનુષ્યોના સંબંધમાં કેળવણીથી દુષ્પરિણામ આવ્યું હોય છે, તેના સંબંધમાં આપણે ઉંડા ઉતરીને વિચાર કરીએ તો જણાશે કે એવી રીતે દુષ્પરિણામ આવવાનું કારણ નઠારી સંગતિ અને માબાપ તરફથી ધાર્મિક અને નૈતિક

જ્ઞાનના ઉપદેશની ખાંમી એજ છે. આ બેજ કારણુને લીધે કેળવણી વસ્તુતઃ દોષ વગરની હોવા છતાં કેટલાક લેખકો અને જુના વિચારના પુરૂષો તરફથી 'પાડાને રોગ અને પખાલીને ડામ' એ નીતિ રીતિ પ્રમાણે કેળવણીને માથે દોષારોપણ મૂકે છે. 'આજ કાલનો સુધારો' વગેરે વાર્તા આ કથનના આક્ષેપ રૂપ છે.

કેળવણી પોતે તો ઉત્તમ છે. અને તેથી કેળવણી લેનાર મનુષ્ય વંઠી જશે એવી ભ્રાંતિ રાખવાનું કાંઈજ પ્રયોજન નથી. વિચાર માત્ર સંગતિ દોષ સંબંધમાંજ કરવાનો છે. આ સંબંધમાં શિક્ષકોએ તથા તે કેળવણી લેનારના માબાપોએ ઘટતી તપાસ રાખવાની જરૂર છે.

ધર્મ નીતિના સંસ્કારો બાળકોના અંતઃકરણમાં માબાપે શરૂઆતથી તે કેળવણી લેતું હોય તે વખત સુધી નાંખ્યા કર્યા હોય છે તો ખરાબ પરિણામ આવતુંજ નથી. જ્યાં પાયો મજબુત હોય ત્યાં પછી ઈમારત હુચમચી ઉઠવાની શંકાજ શી રીતે થાય? મૂળ ન હોય ત્યાં શાખાની આશા પણ શી રીતે રાખી શકાય? તેજ પ્રમાણે કેળવણીની સાથે નૈતિક અને ધાર્મિક જ્ઞાન પણ કેળવણી લેનારને આપવાથી ખરાબ પરિણામ આવતુંજ નથી. નિર્વિવાદ રીતે હવે તો સિદ્ધ કરી શકાય છે કે કેળવણીની જરૂર સર્વનેજ છે. અને તેથી દરેક કોમમાં ફરજીયાત કેળવણી અપાવી જોઈએ.

**શિક્ષક કેવો હોવો જોઇએ.**

કેળવણી આપનાર શિક્ષકના સંબંધમાં હવે આપણે કાંઈક વિચાર કરીએ. શિક્ષક ખાસ કરીને અનુભવી બુદ્ધિશાળી અને ધાર્મિક તથા નૈતિક બળ વાળો હોવો જોઈએ. વળી તેના અંતઃકરણમાં દયાનો ખાસ ગુણ હોવો જોઈએ. કેટલાક શિક્ષકોમાં દયાનો અંશ સરખો પણ હોતા નથી, અને તેઓ અત્યંત નિર્દય હોઈ છોકરાંઓને પુષ્કળ મારે છે. પણ આવી રીત સર્વદા ધિક્કારવા યોગ્યજ છે. છોકરાંઓને જે કાંઈ શીખવવું હોય તે પ્રેમથીજ શીખવવું જોઇએ. પ્રેમથી શિખવ્યાથી છોકરો જેટલું શીખે છે તેટલું માર માર્યાથી શિખતો નથી એ ચોક્કસ સિદ્ધ થએલું છે.

માબાપે જેમ પોતાના છોકરાની આગળ બહુજ સાવધાનતાથી વર્તવાનું છે, તેમ શિક્ષકે પણ પોતાના વિદ્યાર્થી આગળ તેટલીજ સાવધાનતા રાખી વર્તવાની જરૂર છે. શિક્ષક તે પ્રમાણે વર્તે છે તોજ તેની અસર વિદ્યાર્થી ઉપર થાય છે.

વિદ્યાર્થીને બીડી ન પીવાનો ઉપદેશ કરવો અને પોતે તેના દેખતાં અથવા ગુપ્તગુપ્ત બીડી પીવી; વિદ્યાર્થીને સાચું બોલવાનો ઉપદેશ કરવો, અને પોતે જુઠું બોલવું. આવી ટેવ આજે ઘણા શિક્ષકો રાખતા જોવામાં આવે છે પણ તેનું પરિણામ અર્થાત્ તેના બોધની અસર તે વિદ્યાર્થી ઉપર લાગતીજ નથી. આથી શિક્ષકે પણ વિદ્યાર્થીને જેવા કરવા હોય તેવા પોતેજ થવું જોઇએ.

# પ્રકરણ ૩૫ મું.

## કેટલીક ઉપયોગી બાબતો.

૧૯૧૧ ના વસ્તી પત્રકના આંકડા પ્રમાણે હિંદુસ્તાનની વસ્તી ૩૧ા કરોડ મનુષ્યની છે. તેમાં અર્ધો ભાગ સ્ત્રીઓનો અને અર્ધો પુરૂષોનો છે. હવે આટલા બધા પુરૂષોમાં લખી વાંચી શકે તેવાં

**કેળવણીનો પ્રચાર.** ૧૬૯૩૮૦૦૦ છે અને સ્ત્રીઓ ૧૬ લાખ છે. આજ ગંણત્રીની બીજી રીતે તુલના કરતાં હજારે ૫૯ માણસો સારૂં લખી વાંચી શકે તેવા છે. ભાગુ તુટું વાંચી શકે તેવા મનુષ્યોની સંખ્યા આમાં ઉમેરીએ તો હજારે ૧૦૯ માણસોનું પ્રમાણ આવે છે. ભણેલી સ્ત્રીઓની સંખ્યા દરહજારે ૧૦ જેટલી આવે છે.

કેળવણીની બાબતમાં આ ઉપરથી જાણી શકાય છે કે આપણો દેશ હજી પશ્ચિમના દેશો કરતાં ઘણોજ પાછળ છે. અને તેથી દરેક મનુષ્યનું એજ કર્તવ્ય છે કે કેળવણીનો જેમ બને તેમ અધિક પ્રચાર કરવો.

* * * *

હિન્દમાં એક વિદ્યાર્થી પાછળ સરેરાશ રૂા. ૧૭૫ નો ખર્ચ થાય છે. તેમાં ૬૭ રૂા. ફી.

**કેળવણીનું સરેરાશ ખર્ચ.**

છોકરાઓ આપે છે, અને ૧૦૭ રૂા. સરકાર આપે છે. આ રૂા. સરકાર લો. બો. ફંડ કે જે ગરીબ લોકો પાસેથી જમીન મહેસુલ દ્વારા ઉઘરાવેલું હોય છે તેમાંથી આપે છે. અને તેથી એકંદરે લોકોના આભાર તળે પ્રજા આવે છે. તેથી સુધરેલા લોકોએ લોકોની કેળવણી માટે સતત પ્રયાસ કરી આ ફરજ બજાવી લેવી જોઈએ છે.

*          *          *          *

**જર્મન શાળા.**

વિદ્યાકળાની બાબતમાં તથા નૂતન શોધોની બાબતમાં આજકાલ જર્મની આગળ પડતો ભાગ લે છે તેનું કારણ તે દેશમાં કેળવણીની અત્યંત વિશાળતા છે તેજ છે. મી. બાર્કર નામે એક વિદ્વાન જણાવે છે કે "જર્મનીમાં ૬૦૦૦૦ પ્રાથમિક શાળાઓ છે. તેમાં આશરે દોઢ લાખ શિક્ષક છે. અને લગભગ ૯૦ લાખ વિદ્યાર્થીઓ શીખે છે. ઉદ્યોગ હુન્નર શીખવવાની શાળાઓમાં ૬ હજાર શિક્ષકો છે અને ૮૦૦૦૦ વિદ્યાર્થીઓ લાભ લે છે. બાર યુનિવર્સિટીઓ છે તેમાં ૪૦૦૦૦ વિદ્યાર્થીઓ શીખે છે. એકંદરે શિક્ષકોની સંખ્યા ૩ લાખની થવા જાય છે.

જે દેશમાં કેળવણી આટલા વિસ્તારને પામી હોય તે દેશની પ્રજા વિવિધ શોધોથી દુનિયાને આશ્ચર્યચકિત કરી નાંખે તેમાં શી નવાઈ?

*          *          *          *

છોકરાંઓને શિક્ષણ આપવું તે વખતે તેમની તન્દુરસ્તીનો પણ મુખ્ય વિચાર કરવો જોઈએ. આપણા દેશના વિદ્યાર્થીઓની સ્થિતિ જોતાં તેઓની શારીરિક હાલત છેકજ દયાપાત્ર થઈ ગએલી હોય છે. સ્કુલોમાં પણ છોકરાઓની તન્દુરતી સુધારવાને કેટલાક નિયમો—કસરતો વગેરે સ્થાપવા જોઈએ. અખાડાની રમત વગેરેના સાધનોનો પણ વિદ્યાર્થીઓને ખાસ કરીને લાભ આપવો જોઇએ:

**તન્દુરસ્તી ઉપર ધ્યાન આપવાની જરૂર.**

*　　*　　*　　*

નાની ઉમ્મરના વિદ્યાર્થીઓને શિક્ષણ ગમતની સાથે મળતું રહે તેમ આપવું જોઈએ. સ્કુલોમાં પણ બાળકોને આનંદ ઉપજાવે એવી રમતો રમવાને એક અમુક વખત રખાવો જોઈએ. ૧૧ થી ૫ સુધી બાળકોને બકરાંની પેઠે સ્કુલોમાં ગોંધી રાખવાથી તે વધારે ભણતા નથી અને કદાચ ભણે છે તો તે ઉપલકીયા ગોખણ પટ્ટીના જેવું પોપટીયા જ્ઞાન હોય છે. આ જ્ઞાન સ્થાઈ ટકતું નથી. અને થોડા વખત પણ ભણવામાં આવે પણ તે સચોટ અસર કરે તેવી રીતે ભણાવ્યું હોય તો તેનું પારણામ બહુજ ઉત્તમ આવે છે.

*　　*　　*　　*

કેળવણી ખાતાની બોર્ડના પ્રમુખ મી૦ રન્સીમેને એક વખતે પાર્લામેન્ટમાં ભાષણ આપતાં જણાવ્યું હતું કે ઇંગ્લંડની કેટલીક ગ્રામ્યશાળાઓમાં શિક્ષણ આપવા ઉપરાંત વ્યાવહારિક કામનું પણ શિક્ષણ અપવામાં આવે છે. દાખલા તરીકે લાકડાનું કોતરકામ, બાગબાની વ્યાવહારિક ધંધા, ધાતુકામ, કાચકામ વગેરેનું શિક્ષણ અપાય છે. ઇંગ્લંડમાં વીશ હજાર તો પ્રાથમીક શાળાઓ છે.

**શિક્ષણ કેવું જોઇએ? મી. રન્સીમેનના વિચારો**

જે દેશમાં શિક્ષણની સાથે આવી રીતે વ્યાવહારિક કામો પણ શીખવાય છે, તે વિદ્યાર્થીને જેમ આપણાં દેશમાં ભણી રહ્યા પછી શું કરીશું તેનો વિચાર કરવો પડે છે તેવો વિચાર કરવો પડતો નથી.

*  *  *  *

આપણા શિક્ષણમાં આવી રીતે નવીન સુધારો દિવસે દિવસે વધતો જાય છે અને તે ઇષ્ટ છે. હવે આપણે આજ વિચારના સંબંધમાં થોડા સંક્ષિપ્ત મુદ્દા જણાવીએ.

**શિક્ષણના મુદ્દા.**

(૧) શિક્ષણ દરેક સ્ત્રી પુરૂષને આપવું. (૨) શિક્ષણમાં વ્યાવહારિક જ્ઞાન, ધાર્મિક જ્ઞાન, અને નૈતિક જ્ઞાનનો પણ સમાવેશ કરવો જોઇએ. (૩) સ્કુલમાં ભણતા વિદ્યાર્થીઓ પ્રતિ શિક્ષકોએ

પણ યોગ્ય રીતે વર્તવું જોઇએ. (૪) માબાપોએ પણ ઘટતી દેખરેખ રાખવી જોઇએ. આટલા મુદ્દા ઉપર ધ્યાન અપાય તો પછી આજે કેટલાક તરફથી કેળવણીને નિંદવામાં આવે છે તે નિંદાય નહી.

*　　*　　*　　*

મહા મૂલ્યવાન્ અને કિંમતી પદાર્થો વાળું આપણું આ શરીર છે. તેથી તેની યોગ્ય સંભાળ રાખવી એ મનુષ્યનું કર્તવ્ય છે. કારણુ કે બીજા પદાર્થો પ્રયત્નથી મેળવી શકાય તેવા છે અને આ પ્રયત્નથી પણ મેળવાતું નથી. અને તેથીજ એની સર્વ રીતે શ્રેષ્ઠતાઇ છે. આ આરોગ્ય સદા કાળ જાળવી રાખવાને શું કરવું તે એક મહાન પ્રશ્ન ઉઠે છે. તો તેના જવાબમાં કહેવાય છે કે એ વિષય સંબંધી લખાણ કરવા જતાં વિષયાંતર ઘણુંજ થાય તેમ છે તેથી આ સાંસારિક પુસ્તકમાં તે સંબંધમાં નહિ લખતાં અમોએ તે સંબંધમાં **આરોગ્ય** એ નામનું સ્વતંત્ર પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે તે વાંચવા સર્વને ભલામણ કરીએ છીએ. આજ પુસ્તકના આગળના ભાગમાં આરોગ્યના સંબંધમાં કાંઈક અંશે વિવેચન કર્યું છે પણ તે અપૂર્ણ છે. અને વિષય ઘણો મહત્વનો હોવાથી તેને જુદા પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવો યોગ્ય ગણ્યો છે.

*　　*　　*　　*

પોતપોતાના ધર્મમાં રહી તેનું પાલન કરવું ગૃહસ્થોને અત્યંત જરૂરનું છે. હિન્દુઓએ ગૃહ-

**એક ખુલાસો.**

સ્થાશ્રમમાં રહી પાંચ યજ્ઞ વગેરેની ક્રિયા કરવાની છે. મુસલમાન, પારસી, વગેરેએ પણ પોતાના ધર્મમાં લખ્યા પ્રમાણે કુરાન ભણવું, નીમાજ પઢવી, વીગેરે કાર્ય કરવાનાં છે. મતલબ એ છે કે સર્વ વર્ણના ગૃહ-સ્થોએ પોતપોતાના નૈતિક કાર્યો કરવામાં તત્પર રહેવાની જરૂર છે. આ પુસ્તક એક દેશિય નથી પણ તે તમામ વર્ણના ગૃહસ્થોને માટે સર્વદેશીય બનાવવાનોજ લેખકે પ્રાધાન્ય ઉદ્દેશ રાખેલો છે. અને તેથી તેમાં અત્યાર સુધીના વિચારો ઘણે ભાગે સર્વને એક સરખી રીતે ઉપયોગી થઈ પડે તેવા લખવા પ્રયત્ન કર્યો છે. આમ હોવાથી ગૃહસ્થોના નિત્ય નૈમિતિક કર્મો આ પુસ્તકમાં આપવાની જરૂર છે. પરંતુ મુસલમાન પારસી ઈત્યાદિ ઈતર ગૃહસ્થોના કર્મો કયાં કયાં તેમના ધર્મમાં દર્શાવલાં છે તેનું લેખકને જ્ઞાન નથી તેથી આ સંબંધી વધુ વિવેચન કરવા ન જતાં અને હિન્દુઓનાંજ નૈમિત્તિક કર્મોનું વિવેચન કરવા જતાં તે અન્યને નિરૂપયોગી થઇ પડે તેમ હોવાથી એકદેશીયપણાનો દોષ આ પુસ્તકને લાગુ પડી જાય છે. માટે અત્રે આ સઘળી ક્રિયાઓનું વિવેચન કરવાનું મોકુફ રાખી સર્વ વર્ણના ગૃહસ્થોએ પોતાના નૈમિત્તિક કર્મોમાં તત્પર રહેવું એવું લખવામાં આવેછે. આ કર્મો કયાં છે તે જાણ-વાને માટે પોતાના શાસ્ત્રના ગ્રંથો અવલોકવા.

* * * *

## પ્રકરણ ૩૬ મું.

## વૃદ્ધાવસ્થાનાં કર્તવ્ય.



બ્રહ્મચર્યાશ્રમનું પાલન કર્યા બાદ ગૃહસ્થાશ્રમને સ્વીકારી તેનો ઉપભોગ કરતાં વૃદ્ધાવસ્થા આવે ત્યારે સકળ વ્યવહારથી નિવૃત્ત થઈ પરબ્રહ્મનું ચિંતન કરવું જોઇએ તથા જેમની ઈચ્છા હોય તેમણે સન્યાસાંશ્રમ સ્વીકારવો.

વૃદ્ધાવસ્થામાં શરીરમાં બળની ક્ષીણતા થવા માંડે છે. સ્મરણશકિતનો નાશ થાય છે. શરીર વ્યાધિઓના સપાટામાં ઘડી ઘડી આવી પડે છે અને આવી અવસ્થામાં એકજ કર્તવ્યની તેમને જરૂર છે. એ અન્ય નહિ પણ પરમાત્માની ભક્તિ કરવારૂપ છે.

આવા પોતાના ઉત્તમ કર્તવ્યને વિસારી દઇ ઘણા વૃદ્ધા અધિક જંજાળમાં વિંટળાય છે. જેમ જેમ તેમની અવસ્થા વધતી જાય છે તેમ તેમ તેઓનો મોહ અને લોભ ઘટવાને બદલે અધિક અધિક વધતાં જાય છે. શા માટે વૃદ્ધોએ તેને વધારવો જોઇએ? શા માટે વૃદ્ધોએ શાંત બેસવું ન જોઇએ? વૃદ્ધો જણાવે છે કે ભાઈ " ઘરની ફીકર અમે ન રાખીએ તો કોણ રાખે? " આજ કાલના સુધરેલા છોકરા તો તેની મડમા—અરે બોલતાં ભૂલ થઇ તેની બાયડીઓનાજ

થઈ ગયા છે. ન તેમને ભાન કે સાન, આ કહેવું કેટલાક અંશે વ્યાજબી છે પણ એનાથી એવો અર્થ નીકળી નથી શકતો કે વ્યવહારધુરાનું ધુંસરૂ વૃદ્ધોએ પોતાના માથા ઉપરથી દૂર ન કરવું. અવશ્ય પોતાના પુત્રપુત્રીપ્રતિ આવશ્યક ધ્યાન તેમણે આપવું જોઈએ. પણ વ્યવહારની સઘળી ઉપાધિ પોતાને શીર રાખવી એ તેમના કર્તવ્ય રૂપ નથી.

શાસ્ત્રની આજ્ઞા તો ગૃહસ્થાશ્રમનું પાલન કરી વૃદ્ધ થએલાં મનુષ્યને માટે સન્યસ્ત લેવાનીજ છે. અને તેની અધિક ખાત્રી નીચેના વિવેચનથી થઇ શકશે.

" ગૃહસ્થને પળીયાં આવે તથા તે પોતાના પુત્રપરીવારાદિને જુએ ત્યારે સ્ત્રીની ઈચ્છા હોય તો સ્ત્રી સાથે નહિ તો પછી પોતે એકલા વનમાં પ્રવેશ કરવો. અને સન્યાશાશ્રમ સ્વીકારી તેના ધર્મો પાળવા." [૧]

"યથાવિધિ ગૃહસ્થાશ્રમ પાળન કરી રહ્યા પછી તૃતીય આશ્રમનો સ્વીકાર કરવો. વનમાં જવું, ભૂમીપર શયનકરવું, બ્રહ્મચર્ય પાળવું, વનમાં નિપજેલાં પવિત્ર ફળ ફળાદિ કંદમૂળ વીગેરે ભક્ષણ કરવાં. અગ્નિ હોત્રની ક્રિયા કરવી" [૨]

"ગૃહસ્થાશ્રમને અંતે વનમાં જવું. વિધિ પ્રમાણે અગ્નિની સ્થાપના કરી હોમ કરવા; જટા રાખવી અને સન્યાસી થવું" [૩]

---

[૧] લઘુહારિત સ્મૃતિ. ૨ શ્રી સંવર્ત સ્મૃતિ. ૩ શ્રીવસિષ્ઠસંહિતા.

આ પ્રમાણે બીજા અનેક પુરાણુ અને વેદના ગ્રંથોમાં આ બાબત સ્પષ્ટ રીતે વિવેચન આપવામાં આવ્યું છે. અને તે સર્વ એકજ અર્થને સૂચવે છે કે વૃદ્ધોએ ગૃહ જંજાળ ન રાખતાં સન્યાસી થવું જોઇએ. અને પોતાના ઉપાસ્યની સેવા ઉત્તરોત્તર અધિક પ્રેમથી કરી પોતાના દેહનું સાર્થકય કરવું જોઇએ.

ગૃહની માયા એવી છે કે જ્યાં સુધી ગૃહમાં રહેવામાં આવે છે ત્યાં સુધી તેનાથી મનને બહાર લઈ જવાનું મહા કઠીણુ થઈ પડે છે. અને તેટલા માટેજ વનમાં જવાની શાસ્ત્રોએ આજ્ઞા આપી છે.

પોતાના મરણુબાદ ઘરનાં યુવકો ગૃહસંસાર કેવી રીતે ચલાવી શકે તેનો અનુભવ વૃદ્ધોએ જીવતાંજ લેવાનો છે. અને આ અનુભવ લેવાને માટે તેમણે તટસ્થ થઈ ઘરની વ્યવસ્થા કેમ ચાલે છે તે જોયા કરવું.

વૃદ્ધોએ યુવકો ઉપર દેખરેખ એવા પ્રકારની રાખવી જોઈએ કે તે અમુક કામ કરે છે તે વિહિત છે કે અવિહિત. કદાચ જો તે અવિહિત કામ કરતો હોય તો તેમાંથી તેને સાવધાન કરવા પ્રિય શબ્દોમાં હિતકર બોધ આપવો. કેમકે આવી વખતમાં જો તેમના તરફથી સખત ઠપકાના રૂપમાં યુવકોને કહેવામાં આવે છે તો તેઓ યુવાવસ્થાના મદને લીધે કેટલીક વખતે વૃદ્ધોની સામા પણુ થઈ જાય છે. અને પરિણામ ઘણું ખરાબ લાવી મૂકે છે.

આ કામમાં આમ થયું અને આ કામમાં તેમ થયું એમ બોલી વ્યવહારમાં ઘડી ઘડી માથું મારવારૂપ કર્તવ્ય વૃદ્ધોએ ન કરવું જોઇએ; તેમ કરવાથી પણ કદાચ તેઓ હાલના યુવકોની વસ્તુઃસ્થિતિ જોતાં તિરસ્કારને પાત્ર થઈ પડે છે.

વ્યવહારમાં ઘડી ઘડીમાં માથું મારવાથીજ વૃદ્ધો પ્રતિ યુવકો કંટાળી જાય છે. અને પછી ' બેસી રહે ડોસલા ' એવા શુભ નામાભિધાનથી વૃદ્ધોને તેઓ ઉતારી પાડે છે. એ જોઈ કેટલાક જાના વિચારવાળા મનુષ્યો કહે છે કે આ છોકરજ ફાટી ગયો પણ વસ્તુતઃ આ તેમનું માનવું ભૂલ ભરેલું છે. વૃદ્ધો હાથે કરીનેજ યુવકોનાજ હાથથી તિરસ્કાર પામવારૂપ કર્તવ્યને આદરે છે. પોતાને માટે નિયત કરેલા પાટા છોડીને રેલ્વેટ્રેન જો વાંકી ચૂંકી ચાલે છે તો તરતજ ઊંધી થઈ જાય છે તેમ વૃદ્ધો પણ પોતાના કર્તવ્યને છોડીને આવું વ્યવહાર ધુરામાં પેસવાનું પગલું ભરે છે તો તેઓ પણ તિરસ્કારને પાત્રજ થાય એમાં કાંઇ નવાઇ નથી. આ પ્રમાણે હોવાથી હે વૃદ્ધ મનુષ્યો ! તમારી સઘળી ગૃહ જંજાળ છોડી દો, મોહમાયાને દેશવટો આપો અને જો તમારાથી તેમ બની શકતું ન હોય તો ઘર છોડીને વનમાં જાઓ. હવે તમારી ઉત્તરાવસ્થા આવી છે માટે તમારા આ માનવદેહનું હરિના સ્મરણ વડે સાર્થક્ય કરો. એ અંતિમ શુભેચ્છા સહ જયજય. इति ॐ शांति. अस्तु.



પરમાત્મા સર્વના સહાયક હો.

સમાપ્ત.

## प्रकरण ३१ मांना सिद्धांतो.

गृहस्थ स्त्री पुरुषोनी महान जवाबदारी बाळकने उत्पन्न करवा सबंधंनी छे. बाळकने केवी रीते उछेरवुं तथा केवी रीते केळवीने उत्तम बनाववुं ते संबंधी ज्ञान प्राप्त कर्या पछीज बाळकना मातापिता थवुं योग्य छे,

## प्रकरण ३२ मांना सिद्धांतो.

गर्भवंती स्त्रीए बेसी न रहेतां शरीरने योग्य कसरत मळे तेवां कामो करवां चित्त प्रसन्नतामां राखवुं सुवावडखानामां स्वच्छता राखवी.

## प्रकरण ३३ मांना सिद्धांतो.

बाळकोने जेवां करवां होय तेवां करवानुं माबापोना हाथमां छे तेथी पोतानाज वर्तनथी बाळकने एवी सरस असर करवी के ते सद्गुणी थाय.

## प्रकरण ३४ मांना सिद्धांतो.

शिक्षण आपवामां आवे तेनी साथे धार्मिक अने नैतिक शिक्षण तेना वडीलोए बाळकोने आपवुं तथा बाळक उद्धत थइ न जाय ते अर्थ तेना उपर घटती देखरेख राखवी शिक्षकोए पण विद्यार्थी आगळ सावधानताथी वर्तवुं.

## प्रकरण ३५ मांना सिद्धांतो.

आ प्रकरणना प्रकीर्ण विचारो बधा न सिद्धांत रुप छे.

## प्रकरण ३६ मांना सिद्धांतो.

वृद्ध मनुष्योनुं एक हरिनी भक्ति करवारुप मुख्य कर्तव्य छे. अने ते कर्तव्य तेमणे सघळा प्रकारनी मायानो त्याग करीने पाळवुं जोइए अने आ देहमांज कृतकृत्य बनवुं जोइए.



# ચંદ્રપ્રકાશ ઓફીસ સુરત તરફથી પ્રકટ થએલાં પુસ્તકોનું

# સૂચીપત્ર.

### પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ તરફથી લખાયેલાં પુસ્તકો.

---

## મૂલ્યવાન રત્નો.

વિપત્તિ અથવા બીજાજ કોઇ એવા કારણથી મનુષ્ય જયારે નિરાશાના સમુદ્રમાં ડુબકાં ખાય છે ત્યારે તે વખતમાં તેવા મનુષ્યોને ઉત્સાહ આપનાર અને જીવનની મહત્તા સમજાવનાર આ લઘુ પુસ્તક એક નાવ સમાન છે. ગમે તેવી ઉદાસીનતામાં પણ તે પ્રસન્ન રહેવાનું શિખવે છે. મૂલ્ય અર્ધો આનો. સામટી રૂપૈયા એકના ચાળીશ.

## સદ્બોધ સ્તવનમાળા.

આ લઘુ પુસ્તકમાં અમારા તરફથી પ્રસિદ્ધ થતાં ચંદ્રપ્રકાશ માસિકપત્રના અંકોમાં પ્રસિદ્ધ થઇ ગએલાં, જ્ઞાન તત્વવિચાર અનુભવ વૈરાગ્ય આદિ વિષયો ઉપર લખાયલાં લોકપ્રિય પદ્યોમાંથી ખાસ ચુંટી કાઢેલા પદ્યોનો સમાવેશ કર્યો છે, મૂલ્ય આના બે પોષ્ટેજ ૦-૦-૬

---

# કાવ્ય–કુસુમ.

જ્ઞાન તત્વવિચાર, અનુભવ તથા ભક્તિરસથી સંપૂર્ણ ભરેલાં ઉત્તમોત્તમ પદ્યોનો સંગ્રહ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. વળી આધુનીક નાટકોના પ્રસિદ્ધ ગાયનોના રાહમાં તે બનાવેલાં છે. નાટકના વિલાસપ્રિય શૃંગારી ગાયનો ગાવાથી જ્યારે નઠારી અસર થવાનો પ્રસંગ આવે છે ત્યારે આ પુસ્તકમાં આવેલા પદ્યને ગાવાથી વૃત્તિ શાંતિ સરિતામાં ઝબકોળાઇ રહે છે. ઉછરતા યુવકોના હાથમાં મૂકવા લાયક આ પુસ્તક સર્વ રીતે શ્રેષ્ટ છે. કેમકે તેમાં આવેલા પદ્યોને શાંતિપૂર્વક ગાવાથી મનના સઘળા વિકારી અને પ્રતિકૂળ ભાવો સમી જાય છે પુસ્તકને બહારથી તેમજ અંદરથી સુંદર રીતે છપાવી શોભામાં ખાસ વૃદ્ધિ કરી છે, મૂલ્ય આના આઠ પોષ્ટેજ ૦–૧–૦ જુદું.

---

# પ્રાણાયામ–ભાગ ૧ લો.

આ પુસ્તક પ્રાણાયામ સંબંધી સઘળી માહિતી આપે છે સરળમાં સરળ અને એક ન્હાનું બાળક પણ સમજી શકે તેવી તેની સહેલી ભાષા છે. તેથીજ ટુંક વખતમાં સર્વ સ્થળે તે લોકપ્રિયતાને પામ્યું છે. યોગવિદ્યા પ્રાણાયામ એ શું છે તથા તેને કરવાથી શા લાભ પ્રાપ્ત થાય છે. પ્રાણ અને જીવનનો સંબંધ આપણા રૂષી મુનિઓ અને પશ્ચિમના વિદ્વાનોના અભિપ્રાયો. પ્રાણ સંબંધી અધિક માહિતી. પ્રાણાયામ કોનાથી થઇ શકે છે. સ્ત્રીઓને તે કરવાનો અધિકાર છે કે નહિ: પ્રાણાયામનું પ્રથમ અંગ પ્રાણાયામથી

॥ ॐ श्री ॥

# स्त्रीयोपयोगी कीर्तनो.



## (ગરબા)



### शारदानुं पूजनअर्चन.

પદ ૧. ( સમી સંધ્યાએ અમે સંચર્યાં રે;—એ લય. )

સાચી વિદ્યાની દેવી શારદા રે અમે વંદન કરીએ,
હાં હાં રે, સઉ વંદન કરીએ.

લઈ કુમકુમ અક્ષત હસ્તમાં રે, અમે પૂંજન કરીએ:—
અક્ષર મંગલકારિણી રે, વિદ્યા અમે વરીએ;—
ક્ષુલ્લક કુસુમની માલિકા, તમ કંઠે ધરીએ;—
દો જ્ઞાનપુષ્પની માલિકા, ધરી કંઠે ફરીએ;—
વગાડી મધુરી ઘંટડી, આરતી ઉચ્ચરીએ;—
તમ દૈવી વીણા શુણાવજો ભારતી ? અંતરીયે;—
આ પુષ્પાંજલિથી વધાવીએ, હે માતા ! તમને;—
કરૂણાપુષ્પો વેરજો, દઇ આશીષ્ અમને;—
અમે કરીએ આપ પ્રદક્ષિણા, ગુણ ગાતાં ગાતાં—
આપરૂપે થઇએ અમે, તમને ઉર ધ્યાતાં;—
રસવતી સરસ્વતિ ! કીજીએ, આ અમ જિહ્વાને;—
મા ! જ્ઞાનનું પ્યાલું આપજો, અમને પીવાને;—

श्री ज० देवी.

## स्त्रीओ केवी जोईए छे?

**पद २ (લાવણી)**

જોઇએ છે, જોઇએ છે, ઘરઘર પતિવ્રતા સ્ત્રી જોઇએ છે,
ક્લેશભર્યા સંસારને સ્વર્ગસદનસમકર્તી+ જોઇએ છે.
પતિને પ્રભુ માનીને પતિને સેવા કરતી જોઇએ છે,
સહાય કરી પતિના કાર્યે; પતિશ્રમને હરતી જોઇએ છે.
પવિત્રતા, મનહરતા, મૃદુતા, મધુરતા ભરી જોઇએ છે,
પતિને પ્રસન્ન કરવા અર્થે મુખની સ્મિત ભરી જોઇએ છે.
દર્શન કરતા પૂજ્યભાવ પ્રકટાવે એવી જોઇએ છે,
ઉત્સાહ વચનથી હૈયું હરખાવે એવી સ્ત્રી જોઇએ છે.
આત્મ પ્રકાશિત બુદ્ધિથી મન છાઇ દેનારી જોઇએ છે,
જીવનરસનો લ્હાવો આપીને લેનારી જોઇએ છે.
અન્ય સ્ત્રીઓનું હિત કરી, તેની દુઃખભાગિની જોઇએ છે,
નિજ ગૃહને સુખ સાગર કરનારી ગૃહરાજ્ઞી જોઇએ છે.

श्री उपेन्द्र

---

## हृदयनी एकज मनेच्छा.

**પદ** ૩ (મારી કરીને મોહબાણુ એ લય.)

આવી મારી ઝુંપડીમાં આજ, મારા સ્વામી, !
એ...પાવન કીજે આ દીનદાસ.
કોણ જાણે મારી આપ વિના દાઝ, મારાસ્વામિ ?
કરશો મને ના નિરાશ;

---

+ સ્વગ સદન જેવું ઘર કરનારી.

નથી આસન રૂડું પ્રભુ બેસાડવા.
નથી ષડ્રસ ભોજન જમાડવા,
મારો સ્વીકારો રોટલો ને છાશ. મારા સ્વામિ ?—૦
મારી પાસે ન દિવ્ય વસ્ત્ર નાથ આપવા.
નથી પુષ્પહાર આપ કંઠે આરોપવા,
માનો પુષ્પહાર અર્પું તુચ્છ ઘાસ. મારા સ્વામિ ?—૦
હું છું દુર્બળ નં ચરણમાં કાંઈ મૂકવા.
મૂકું માથું પદે રીઝો પ્રભુ સ્વીકારવા,
જોજો, ભાવ જોશો સામગ્રી ન ખાસ. મારા સ્વામી ?—૦
સાધન સદ્‌ગુણહિન હું છું આળસુ પુરો.
દુઃખસાગરે ડુબેલો છું નિત્યનો ગુરો,
મારે એક માત્ર આપનો વિશ્વાસ. મારા સ્વામી ?—૦
નથી મારે વૈભવોને નાથ માગવા.
ઇચ્છું સામર્થ્યને ન આપથી આગવાં,
યાચું એજ રાખો નિત્ય ચરણ પાસ. મારા સ્વામિ ?—૦
નાથ નરહરિ દયા આજ દર્શાવજો.
મારી રંકની પર્ણકૂટી શોભાવજો,
નાંખીશ આવશો ન ત્યાં લગી નિશ્વાસ. મારા સ્વામિ ?—૦

છોટાલાલ જીવનલાલ

———

# चंन्द्रज्योत्स्नानी जगत् उपर असर.

પદ ૪ (મને આવે છે ફેર. એ લય)

ખિલી રૂપેરી રાત, આ શી છવાઈ રહી ચાંદની,
ભાસે સઘળું કંઈ શાંત, સૃષ્ટિ આ દીસે આનંદની,
વૃક્ષ વેલી વળી ફળફુલ આ, કેવાં દીસે પ્રફુલ,
જ્યોત્સ્ના રસ ચુગતાં,
મંદ મંદ ડોલતાં,
મદમત્ત થાય; આ શી—૦
કંઈક મધુર રસ અવનવો, માણે કુમુદિની એક,
એને જુએ ચન્દ્રમાં,
એહ જોતી ચન્દ્રમાં,
ચન્દ્ર ચન્દ્ર ગાય; આ શી—૦
દૂર દૂર પેલી નદી નાચતી. કંઈક કરતી અવાજ,
વ્યોમવાસી ચન્દ્રનું,
બિંબ ઉર શમાવતું,
કેવું જલ જણાય; આ શી—૦
દિવ્ય સ્નેહ માણનારા જોડલાં, રમે રજનિની માંહ્ય,
નિર્દોષ આનન્દમાં,
રમતા સ્વચ્છંદમાં,
એકરૂપ થાય; આ શી—૦

શ્રી જ૦ દેવી.

———

## अमे स्वर्गसदन केरी महादेवीओ ?

ગરબો પદ ૫

અમે સ્વર્ગસદન કેરી મહાદેવીઓરે લોલ,
પતિભક્તિ કરી પતિને સદા સેવીએરે લોલ,
અમે મીઠી જીવન સરિતા છીએરે લોલ,
સંગી જનનેં તો સુખ સાચું દીએરે લોલ;

આસા ઉલ્લાસ કેરી મહામૂર્તિઓ સ્ત્રીઓને જગમાં સત્ય કથી છે,
અંગ પુરૂષનું દીપે પ્રકૃતિથી, વાણી એવી સત્ય શાસ્ત્રે વદી છે,
અર્ધાંગના નિજ જીવનની દાતા, વિશ્વમાં એકજ નારી ખરી છે,
લલિતવિલાસીની, મધુરહાસિની, સત્યભવે એહ આપે ઠરી છે.

કુલ ઉદ્ધારે સતિ ગુણવાન, આવે કોઇ ન એની સમાન,
લાગ્યું પતિસેવા માંહિ તાન, ભૂલે દ્રષ્યને ભૂલી નિજ ભાન,
સ્ત્રીને સાચા છે પતિ ભગવાન.

સત્ય પ્રેમનીજ પ્યાસી, યૌવન કેરી રાશિ,
ગ્રહેતા સુરવાસિ, થઈ રસના વિલાસી.

અમે જગતની ઉત્પત્તિ સ્થિતિ છીએરે લોલ,
અમ વિના આ વિશ્વ અટકી પડેરે લોલ;

प्रभुशंकर

———

## सुखीजीवनगृह.

### પદ ૬

પનોતું જાણજો, સુખીજીવન ગૃહ તો સદાય.
જે ઘરમાંહિ કુટુંબી જન સઉ,
પરસ્પરને બહુ સ્નેહથી ચહાય; પનોતું ૦
નાના મોટાં ઘરનાં જન સઉ,
ઘડીભર સાથે બેસી ગાય; પનોતું ૦
ભલે હોયને સુકા ટુકડા
પરંતુ સઉ સાથે મળી ખાય; પનોતું ૦
દંપતી સાથે સાધે સ્નેહે,
ક્રિયા જે સહકારિ કહેવાય; પનોતું ૦
કુળી સરખાં બાલક પણ જેમાં.
પ્રફુલ્લિત બનતાં–ખીલતાં જાય, પનોતું ૦
સર્વ વડે જ્યાં સદા સર્વદા,
હેતે અતિથી આતિથ્ય કરાય; પનોતું ૦
પતિ પત્ની જ્યાં એક બીજાને.
જરી જરી જોતામાં હરખાય; પનોતું ૦
બેસી પરસ્પરમાં નિજ હિતની.
નિરંતર કંઇ કંઇ વાતો થાય; પનોતું ૦
ભલે ન હોયે કોચ ખુરશી પણ.
બીછાનું સ્નેહનું જ્યાં પથરાય; પનોતું ૦
એક રાગને એક રૂપતા
સદોદિત જ્યાં અનવધિ રેલાય; પનોતું ૦

(જે) હર્ષે હસતાં, ક્લેશે હસતાં
રહે જે સદા સંતોષની માંહ્ય; પનોતું ૦
પ્રભુનું નામ સ્મરણ જ્યાં થાતું,
સુખી જીવનગૃહ તેજ ગણાય; પનોતું ૦
નિજ ઘરને એવું કરવાને,
થતો તત્પર સજ્જન સમુદાય; પનોતું ૦

શ્રી उपेन्द्र

---

## सौभाग्यवतीना एक कर्तव्यसंबंधमां शास्त्रनीतिनुं कथन.

પદ ૭. (સખિ આંટી ઉકેલો, એ લય).

સાસરીએ વસજો સખો મારી, એ શાસ્ત્રે નીતિ ઉચ્ચારી
સઉના મનને ત્યાં સંભાળી, રહેજો વૃત્તિવેગો ખાળી,
હોય જે જે કુટેવો તે ટાળી;—
મોટાંઆગળ દબતાં રહેજો, કહે તે રીતે પ્રીતે વહેજો,
વદે મર્મવચન તો સહી લેજો;—
અપમાન સખિ! ન કોઇનું કરશો, કદી ભ્રકૂટી ચઢાવી ન ઉચ્ચરશો,
જેમ નમ્ર થશો તેમ યશ વરશો;—
વદશો નહિ મહીઅરમોટાઈ, એ સમ હલકું બીજું નાહીં,
હોય રાજ્યસમું સુખ છો ત્યાંહી;—
મહીઅર સુખ કામ નહિ આવે, સદ્‌ગુણી પતિઘર શોભાવે,
તે માતપિતા નિજ વખણાવે;—
ભુલથી પણ બોલો ન કટુકુવાણી, મન ઉંચું થવાની (એ) એંધાણી,
મૃદુ વાકયો વદજો હે શાણી;—

સાગરસમ મન મોટું કરજો, કડવાં વચનો તેમાં ભરજો,
રહી શાંત સ્વધર્મે વિચરજો;—
છે એમાં શોભા સ્ત્રીઓતણી, આ રીત અહી થાજો ગૃહિણી,
આ સાચું કહું છું બહેનપણી;—
જો દુઃખ; પહેલું તમે સહી લેશો, પાછળથી સઉને પ્રિય થશો,
સન્નિશ્ચયથી ના કદી ડગશો;—
વળી એક કહું છું હું તમને, તે કદી ન વિસરશો સ્થાપો મને,
એથી સુખ સાચું સ્ત્રિઓ લણે;—
કરો કામ સજીને ખોટાઇ, સાસરીએ જશો તો વખણાઇ,
પ્રીતિ કરવાની રીત આ બાઇ:—
પતિને પરમેશ્વરરૂપ માનો, ના ભેદ જરા અંતર આણો,
પતિ પ્રસન્ન કરીને સુખ માણો;—
આ રીતે જે રહે આનંદે, તેને જન સહજે અભિનંદે,
સતિ સાચી ગણી તેને વંદે:—

प्रमीलाबहेन.

---

## म्हारो हिंचको.

पद ८

મ્હારો હીંચકોરે, અમરવેલડીની માંય,
અમરવેલડીની માંય,
અમરવેલડીની માંય,
મ્હારો હીંચકોરે, અમરવેલડીની માંય;

વીજળી જેમ ગગન માંહ્ય,
કવિતા કવિનયન માંહ્ય,
એમ હીંચી હૃદયમાંહ્ય,
પ્રેમરાય,
ગાય;
પ્રેમ હીંચકોરે. હૃદય વેલડીની માંહ્ય
હૃદય વેલડીની માંહ્ય,
હૃદય વેલડીની માંહ્ય;
પ્રેમ હીંચકોરે, હૃદયવેલડીની માંહ્ય;

નાનાલાલ કવિ.

---

## ગરબો.

પદ ૯ ( મોહન વિરહે આલી હું દીવાની કરૂં એલય)
રસિક નલિની, આંહિ હું ડોલંતી ખીલું.
આંહિ ન્યાળી, હું ચંદ્ર શૃંગારે ઝીલું;
ધવલરશ્મિ શુભ્રાંશુએ, પ્રેરી મુજ ઉર માંહ્ય
પછી અમૃતરસને સીંચી, રસ બસ કરી મુજ કાય
હૃપ ઉલટયો, અંગ મસ્ત બન્યું જે હતું ઢીલું;—રસિક૦
ઉભય વિષે ઉરથી અતિ જામ્યો દૃઢ અનુરાગ
ભક્તિરસ મુજ નયનથી ગ્રહે જોઇ એ લાગ.
નવસ્પર્શે, હવે: કામ બાણ ડંસીલું;—રસિક૦
દિવ્ય પ્રેમ રસ ઉભયનો, એક બીજાની માંહ્ય
આકર્ષાઈ જતાં સદા, અનંત જીવન લહાય

એવું ચૈતન્યરૂપ થયું યુગ્મ રંગીલું;—રસિક૦
પિયુ હરખે નિરખી મને, પિયુથી હું હરખાઉં
અદ્દ્ભૂત યોગાનંદનો શો અનુભવ હું ગાઉં;
તેહ કથતાં, મુખડું પડી જાય છે વીલું;

**श्री उपेन्द्र.**

---

## पतिसहचारिणी रहेवा प्रबोध.

પદ ૧૦ (માલણ ગુંથી લાવ, એ લય.)

પતિસહચારિણી થજો દેવિ! સીતા, સાવિત્રી, દમયંતીજેવી—
જ્યારે રઘુવીર વનમાં સીધાવ્યા, અનુગામિની સતી પણ આવ્યાં,
તેને રાજ્યવિભવ નવ ભાવ્યાં;—પતિ૦
સાવિત્રીએ ત્યજ્યા અલંકાર, માન્યાં વલ્કલ, સારા શૃંગાર;
કર્યો પતિની પ્રીતિનો વિચાર;—પતિ૦
દમયંતી સુકુમારી નારી, નળે વનમાં ત્યજી તે બિચારી,
તો એ નળ નળ વાણી ઉચ્ચારી; પતિ૦
જેમ વૃક્ષથી વૃક્ષની છાય, પડે કદી નવ જુદી જરાય,
તેમ પતિસહ રહેજો સદાય;—પતિ૦
ગમે જે જે પતિને તે કરજો, રુચે તમને તે સઘળું વિસરજો,
પતિની પ્રીતિમાં પ્રીતિ ધરજો;—પતિ૦
પતિપગલામાં પગલું તમારૂં, મૂકો સમજીને હિત કંઇ સારૂં,
ઉંડું એમાં રહસ્ય છે ન્યારૂં;—પતિ૦
તમે સારસસમ યુગ્મ થાજો, અન્યોઅન્ય પ્રેમે આકર્ષાજો,
ઉંચા સ્નેહમાં અંતે વિરાજો;—પતિ૦

**प्रमीलाबहेन.**

## પોતાના પ્રિયતમને સંમુખ જોતી વૃત્તિનાં રસભરિત વચનો–

પદ ૧૧ શિતલચંદ્ર જેવું વદન કાંતિમાન. એ લય )

કંદર્પ કોટિ સરખી, આ મૂર્ત્તિ શી લહાય.
અવનવું આ નેત્રે ન્યાળી, ઉરમાં કંઇ કંઇક થાય;
જોવાએ ઇચ્છું ન તોએ, જોવાઇ જવાયે છે.
સાવધ રહું તોએ છુપાં રોમાંચ થાયે છે.
મનથી ચહું એના દૂર જાય, જાય જાય કે વિલાય––
લજ્જાનું કારણ નહિ પણ લજવાઇ જવાયે છે.
ઇચ્છું ન, તોએ ભાવો ભજવાઇ જવાયે છે.
કારણ જે આતું ગુપ્ત કાંય કાંય, કાંય (તે) ન જણાય;—
એને હું હસતી જોતાં, હુંથી હસાયે છે.
એને હું વસતી જોતાં, હુંથી ધસાયે છે.
પ્રેમામૃત આંખલડીએ પાય, પાય, પાય, હરખાય;—
એને કરૂં પરવશ કે એ મુજને બનાવે છે.
એના પ્રતિ જઉં હું કે એ મારા પ્રતિ આવે છે.
અટપટું એવું આ શું થાય, થાય, થાય, ન કળાય;—
શમાય એ મુજમાં કે હું એમાં શમાઉં છું.
મારાથી એ કે એનાથી હું શરમાઉં છું.
મારાથી જાણ્યું ન જાય, જાય, જાય, એ જરાય;—
જાણ્યો જાણ્યો આ બધો ખેલ તો ઠાલો છે.
આકર્ષે આકર્ષાયે, એ તો મુજ વહાલો છે.
શમીએ આ એક બીજા માંહ્ય, માંહ્ય, માંહ્ય તે સદાય—

श्री उपेन्द्र

# आपनी प्रभु ! आपनी.

પદ ૧૨ ગઝલ–( ન્યારી સ્થિતિ આ૦—એલય. )

મારા પ્રભુ હું યાચું કંઇ ઝાંખી કરાવો આપની,
ઘડીભર ઉરે આ આવી દર્શાવો પ્રતિમા આપની.
ના દૃષ્ટિએ ચઢવું લહો એમાં ખુબી શું આપની ?
તો તો કહો શા કામની, મુજને, પ્રતિમા આપની ?
નથી યોગ્યતા અંતરતણી,:પણ માત્ર જાણી આપની,
આ આપનીને આપ દર્શાવો પ્રતિમા આપની.
ચાતકસમી આ વૃત્તિ નિત્યે આશ ધરતી આપની,
તે તૃપ્ત નથી થાતી વિના જલઅંજલિ પ્રભુ ! આપની.
બાળો હૃદય વિરહાગ્નિએ એ પણ કસોટી આપની,
(આ) દૃષ્ટિવૃષ્ટિથી ભીંજાવો, એ કૃપા પણ આપની.
અત્યાર સુધી હું આવી છું પ્રભુ ? કસોટીમાં આપની,
દૃષ્ટિપ્રપાતની કોટિમાં સ્થાપો મને કંઇ આપની.
જેવી ગણો તેવી તથાપિ આપની તે આપની,
આપ પ્રભુ પ્રકટો મને માની સદાની આપની.
હું બોલું અંતર્ બહિર્ ધ્રુનિ જગવીને પ્રભુ આપની,
આપની છું, આપની છું, આપની છું, આપની.

प्रमीलाबहेन.

---

## आंतरवृत्तिने अभ्यंतर प्रदेशनो अनुभव लेवा निमंत्रण.

**પદ** ૧૩ ( ગરબે રમવાને ગોરી,—એ લય. )

રમવા આવોને સાધકસુંદરી રે લોલ,
આ ભૂષણ, વસન દિવ્ય ઉર ધરી રે લોલ,
રમતાં રજનિમાં રસ રેલીએ રે લોલ.
હૃદયાકાશે ચમકતો, ચારુ ચૈતન્યચંદ્ર,
વૃત્તિકુમુદિની નિરખતી, પામે અતિ આનંદ.
દૈવી પ્રેમનૂપુર ઝણુકારથી રે લોલ,
ગજવી આ વિશ્વ ચમકાર ઝમકારથી રે લોલ,
આવો, આનંદે અતિ ખેલીએ રે લોલ;—
સદ્‌ગુણપુષ્પની મહેકતી, મીઠી મંદ સુગંધ,
મસ્ત બનાવી જે કરે, સ્વરૂપવિષે સંબંધ
આવો આવો, દેવિ ! મધુરહાસિની ! રે લોલ;—
બનીને ઉલ્લાસી, થવા બ્રહ્મપદનિવાસિની રે લોલ;—
ભીંજવો હૈયાં, અનુભવહેલીએ રે લોલ;—

**श्री ज० देवी.**

---

## पति अनुरक्त वृत्ति.

**પદ** ૧૫ (માળા જપું તમ નામની. એ લય)

છાયા હું છું તમ નાથજી, નિશદિન કરૂં સેવા,
રહેતી સદા તમ સાથજી મમ અંતર દેવા. છાયા૦
પતિદેવ એક સાચા.
બીજા બધા દેવ કાચા,
ગાતિ હું પતિ ગુણ ગાથજી. નિશદિન કરી સેવા. છાયા૦

દુભવું ના કોઈ રીતે,
રાજી સત્ય રાખું પ્રીતે.
પતિવૃક્ષ કેરી હું વેલડી, નિશદિન કરી સેવા. છાયા૦
અવગુણ સઘળા હું ત્યાગી,
રહું પતિ ભક્તિ માગી.
જપું જાપ નિત્યે પતિ નામના, નિશદિન કરી સેવા. છાયા૦

प्रभुशंकर.

---

## स्त्री जातिना अज्ञाननो हेतु.

પદ ૧૬

પત્ની પછી શું કરે, જો ન આપે પતિ કાંઈ જ્ઞાન,
એક વેલીને લાવીને માળીએ પછી પાણી ન પાયું લેશ.
સુકાઇ તેમાં તેનો વાંક શું રે, એનો માળી મળ્યોજ્યાં નેશ; પત્ની૦
એક પશુને બાંધ્યું બારણે પછી પોષ્યું ન આપી ઘાસ,
પાલક થઈ તેણે વાળીયું રે, નિજ પશુ કેરૂ સત્યાનાશ; પત્ની૦
વાદ્યંત્રતો આણ્યું પછી તેને નાંખી મૂક્યું ખૂણાં માંહ્ય,
સમય આવે રૂડું ન બોલીયુ રે, એમાં દૂષિતશુ વાદ્ય ગણાય; પત્ની૦
હાથ ઝાલીને સ્ત્રી લાવીને પછી નાંખી ઘરની માંહ્ય.
લક્ષ ન આપ્યું સુધારવારે, પછી ક્યાંથી તે સુધરી જાય; પત્ની૦
સ્ત્રી દ્વારા વિધવિધ કાર્ય કરાવવા ઇચ્છે પતિ હંમેશ.
પણ તે કાર્ય કરવા તણું રે જ્ઞાન પતિ નવ આપે લેશ; પત્ની૦
લઢયે વઢયે ઝઘડયે કદી નવ મળતું સ્ત્રીને જ્ઞાન,
અકળાયા વિણ પ્રીતિભાવથીરે, ક્ષણક્ષણ સમજાવ્યે
થાય જ્ઞાન ભાન પત્ની૦

પામી પતિએ દીધેલ જ્ઞાનથી, મૈત્રેયી બ્રહ્મજ્ઞાન,
સમર્થ પતિના પ્રભાવથીરે, પત્ની હણીશકે નિજ અજ્ઞાન; પત્ની૦
સંપૂણુ દોષ ન સ્ત્રી તણો જો હોય તેહ ગમાર,
મુખ્યત્વે સ્ત્રીના અજ્ઞાનનોરે, નિજ પુરૂષને માથે છે ભાર પત્ની૦
કરવી કુશલ નિજ પત્નીને કાર્યમાં રાખી સાથ,
કરવી નિપૂણ વિધવિધ રીતેરે. એ છે સુશીલ પતિને હાથ; પત્ની૦

શ્રી જ૦ દેવી.

---

## રાસક્રીડા.

પદ ૧૭. ( જુમનાને તીરે જાદુવાળે--એ લય. )

હૃદયવનમાંથી આજ મારા પ્યારે, મીઠી વાંસળી વગાડી
મધુર દિવ્ય સ્વર કાઢી તેના દ્વારે, મને સેજથી જગાડી.
ભાન ભૂલી મારૂં હું તો, દોડી વહેલી હાં હાં,
મારા અંતરમાં પ્રીતડી લગાડી; હાંહાંરે- હૃદય૦
દિવ્યનાદની વાંસળી, કોમળ પ્રભુ કર માંહિ,
ઓષ્ટ અધરપર આવીને, કાઢે સ્વર સુખદાઈ.
મોહન મંત્ર શુણીને કાંઇ ગુપ્ત, મુખપર સ્મિત વિલસે છે.
હર્ષ ઉલટી ઉલટીને મારો આજ, ઉરથી બહાર પ્રસરે છે.
નિર્મલ શરદના અભ્રમાંહિ ચંદ્ર તો ખીલી,
મૃદુ ધવલ રશ્મિને દીધી સદ્ય પ્રસરાવી.
રજનિ થઈ ખટ માસની,ભાગ્યાં વિરહનાં દુઃખ,
સઉ ગોપી સંગે મળી, લે દિવ્ય પ્રેમરસ સુખ. હૃદય૦
રમતાં રમતાં રાસની ક્રીડામાંહિ પ્રભુથી એકતા ધરે છે;

જ્યોતિ જ્યોતિને જોતાં માંહિ આજ જ્યોતિરૂપ થઇ ફરેછે ?
હવે ન્યારી કલ્પે ન એ તો, આજથી થાવી,
ઐકય સાચું પ્રભુથી ( એ ) કરે છે; હાંહારે--
રહસ્ય રાસક્રીડા તણું, વીરલા જન તો કોઇ,
સમજી અંતરના વિષે, રહેતા સુખમાં સ્હોઇ;

प्रभुशंकर.

---

## अंतिम उपदेश.

### પદ ૨૦

( ખુદ હાથોથી, જે થયું કામ થકાવે એ લય. )

ગૃહદેવીઓ ? ઉત્તમ ગૃહિણી થાજો.
અમૃત પાજો, રસ છાજો
આશ્રમ માંહિ ગણાય જે શ્રેષ્ટ ગૃહસ્થાશ્રમ,
તે આશ્રમના પ્રાણરૂપ તમેજ સર્વોત્તમ
એ આશ્રમને શોભાવજો, દીપાવજો, ખીલાવજો
ઝળકાવજો, પ્રકટાવજો, પતિપ્રણય સુરસ ઝાઓ,—
જે સર્વોત્તમ પાળતી ગૃહીપણાના ધર્મ,
તેજ લહે આ વિશ્વમાં કુલ ઉદ્ધારક મર્મ,
નિજ પતિમાં સ્નેહ વધારીને, પ્રભુધારીને મોહમારીને
ભયદારીને. પતિ હૃદય સદન રાજો,—
અર્ધનટીશ્વર રૂપ છે, પતિપત્નીનું સ્વરૂપ,
બનીને રસીયાં દંપતી. જીવન લહો અનુપ,
આત્માથી આત્મા ભેળજો, મન મેળજો, તનુ હેળજો,
રસ રેલજો, ખુબ ખેલજો, પતિસહ અનુસંધાજો.

श्री उपेन्द्र.

---

# પ્રગતિ મંદિર તરફથી પ્રકટ થએલાં પુસ્તકોનું

# સૂચીપત્ર.

### પ્રભુશંકર નરસીરામ વ્યાસ તરફથી લખાયેલાં પુસ્તકો.

---

## મૂલ્યવાન રત્નો.

વિપત્તિ અથવા બીજાજ કોઇ એવા કારણથી મનુષ્ય જ્યારે નિરાશાના સમુદ્રમાં ડુબકાં ખાય છે ત્યારે તે વખતમાં તેવા મનુષ્યોને ઉત્સાહ આપનાર અને જીવનની મહત્તા સમજાવનાર આ લઘુ પુસ્તક એક નાવ સમાન છે. ગમે તેવી ઉદાસીનતામાં પણ તે પ્રસન્ન રહેવાનું શિખવે છે, મૂલ્ય અર્ધો આનો. પોસ્ટેજ અર્ધો આનો, સામટી રૂપૈયા એકની ચાળીશ.

---

## સદ્બોધ સ્તવન માળા.

આ લઘુ પુસ્તકમાં જ્ઞાન તત્વવિચાર અનુભવ વૈરાગ્ય આદિ વિષયો ઉપર લખાયલાં લોકપ્રિય પદ્યોમાંથી ખાસ ચુંટી કાઢેલા પદ્યોનો સમાવેશ કર્યો છે, મૂલ્ય આના બે પોસ્ટેજ ૦-૦-૬

---

# કાવ્ય-કુસુમ.

જ્ઞાન, તત્વવિચાર, અનુભવ તથા ભક્તિરસથી સંપૂર્ણ ભરેલાં ઉત્તમોત્તમ પદ્યોનો સંગ્રહ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. વળી આધુનીક નાટકોના પ્રસિદ્ધ ગાયનોના રાહમાં તે બનાવેલાં છે. નાટકના વિલાસપ્રિય શૃંગારી ગાયનો ગાવાથી જ્યારે નઠારી અસર થવાનો પ્રસંગ આવે છે ત્યારે આ પુસ્તકમાં આવેલા પદ્યને ગાવાથી વૃતિ શાંતિ સરિતમાં ઝબકોળાઇ રહે છે: ઉછરતા યુવકોના હાથમાં મૂકવા લાયક આ પુસ્તક સર્વ રીતે શ્રેષ્ટ છે. કેમકે તેમાં આવેલા પદ્યોને શાંતિપૂર્વક ગાવાથી મનના સઘળા વિકારી અને પ્રતિકૂળ ભાવો સમી જાય છે. પુસ્તકને બહારથી તેમજ અંદરથી સુંદર રીતે છપાવી શોભામાં ખાસ વૃદ્ધિ કરી છે, મૂલ્ય આના આ પોષ્ટેજ ૦-૧-૦ જુદું.

---

# પ્રાણાયામ-ભાગ ૧ લો.

આ પુસ્તક પ્રાણાયામ સંબંધી સઘળી માહિતી આપે છે. સરળમાં સરળ અને એક ન્હાનું બાળક પણ સમજી શકે તેવી તેની સહેલી ભાષા છે. તેથીજ ટુંક વખતમાં સર્વ સ્થળે લોકપ્રિયતાને પામ્યું છે. યોગવિદ્યા પ્રાણાયામ એ શું છે તથા તેને કરવાથી શા લાભ પ્રાપ્ત થાય છે. પ્રાણ અને જીવનનો સંબંધ. પ્રાણાયામ સંબંધી આપણા ઋષિ મુનિઓ અને પશ્ચિમના વિદ્વાનોના અભિપ્રાયો. પ્રાણ સંબંધી અધિક માહિતી. પ્રાણાયામ કોનાથી થઇ શકે છે. સ્ત્રીઓનો તે કરવાનો અધિકાર છે કે નહિ. પ્રાણાયામનું પ્રથમ

અંગ. પ્રાણાયામથી જીવનને શી રીતે વધારવું તથા થએલા વ્યાધિને શી રીતે મટાડવા. આસન. યથાર્થ શ્વસનક્રિયા. શરીરમાં રહેલા સાત ચક્રો. લોમવિલોમ પ્રાણાયામ, મુખ્ય આઠ પ્રાણાયામ. અને તે કેવી રીતે કરવા. વીગેરે બીજી સેંકડો ઉપયોગની બાબતોનો તેમાં સમાવેશ કર્યો છે.

લગભગ અઢીસેં પૃષ્ટના ચિત્રવાળા આ પુસ્તકની કિંમત માત્ર આના આઠ—તેનો સર્વ કોઇ એક સરખી રીતે લાભ લઇ શકે તે અર્થેજ રાખવામાં આવી છે. પોષ્ટેજ આનો એક જુદું.

# શ્રી શ્રેયઃ સુધાકર.

## પ્રેરક શ્રીયુત દુર્ગેશ્વર નટવરજી ત્રીવેદિ બી. એ. હજુર ડેપ્યુટી કલેકટર સુરત.

આ પુસ્તકમાં શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગના અગ્રગણ્ય સ્ત્રી પુરૂષો શ્રી-નૃસિંહાચાર્યજી, શ્રીમદ્દ ઉપેન્દ્રાચાર્ય, શ્રીમાન્ છોટાલાલ માસ્તર, શ્રીયુત કણિયા, શ્રીયુત સંઘવી, શ્રીયુત કૌશિકરામ, વીગેરે તેમજ બીજા અન્ય સજ્જનોના તથા સ્ત્રીઓના બનાવેલા જ્ઞાન તત્વવિચાર અનુભવ ભક્તિ, વૈરાગ્ય વિગેરે વિષયો ઉપર લખેલા પદ્યોમાંથી ખાસ ચુંટી કાઢેલાં અસરકારક પદ્યોનો સમાવેશ કર્યો છે. વળી પુસ્તકની શરૂઆતમાં શ્રીયુત દુર્ગેશ્વરભાઇનો લખેલો **જીવનોદ્દેશ** નામનો બોધક અને હૃદયગંમ લેખ ખાસ વાંચવા વિચારવા યોગ્ય છે, ૨૫૦ પૃષ્ટનાં પાકાં પૂંઠા અને સોનેરી નામ સાથે બે છબીઓ સહીતના આ પુસ્તકનું મૂલ્ય રૂપૈયો એક રાખવામાં આવ્યું છે, પોષ્ટેજ આના બે જુદા.

---

## વાર્તાના શોખીનો જુઓ.

# સંસાર દર્પણ.

બાબુ રમેશચંદ્રદત્તની ગુજરાતીમાં કદિ નહિ છપાયલી મન-મોહક બોધદાયક સર્વોતમ નવલકથા. સંસારનો આબેહુબ ચિતાર-પાકા પૂંઠાનું ૨૫૦- પૃષ્ટનું દળદાર પુસ્તક. કિમત માત્ર એક રૂપિયો પોષ્ટેજ ૦-૧-૦

---

# ગૃહસ્થાશ્રમ.

## પુષ્કળ સુધારાવધારા સાથે-ત્રણ રંગના ચિત્રો સહિત આવૃત્તિ બીજી.

ગૃહસ્થાશ્રમ સંબંધી સંપૂર્ણ માહિતી આપનાર સ્ત્રી પુરૂષ અને બાળક એ સર્વના હાથમાં એક સરખી રીતે મૂકવા લાયક પુસ્તક ઘણાં શોધે છે, તેમની જીજ્ઞાસા આ પુસ્તક પૂર્ણ કરશે. તેમાં ગૃહ-સંસારને સુધારવાના બની શકે તેવા સરળ અને સાચા ઉપાયોનું વર્ણન સર્વોત્તમ વાર્ત્તાઓ અને નિબંધોદ્વારા આપવામાં આવ્યું છે. થોડાજ સમયમાં તેની એક હજાર ઉપરાંત નકલો ખપી ગઈ છે. અને હજી નિત્ય ખપતી જાય છે. દરેક ગૃહમાં રાખવા લાયક આના જેવું ઉપયોગી બીજું પુસ્તક તમને ભાગ્યેજ મળશે તેની એકજ પ્રત મંગાવ્યાથી તેની ખાત્રી થશે. સુંદર છાપ, પાકું પુઠું પૃષ્ઠ ૪૫૦. ફોર્મ ૩૦ ના ચિત્રો સહિતના આ પુસ્તકનું મૂલ્ય ફક્ત દહોડ રૂપિઓ રાખવામાં આવ્યું છે. પોષ્ટેજ ૦-૨-૦

---

# આરોગ્ય.

આરોગ્ય સંબંધી સઘળી માહિતી આપનાર અમારા તરફથી હાલમાંજ પ્રકટ થયલું નવીન પુસ્તક, તેમાં આરોગ્ય રહેવાના ઉપાયો, વ્યાધિનું સ્વરૂપ, કુદરતી ઉપાયોથી વ્યાધી શી રીતે મટાડી શકાય, ઘરગથુ દવાઓ સરળ કસરતો વગેરે અનેક બાબતોને સમાવી છે. છેક્ષામાં છેક્ષી શોધ અનુસાર વ્યાધિ મટાડવાના અને નવજીવન પ્રાપ્ત કરવાના સર્વથી બની શકે તેવા ઉપચારોનું વર્ણન આ પુસ્તકમાં અતિ વિસ્તારથી કરેલું છે. દરેક કુટુંબમાં રાખવાલાયક આ સચિત્ર પુસ્તકની કીંમત ફકત આના દશ રાખવામાં આવી છે. પોષ્ટેજ ૦-૧-૦ જુદું.

---

# પ્રાણચિકિત્સા.

સોનાની ખાણ જેવા કિમતી અને ગુપ્તભેદો જાણવા હોય, દુ:ખી અને નિર્બળ ન રહેવું હોય, તો પ્રાણચિકિત્સા મંગાવો. લોકપ્રિય પુસ્તક પ્રાણાયામના અનુસંધાન રૂપ રાજયોગની ગુપ્ત ક્રિયાઓને દર્શાવનાર ઉપયોગી પુસ્તક. મૂલ્ય આના ત્રણ પોષ્ટેજ સાથે.

---

# રૂદ્રાક્ષજાબાલોપનિષદ.

રૂદ્રાક્ષ કેવા પેહેરવા તેને પહેરવાથી કેવું ફળ થાય છે. રૂદ્રાક્ષની ઉત્પત્તિ તેની પરીક્ષા વગેરે અનેક બાબતોથી ભરપુર પુસ્તક. આ પુસ્તકમાં આડકતરી રીતે આપણા શાસ્ત્રમાં લખેલી કેટલીક ક્રિયાઓના અર્થ બહુ સરળ રીતે સમજાવ્યા છે. મૂલ્ય આના છ પોષ્ટેજ ૦-૦-૬

---

# સ્ત્રી સુબોધક વાર્તામાળા

સ્ત્રીઓને ઉપયોગી રસિક અને ઉત્તમ બોધથી ભરપુર સંપૂર્ણ દશ વાર્તાઓનું પુસ્તક મૂલ્ય આઠ આના પોષ્ટેજ ૦-૧-૦

---

# સુખનો મહામંત્ર.

તમે જ્યારે ચોગરદમ દુઃખથી ઘેરાયલા હો,
બચવાનું એકપણ સાધન રહ્યું ન હોય.
સર્વ સ્થળમાંજ નિષ્ફળતા અને નિરાશા મળતી હોય.
તે વખતમાં
આ પુસ્તક વાંચો. તે એક સુખનો મહામંત્રજ છે.
એના વાંચન અને મનનથી તમારી રગેરગમાં ઉત્સાહ ઉભરાશે. જીવન બળ પ્રાપ્ત થશે. અને તમે સુખના સાગરમાંજ મહાલશો. સર્વ કોઇ એક સરખો લાભ લે તે અર્થે કિંમત ફકત બે આના. પોષ્ટેજ ૦-૦-૬.

---

## સમગ્ર ધર્મ અને વેદાંત શાસ્ત્રના સર્વોત્તમ સંગ્રહરૂપ અત્યુત્તમ ગ્રંથ.

# સૂતસંહિતા.

પ્રગતિ મંદિર તરફથી બહાર પડેલાં તમામ પુસ્તકોમાં આ પુસ્તક પ્રથમ પદે વિરાજવા યોગ્ય છે. વેદાંત, ધર્મ, તત્વવિચાર, જ્ઞાન, ભક્તિ, વગેરેના સાધનો તથા તેના પ્રકારોનું તેમાં યુક્તિ,

પ્રયુક્તિથી એવી સરસ રીતે વર્ણન કરવામાં આવ્યું છે કે તે વાંચતા અંતઃકરણમાં ખરા રહસ્યનું ભાન થઈ સાચી પ્રસન્નતા પ્રકટે છે. મનુષ્યોને જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય, અને કર્તવ્યની દિશાનું ભાન કરાવનાર પુસ્તકો આજના સમયમાં અનંત છે. અને તે સર્વ વાંચતાં થાકી જવાય છે. આ પુસ્તક બધાના સાર રૂપ છે. તેના એકનાજ વાંચ-નથી જાણવાનું અને પ્રાપ્ત કરવાનું સઘળું મળે છે. આ પુસ્તકનાં ચાર ખંડ છે. **૧ શિવ માહાત્મ્ય ખંડ, ૨ જ્ઞાનયોગ ખંડ, ૩ મુક્તિખંડ, ૪ યજ્ઞ વૈભવ ખંડ.** આ ચાર ખંડ થઇને તેમાં અનેક બાબતો આવી જાય છે. રાજયોગ સંબંધી પ્રાણાયામ ધ્યાન ધારણા આસન વિગેરેની બાબતો પણ તેમાં સંપૂર્ણ વિસ્તારથી આવી છે. ટુંકમાં એવી કોઇ બાબત નથી કે જે આ પુસ્તકમાં રહી જવા પામી હોય. ડેમી આઠ પેજી લગભગ પચાસ ઉપરાંત ફોર્મના આ પાકા પુંઠાના પુસ્તકની કિંમત ફક્ત રૂા. બે રાખવામાં આવી છે. પોષ્ટેજ આના ચાર જુદા.



# પ્રગતિ મંદિર તરફથી પ્રકટ થએલાં પુસ્તકો સંબંધી સજજનોના અભિપ્રાય.

**મૂલ્યવાન રત્નો.** પ્રસિદ્ધ કર્તા શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ સુરત સાદુ પુઠું મૂલ્ય ૭ પાઇ.

દુનિયાને કેવળ દુઃખરૂપ માનનારા માનવીઓ માટે આમાં ટુંકો પણ જે અસરકારક બોધ આપવામાં આવ્યો તે મૂલ્યવાન રત્નો કરતાં પણ અમૂલ્ય છે.

**વિવેચક પુ. ૨. અંક ૧.**

---

**મૂલ્યવાન રત્નો**—આ નાનકડા પુસ્તકમાં નહાનાં-નહાનાં ઉપદેશક વાકયો છે. અને તે વાંચવા લાયક છે.

**સસ્તી વાર્તામાળા બ્રહ્મચારિણી.**

---

**શ્રી સદ્‌બોધ સ્તવનમાળા**—એ નામનું એક પુસ્તક રા. રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ ચંદ્રપ્રકાશના તંત્રી તરફથી અમને અભિપ્રાય માટે મળ્યું છે. પુસ્તકમાંના કાવ્યો ઘણાં અસરકારક છે, જ્ઞાન ભક્તિ સંબંધી કર્તાએ અસરકારક પદો રચેલાં છે. રા. રા. પ્રભુશંકર નરભેરામ ખરા પ્રેમની લાગણીવાળા એમની સાથેના અમારા પરિચય અને તેમના કાવ્યથી હોવાનું અમને જણાય છે. ચંદ્રપ્રકાશમાં દરેક માસે તેમના કાવ્ય જ્ઞાન કે ભક્તિ માર્ગના હોય છેજ. એ જોઇ અમને આનંદ થાય છે. પુસ્તકની કીંમત માત્ર બે આના રાખેલી છે, અને તે સુરતમાં કર્તા પાસેથી મળી શકે છે.

**ધન્વંતરિ ( માસિક ),**
**પુસ્તક ૫-મે-૧૯૧૨-અંક ૫.**

**શ્રી સદ્બોધ સ્તવનમાળા પ્રથમ મણકો—પ્રસિદ્ધ** કર્તા શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ. કાચું પુઠું મૂલ્ય બે આના.

---

**સદ્બોધ સ્તવનમાળા**—આ ન્હાના પુસ્તકમાં બેતાલીશ આધ્યાત્મિક (૪૨ પદો)નો સંગ્રહ છે. કામ ક્રોધાદિ દુષ્ટ મનોવિકારને વશ વર્તી સંસારના ક્ષુલ્લક વિષયમાંજ વાસ્તવ સુખ માનનારા. માનવીઓના ચિત સ્વાત્મા પ્રતિ વાળવા પ્રસિદ્ધ કર્તા એ જે શ્રમ લીધો છે તે ખરેખર પ્રસંશનીય છે.

**વિવેચક પુ. ૨. અંક ૩.**

---

**काव्यकुसुमः**—સુપર રોયલ સોળપેજી પૃષ્ઠ ૧૦૨ કાચું પુંઠું લેખક તથા પ્રકાશક પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ સુરત મૂલ્ય આઠ આના આ પુસ્તકમાં નાટકના પ્રસિદ્ધ રાગોમાં ૧૦૧, સરળ, રસમય અને વિવિધ પ્રકારના પદ્યોનો સમાવેશ કરવામાં આવેલો છે. લેખકનો પ્રયાસ પ્રશસ્ય છે.

प्रातःकाल પુ. ૧૧ કાર્તિક ૧૯૭૦—અંક ૧.

---

આપની બુક **કાવ્યકુસુમ** આજે મળી વાંચતા ઘણો હર્ષ થાય છે. બુકના લખાણના પ્રમાણમાં કિંમત ઘણીજ ઓછી છે એમ કહીશું તો ચાલશે. બુક વાંચી આનંદ ઘણો થયો છે. ઈશ્વર આપને આવાં પરોપકારી કાર્યોમાં મદદ આપે તથા આપની ઉમેદ પાર પાડે એજ પ્રાર્થના કરી લખાણ બંધ કરૂં છું.

કરાંચી તા. ૧૫–૪–૧૪. } લી. **લાલજી હરખચંદ મહેતા,** સેક્રેટરી શ્રી ઘોળ જૈન મિત્રમંડળ એન્ડ લાયબ્રેરી.

---

**કાવ્યકુસુમ** (કાવ્ય) રચનાર શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ મૂલ્ય આઠ આના.

સઘળા સાધક વૃતિઓના અનુભવના આ પુસ્તકમાં ૧૦૧ પદોનો સંગ્રહ છે, જે નાટકી રાગોમાં ગોઠવવામાં આવ્યા છે. આજના જુવાનીઆઓની ચિતવૃત્તિઓ સ્થિર અને નિર્મળ બને તો તેઓ પોતાની જીંદગી સુખરૂપ પસાર કરે એવા હેતુથી આ પુસ્તક માંહેના પદો ઉતમ બોધપૂર્ણ કરવામાં આવ્યા છે.

વિવેચક ( માસિક મિત્ર ) નાંદોદ.

**પુસ્તક. ૨ જાન્યુઆરી ૧૯૧૩ અંક ૧**

---

**કાવ્ય કુસુમ**—રચનાર શ્રીયુત્ પ્રભુશંકર નિર્ભયરામ વ્યાસ, ચંદ્રપ્રકાશના તંત્રી સુરત. આ પુસ્તક કર્તા તરફથી અમને સમાલોચનાર્થે મળ્યું છે. આ પુસ્તકનું અમે સારી રીતે અવલોકન કર્યું છે, પ્રાણાયામની બુકના રીવ્યુમાં અમે મી. પ્રભુશંકર નિર્ભયરામ માટે લખી ચૂકયા છીએ. તેઓ શ્રેયસાધક અધિકારી વર્ગના છે. તેમનું કાવ્ય જ્ઞાનભકિત અને તત્વવિચારથી ભરપૂર છે. તેમના વિશુદ્ધાચરણની છાપ તેમના કાવ્ય ઉપર પણ દૃષ્ટિગોચર થાય છે. વિચારના આંદોલનોનું સામર્થ્ય ઘણું પ્રબળ હોય છે. દાખલા તરીકે શ્રી ગીતાજીમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કેઃ–

**"ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषु प्रजायते ॥**
**सङ्गात्संजायतेकामः कामात्क्रोधोऽपिजायते ॥ १ ॥**
**क्रोधाद्भवाति सम्मोहः सम्मोहात्स्मृति विभ्रम ॥**
**स्मृतिभ्रंसाद् बुद्धिनाशो, बुद्धिनाशात् प्रणश्यति ॥२॥**

મતલબ કે જે વિષયનું પુરૂષ ધ્યાન કરે છે તેવું ફળ મળે છે. વિષયનું ધ્યાન કે વિચાર કરવાથી કામ ઉત્પન્ન થાય છે, કામમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધમાંથી મોહ ઉત્પન્ન થાય છે, મોહમાંથી સ્મૃતિભ્રંશ થાય છે, સ્મૃતિભ્રંશથી બુદ્ધિ નાશ પામે છે, બુદ્ધિનો નાશ થવાથી પોતાનો વિનાશ થાય છે. આવા પુસ્તકોમાંનાં સુંદર પદોનું મનન કરવાથી ઉત્તરોત્તર ઉત્તમ ગુણો પ્રાપ્ત થાય એમાં નવાઈ સરખું નથી. આ પુસ્તકનું મૂલ્ય રૂ. ૦-૮-૦ છે અને કર્તા પાસેથી તે મળશે.

**ધન્વન્તરિ** પુસ્તક ૭ ફેબ્રુવારી માર્ચ ૧૯૧૪ અંક ૨-૩ જો.

---

—તમારો **પ્રાણાયામ** નામનો ગ્રંથ અવલોકતાં આનંદ થયો. પરાપૂર્વથી આપણી આર્ય પ્રજા પોતાની ખરી સંપત્તિરૂપે યોગવિદ્યાને સમજે છે. અને પ્રાચીન ઋષિ મુનિઓએ એ વિદ્યાને ગુહ્યરૂપે સાચવી રાખી છે. યોગવિદ્યાનું એક અંગ અને હઠયોગનું એક મુખ્ય અંગ તે પ્રાણાયામ છે. તેમજ વર્તમાનકાળની શોધથી આરોગ્યના મુખ્ય સાધનરૂપે શ્વસનકલા સિદ્ધ થઈ છે. આ સિદ્ધિમાં પ્રાણાયામના સાચા જ્ઞાનનો પ્રજામાં પ્રચાર થાય એ સર્વ સુજ્ઞને અભિલષણીય હોય એ સ્વાભાવિક છે. અને તેથી આ જ્ઞાનને પ્રતિપાદન કરનાર તમારા પુસ્તકનું અભિનંદન પ્રજાવર્ગ કરે તો તે પણ તેટલુંજ સ્વાભાવિક છે. આ સાથે તમારા ગ્રંથમાં શૈલી ઘણી સરળ છે. એ પણ એની ઉપયોગીતામાં વૃદ્ધિ કરનાર એક હેતુ છે. આશા છે કે આપણી પ્રજા તમારા ગ્રંથનો ઉચિત સત્કાર કરશે અને પ્રાણાયામની કલાને સાધી સુખ પ્રાપ્ત થઇ રહેશે.

લી. **જેકિશનદાસ જેઠાભાઈ કણિયા બી. એ.**

સંસ્કૃત પ્રોફેસર સામળદાસ કોલેજ,

**ભાવનગર.**

—આપના પુસ્તક પ્રાણાયામ ભાગ ૧ લાની પ્રત એક મળી છે. અને તેને માટે તમારો આભાર માનું છું. આત્મોન્નતિમાં પ્રાણાયામની આવશ્યકતા જગત્ પ્રસિદ્ધ છે, તે છતાં દીલગીરીની વાત એટલીજ છે કે તેને વિષે જનસમાજમાં સમજ ઘણીજ થોડી છે યોગ સાધનામાં પ્રથમ પગથીયું પ્રાણાયામ છે અને તેના વિના યોગમાં આગળ વૃદ્ધિ કરી શકાતી નથી. આ કારણથી પ્રાણાયામનું જ્ઞાન આપવાવાળું પુસ્તક વધાવી લેવું જોઇએ એમ કહ્યાં વગર ચાલતું નથી. તમારા પુસ્તકનું અવલોકન કરતાં સહજ જણાઇ આવે છે કે તેની રચનામાં તમે ઘણોજ શ્રમ લીધો છે. એવા પુસ્તકની ખરેખરી જરૂર હતી અને તે ખોટ ગુજરાતી મંડળને તમે પુરી પાડી છે. એ પુસ્તક વાંચી હું અતિ સંતોષ પામ્યો છું. અને વધારે પ્રસન્ન થવાનું કારણ એ છે કે તમે જે ભાષાનો ઉપયોગ કીધો છે તે સરળ અને સહેલી સહુ કોઇને સમજી શકાય તેવી છે. પ્રત્યેક યોગાભ્યાસીને પોતાની પાસે રાખવાને નિરંતર હું સબળ ભલામણ કરૂં છું. અને એના બીજા ભાગની આતુરતાથી વાટ જોઇ રહ્યો છું. તે હેતુ સફળ થાઓ એજ પરમેશ્વર પ્રત્યે મારી પ્રાર્થના છે.

સુરત તા. ૧૩-૧૨-૧૯૧૨.

લી. મઢુવચરામ બળવચરામ હોરા.

પેનશનર સબજડજ, સુરત.

---

—આપના તરફથી પ્રાણાયામ ભાગ ૧ લો નામનું સુંદર પુસ્તક પ્રાપ્ત થતાં મને ઘણો સંતોષ થયો.

ભાષા સરળ ગુજરાતી છે તેથી તેનો લાભ સામાન્ય મનુષ્યો

પણ લઇ શકે તેવું તમે કરી આપ્યું છે. સંકલના વિષયની બહુ ઉત્તમ છે. ચોવીશ પ્રકરણમાં જે તેના ભાગ પાડેલા છે, તે ગાયત્રી મંત્રના ત્રિપદના મળીને જે માત્રાગણુની સંખ્યા છે. તેને સૂચવે છે. તત્વો પણ ૨૪ છે. એ રીતે આ સખ્યાંક ઉદ્દેશની સંપૂર્ણ સિદ્ધિને સૂચવી રહેલો છે.

યોગ માર્ગના અભ્યાસકો માટે પ્રાણાયામને ખાસ અંગ તરીકે ગણેલું છે. તેથી ઘણાંઓના અંતકરણમાં એક પ્રકારે એવા નિશ્ચયો બંધાઇ ગયા છે કે તેનું કામ આપણે નથી. યોગ માર્ગમાં અકુશળ નેતાદ્વારા અંઃતંકરણ તગા શરીરની અયોગ્ય સામગ્રી તથા મનની પણ અયોગ્ય સ્થિતિમાં યોગમાર્ગના નામથી અભ્યાસ કરતાં અવળા પરિણામોનું પ્રદર્શન કરાવનારના ઉદાહરણો એ સત્યયોગ માર્ગ ઉપર એક પ્રકારની છાયા મૂકેલી છે. ને તે યોગ માર્ગના અંગરૂપ પ્રાણાયામને વર્ણવેલો હોવાથી તે તરફ દ્રષ્ટિ કરવાની ઉત્તમ ઇચ્છાને પણ ઉત્પન કરવી પડે તેવી હાલ સ્થિતિ પ્રાપ્ત થએલી છે.

જેવી રીતે અમુક પદાર્થ અમુક કાર્યમાં ઉપયોગમાં આવેછે. તેટલાજ કારણથી તે પદાર્થના અન્ય ઉપયોગ નથી એ પ્રકારનું કહેવું હાસ્યપ્રદ છે તેજ નિયમ આ વિષયમાં પણ છે. ભક્તિ માર્ગ તથા જ્ઞાન માર્ગ માટે પ્રાણાયામની આવશ્યકતા છે એટલુંજ નહિ પણ વ્યવહાર માત્રમાં તેની ઉપયોગિતા અનિવાર્ય છે આ વાર્તાને તમે અન્ય રીતે બહુ સારી રીતે તમારા પુસ્તકની સંકલના કરતાં જનસમાજને સમજાવી છે. આપણાં આન્હિકો જોતાં આપણી પ્રચલિત પૂજાઓ જોતાં બ્રહ્મભોજન કે દાન, સ્નાન આદિ કર્મોમાં પણ આરંભ કરતાં પૂર્વે "આચમ્ય પ્રાણ્યાનાયમ્ય." આચમન તથા પ્રાણાયામ કરવાનો નિયમ ચાલી આવેલો છે. પણ ઘણી શોચનીય વાત એ છે કે આચમન કે પ્રાણાયામ માત્ર દેખાદેખી નાટક

રૂપે ભજવાય છે. સંકલ્પ કરાવનાર પોતે જાણતા નથી કે તે શા માટે કરાવાય છે ને શી રીતે થાય છે. આમ હોવાથી માત્ર કાલક્ષેપ રૂપ અર્થ વિનાની ક્રિયા રૂપે અંતઃકરણ તેને જુવે એ સ્વાભાવિક છે. જ્યારે આપણે સમજીશું કે ક્રિયા માત્ર માટે ચિત્તને તે ક્રિયામાં સ્થિરતાથી ચહોડી શકાય તેટલા પુરતું બળ તેજ પ્રમાણે શરીરમાં પણ તેને અનુરૂપ બળ આરંભમાં આપવું એ આચમન પ્રાણાયામનો ઉદ્દેશ છે. જ્યારે આપણે સમજીશું કે મળ તથા વિક્ષેપને તે સાધનદ્વારા આપણે દૂર કરીને જીવન. પ્રતીતિનો પ્રકાશ ઉદીપ્ત કરીએ છીએ ને તેમ કાર્યમાત્ર ઉત્તમ રીતે સિદ્ધ તે દ્વારા અધિક સરળતાથી થાય છે ત્યારે પ્રાણાયામની ક્રિયા જે રીતે હાલ કરીએ છીએ તેથી જૂદાજ રૂપે કરીશું. તમારા આ પુસ્તકથી જનસમાજ જે આ અત્યંત ઉપયોગી ક્રિયાને ભૂલી જતાં જાય છે તેને નવજીવન મળે છે અને એ પ્રકારે જનસમાજની તમે અત્યંત ઉત્તમ સેવા બજાવી છે. તેમાં સંશય નથી.

બીજા અન્ય પુસ્તકો આ વિષય ઉપર વિદ્વત્તાભરેલાં મળી આવશે પણ લેખકોએ માત્ર યોગનાં અંગભૂત સાધનરૂપે તેને લીધેલું જણાશે, તમે ખૂબી એ રાખી છે કે એજ ક્રિયાનું સર્વ દેશી ઉપયોગીપણું છે તેને સ્પષ્ટ કર્યું છે. આરોગ્ય બળ રોગ નિવૃત્તિ આદિની તે દ્વારા સિદ્ધિ થાય છે. માટે યથાનિયમે તેમાં ઉદ્યત થવા જનસમાજને વિજ્ઞપ્તિ છે. આપનો બીજો ભાગ યથાનિયમે વેળાસર નીકળે ને સર્વશક્ત પરમાત્મા તમને તમારા નિઃસ્વાર્થ ઉદ્દેશને ઉત્તમ રીતે સિદ્ધ થએલો બતાવો એજ આશિષપૂર્વક હું બંધ કરૂં છું.

લી. દુર્ગેશ્વર નટવરજી ત્રીવેદિ.
હજુરડેપ્યુટી કલેક્ટર, સુરત.

પ્રાણાયામનું રમણીય પુસ્તક જોયું. આનંદ થયો. યોજના ઘણી સારી છે.

ભાવનગર તા. ૧૬-૩-૧૯૧૩ } લી. કૌશિકરામ વિઘ્નહુર-રામ મહેતા, બી. એ.

ડીરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન, ભાવનગર,

---

**પ્રાણાયામ ભાગ ૧ લો** લેખક તથા પ્રકાશક પ્રભુશંકર નરભેરામ વ્યાસ. સુરત મૂલ્ય ૦-૮-૦, આ પુસ્તકમાં પ્રાણાયામ કરવાથી કેવા લાભ થાય છે, પ્રાણાયામની શા માટે અગત્ય છે. સંધ્યામાં શા માટે પ્રાણાયામ દાખલ કરવામાં આવ્યો છે. તથા શ્વસનવિદ્યા કલા વિગેરે બાબતો જણાવવામાં આવી છે. પ્રાણાયામ સંબંધમાં જાણવા ઇચ્છનાર જીજ્ઞાસુને માટે પ્રાણાયામ સંબંધમાં વિવિધ બાબતોનો સંગ્રહ ઠીક રાખવામાં આવ્યો છે. મુદ્રણ વીગેરે કામ સારૂં છે,

**પ્રાતઃકાળ** (માસિકપત્ર) **વડોદરા.**
**પુ. ૧૧. કાર્તિક ૧૯૬૯** અંક ૧.

---

**પ્રાણાયામ ભાગ ૧ લો** કર્તા શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ સુરત. મૂલ્ય આઠ આના. શારીરીક માનસિક અને આત્મિક ઉન્નતિમાં પ્રાણાયામની કેટલીક આવશ્યકતા છે તે વિષે ઘણું ઘણું બોલવામાં અને લખવામાં આવ્યું છે. પરંતુ સામાન્ય જનસમાજ વ્યવહારિક ઉપયોગમાં લઇ શકે અને પ્રાણાયામ યથાર્થ રીતે કરી શકે તે માટે સમજ આપનારૂં સરલ અને શુદ્ધ ગુજરાતીમાં લખાયલું તો આ પહેલુંજ પુસ્તક છે. ઘણા વિદ્વાનોએ અને યોગાભ્યાસીઓએ પ્રાણાયામને યોગના એક અંગ તરિકે યોગના

ગ્રંથોમાં વિસ્તારથી સમજાવ્યું છે; પરંતુ અભ્યાસકને સાદી અને સરળ ભાષામાં વ્યવહાર માર્ગ બતાવે તેવું તો આ એકજ પુસ્તક છે અને તેથીજ તે આદરને પાત્ર છે. કર્તાનો જનસમાજની ઉન્નતિ અર્થનો આવો પ્રયત્ન સ્તુતિને પાત્ર છે. ગુજરાતી સાહિત્યમાં આવાં પુસ્તકો વધુ પ્રમાણમાં બહાર પાડવામાં આવે એ ઇચ્છવા યોગ્ય છે. કર્ત્તા આ પુસ્તકનો દ્વિતીયભાગ સત્વર પ્રકટ કરી જનસમાજને આભારી કરશે, **શ્રી ભક્ત** સચિત્ર માસિક.

**પુસ્તક ૯ સંવત ૧૯૬૯ ચૈત્ર અંક ૧૦**

---

—આપનું પ્રાણાયામ પ્રથમભાગ નામનું પુસ્તક વાંચ્યું એ પુસ્તકમાં જે આર્યધર્મનું ગૂઢ અને મહાન તત્વ થોડા શબ્દમાં સ્હેલી ભાષામાં સમજાવવાનો જે પ્રયત્વ કર્યો છે તે સ્તુત્ય છે અને સફળ છે. હું પાતંજલ યોગદર્શન તથા વ્યાસસૂત્રનો અભ્યાસી છઊં. આપના પુસ્તકની શૈલી ઉત્તમ છે. અને તેની સાથે સરળ છે. પુસ્તક વાંચી હું ઘણો ખુશી થયો છું. **એની ૧૦) નકલ હાલ મને ધર્માદા આપવા માટે વેચાતી આપશો.** તરત જનોઈ દીધેલાને જો શ્રીમાન્ લોકો આ પુસ્તક ઇનામ અથવા ભેટ આપે અથવા તમામ શાળામાં ઉછરતા છોકરાઓને આપે તો તેણે એક ધર્મનું મહત્ કાર્ય કર્યું કહેવાય.

નવસારી તા. ૧૬–૨-૧૯૧૪

**કવિ ઇંદિરાનંદ લલિતાનંદ પંડિત.**

---

—આપની પ્રાણાયામ નામની પુસ્તક હસ્તગત થઇ. વાંચી મન ઘણું રાજી થયું. એ પુસ્તકનો બીજો ભાગ તૈયાર થઇ ગયો હોય તો લખજો. એની કીંમત વીગેરે લખજો.

**ઇતિશુભમ.**

**ગોરેગાંવ** તા. ૧૧-૧-૧૯૧૪. **માધવલાલ શર્મા.**
**હેડમાસ્તર એ. વી. મીડલ સ્કુલ.**

---

**પ્રાણાયામ ભાગ ૧ લો.** રચીને પ્રકટ કર્તા શ્રીયુત પ્રભુ-શંકર નરભેરામ વ્યાસ. તંત્રી ચંદ્રપ્રકાશ સુરત આ પુસ્તકમાં વેદોક્ત રીતીથી પ્રાણાયામ એટલે શું ? એ કેવી રીતે કરી શકાય તથા પ્રાણાયામ કરવાથી શું શું લાભો થાય છે તે સ્પષ્ટ રીતે શુદ્ધ અને સરળ ભાષામાં દાખલા દલીલો સાથે ગુજરાતીમાં વર્ણવેલું છે. એકંદરે પુસ્તકની રચના શૈલી ઉત્તમ હોવાથી પ્રાણાયામ કરનાર વર્ગમાં આ પુસ્તક અતી ઉપયોગી થઈ પડવા વકી છે.

**દિગમ્બર જૈન** ( માસિક પત્ર ) સુરત
પુસ્તક ૬ અંક ૪ માઘ. ૧૯૬૯

---

**પ્રાણાયામ ભાગ ૧ લો.** આ નામનું રસીક અને જન સમાજને અતિ ઉપયોગી પુસ્તક તેના પ્રસિદ્ધ કર્તા ચંદ્રપ્રકાશ માસિકના અધિપતિ મી. પ્રભુશંકર નરભેરામ વ્યાસ તરફથી હમને મળેલું ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે. કર્ત્તાએ આ પુસ્તક બહાર પાડી યોગમાર્ગના જીજ્ઞાસુઓને આભાર નીચે મૂકયા છે એમ કહ્યા વિના ચાલતું નથી. કારણ કે પ્રાણાયામનો વિષય સર્વોપયોગી હોવા સાથે અત્યંત જરૂરનો છતાં કેટલાક સુંઢને કકડે ગાંધી વંદુ કરનાર જેવા ઢોંગી યોગીઓએ એ વિષયના શિષ્યોને કડવાં ફળ ચખાડી તેમના પ્રત્યેનો મોહ ઘણેભાગે ઓછો કરેલો અર્વાચિન સમયે

દૃષ્ટિગોચર થાય છે. તે તમામ ઉપર આજે લાંબા સમયે આ પુસ્તકના પરિશ્રમકે પ્રકાશ પાડયો છે. પ્રાણાયામ રાજ અને હઠ ઉભય પ્રકારના યોગીઓને એક સરખો જરૂરનો છે. પણ તે સવિધિથી સધાતાં ફળદ અને દુર્વિધિથી સધાતાં વિનાશકારક નિવડે છે.

આ પુસ્તક દરેકે પોતાની પાસે રાખવા યોગ્ય તથા વખતો વખત વાંચી મનન કરી ગુરૂ સમક્ષ નિદિધ્યાસન કરવા યોગ્ય છે. હમારૂં માનવું છે કે કોઇપણ ભાઇ યા ભગીની તેના હાથમાં લેતાં તેને પુરૂં કર્યા વિના મૂકી દેશે નહિ. ઉપરાંત બીજા ભાગ માટે મન તૃષાવાન રહેશે. મી. વ્યાસ હવે બીજો ભાગ તાકીદે બહાર પાડી જનસમાજની તૃષા છીપાવવા ઘટીત કરશે એમ ઇચ્છીશું. અસ્તુ !!

**સત્સંગ ( પાક્ષિક પત્ર ) સુરત.**

પુ. ૪. સા. ૧૯૬૯ અષાઢ વદ ૦)) અંક ૨૬.

---

—વિશેષ આપના તરફથી 'પ્રાણાયામ' નામનું પુસ્તક મળ્યું એમાં સર્વોત્તમ લેખો સારા છે. વાચક વિવેક વાપરી તમારાં પુસ્તકને આચારમાં મૂકે તો અવસ્ય તેનું શરીર ત્રાંબાની માત્રા જેવું થાય. તથા આધ્યાત્મિક સંપત્તિ પણ દૈવી પ્રકટે.

**સુરત.**
તા. ૧૩-૨-૧૯૧૩ } લી. **જેકિશનદાસ ગંગાદાસ ભક્ત.**
ગુરૂવાર.

---

તમે બે બુક ( પ્રાણાયામ અને કાવ્યકુસુમ ) આપી તે રસ્તામાં અત્ર આવતાં સર્વ અવલોકી. તેમાં તમારો શ્રમ અને હૃદય પ્રસાદ અપૂર્વ વહેતો અનુભવી આનંદ થયો. તમારામાં સરસ્વતિનો

પ્રસાદ પ્રકટેલો જાણી બહુ માન ઉપજે છે. તથા ભવિષ્યમાં તમારી કલમ કિર્તિવંત થશે. તમારા પ્રતિ શ્રી અને સરસ્વતિ ઉભયનો અનુગ્રહજ છે. અને એ બેને તમારે ત્યાં અનુભવી અપૂર્વ આનંદ પ્રકટે છે. પરમાત્મા તમને અચળ આરોગ્ય અને સંપત્તિ અર્પો તમારૂં નિર્દોષ અને શાંત જીવન તેમ થવાને લાયક જ છે. અને તમારા પ્રતિ તમારા સ્ફટિક જેવા વિશુદ્ધ હૃદયથી સ્વભાવથી જ પ્રેમ પ્રવાહ વહે છે.

લી. ઈશ્વરભાઇ જીવાભાઈ.

વડોદરા એજન્ટ બરોડા યુનીયન એન્ડ ડાઈંગ મીલ.

---

**વહાલા સાહેબ.**

તમે વી. પી. થી મોકલાવી આપેલું પ્રાણાયામનું પુસ્તક પહોંચ્યું એ વાંચી હું ઘણોજ ખુશી થયો છું. અને આવું સર્વોત્તમ સાહિત્ય પુરૂં પાડવા માટે તમારો આભાર માનું છું. પ્રાણાયામના પુસ્તકની હાલ જે કીંમત રાખી છે તેનાં કરતાં તેની ચાર ગણી કીંમત વધારે રાખો તો પણ તે તેના વિષયની ઉપયોગીતા અને સરળતા જોતાં વધારે કહેવાય તેમ નથી

રંગુન. તા. ૮-૧-૧૯૧૪.

લી. તમારો વિશ્વાસુ

મણિભાઈ આર. પટેલ.

---

—તમારા તરફથી પ્રાણાયામ ભાગ ૧ નામનું બહુ કાલે પેક્ષિત સરળ ભાષામાં લખાયલું અને યોગ સિદ્ધાન્તર્ગત પ્રાણાયામનો ગહન વિષય ચર્ચિત સુંદર પુસ્તક મને મળ્યું. અને તે વાંચી મારૂં મન પુલકિત થયું છે. પ્રાણાયામના વિષય ઉપર ઘણાં ભાષણો સાંભળવામાં આવ્યા છે. પરંતુ આ પુસ્તકમાં જે વિસ્તારથી પ્રાણાયામ કેમ કરવાં, તેથી માનસિક, શારીરિક, અને આધ્યાત્મિક શા ફાયદા છે તે સ્પષ્ટ રીતીએ દર્શાવેલું છે. યોગાભ્યાસ કરવો બહુ કઠીનુ છે. પણ પ્રાણાયામનો વિધિ દરેક માણસ જો મનમાં આણે અને કોઇ સદ્‌ગુરૂની સાહાયતા લઇ તેનો નિત્ય અભ્યાસ રાખે તો કાલ વશાત્ તેને એના ફાયદા જણાયા વિના રહે નહિ. આવી બાબતમાં પશ્ચિમાત્ય વિદ્વાનો ઘણો શ્રમ લઇ શોધ કરી રહ્યા છે. છતાં અદ્યાપિ પર્યંત એ વિષયમાં ઉંડા ઉતરી શકયા હોય એમ લાગતું નથી. આપણાં ઋષિ મુનિઓ તો ઘણાં વર્ષ અગાઉ એ શાસ્ત્રના ઉપર ગ્રથો લખી ગયા છે એ ઉપરથી આપણા પૂર્વજોની બુદ્ધિ સામર્થ્યમાં કોઇથી ચંચુપાત કરી શકાતો નથી. આ પ્રાણાયામનું પુસ્તક દરેક જીજ્ઞાસુ સ્ત્રી પુરૂષને વાંચવા લાયક છે. ટુંકામાં એ પુસ્તક વાંચવા લાયક સંગ્રહ કરવા યોગ્ય અને મનન કરી તે પ્રમાણે ઉપયોગિતામાં આણવા યોગ્ય છે. એવું મારૂં નમ્ર મત છે. માટે આ પુસ્તક એક વખત પણ વાંચી જવાની સર્વની મારી ભલામણ છે.

સુરત. તા. ૧૯–૨–૧૯૧૩

લી. વિઠ્ઠલરાવ જયશંકર પંડિત.

—પ્રાણાયામ ભાગ પહેલો આપ વી. પી. થી મોકલાવ્યો તે વાંચી ઘણોજ દીલને આનંદ અને રાહત મલી છે તે બુકની અંદરથી કેટલીક જાતના પ્રાણાયામ હું પોતે કરૂં છું અને તેનાથી મને આટલાજ દિવસમાં સેંકડે દશ ટકા જેટલો આરામ લાગે છે. તથા આખું બદન પ્રફુલ્લીત પ્રફુલ્લીત અને આનંદ આનંદમાં રહે છે. તથા જરા થાક લાગે કે દિવસના કામ કરી થાકવાથી રાત્રે પ્રાણાયામ મળ શોધક ( લોમ વિલોમ ) કરવાથી એકદમ થાક ઉતરી જાય છે. આપંના એ પુસ્તક માટે આપનો મોટો આભાર માનું છું.

**રામસ્વામી કવાટર** તા. ૩-૧૨-૧૯૧૩.

**કરાંચી** ( સિંધ )

**લી. ઠા. લીલાધર પ્રાગજી**

---

—ચંદ્રપ્રકાશના તંત્રી શ્રીયુત પ્રભુશંકરભાઇ તરફથી મળેલું પ્રાણાયામ નામનું રમણીય મનોહર પુસ્તક વાંચી અંતઃકરણમાં વિશેષ પ્રસન્નતાનું ભાન થયું, શ્રદ્ધાયુક્ત પ્રેમથી વાંચવાને પ્રવૃત્તિ કરનાર ભાગ્યશાળી જનોને ન્યૂનાધિક અંશે તેમની નિદ્રાગસ્ત સ્થિતિમાંથી અમુક અંશે જાગ્રત કરવામાં એ સાધનભૂત છે, એઓએ એ સંબંધમાં લીધેલો શ્રમ તે સપ્રયોજનજ છે. પોતાની સ્વાભાવિક પ્રકૃતિ-દૈવી સંપત્તિ ( ધૈર્ય-શાંતિ-વિચાર-શ્રદ્ધા-પ્રેમ-વિવેકાદિ. ) ના પ્રકાશમાં રહીને એ ગ્રથ લખવામાં સાર સંગ્રહ કરવારૂપ શ્રમ લઇ તેને યોગ્ય ક્રમે ગોઠવી જન સમાજને, શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉત્તમ લાભરૂપ ઉન્નતિના દ્વાર દેખાડવા સારૂ જે પ્રયત્ન સેવ્યું છે તે નિઃસંશય સ્તુતિ પાત્ર છે.

અર્વાચીન સમયની જન સમાજની પ્રકૃત્તિ અને પદ્ધતિ સ્વભાવથી તેમજ સંગતિ દોષ વગેરેને લીધે (વ્યવહાર પ્રવૃત્તિ પરાયણ બની રહીને ખાસ આવી શ્રેયસ્કર બાબતમાં) આલસ્ય પ્રમાદ વશ થઇ રહેલી હોવાનું ઘણા સાક્ષર અને સુજ્ઞ પુરૂષવરોથી ડિંડિમ રૂપે કહેવાય છે. તેનો ધ્વંનિ અને તેઓના એજ રીતના લખાણ એ ઉભય પ્રત્યક્ષ પ્રમાણ ભૂત હોવાથી લેખકને કશું વિશેષ કહેવાનું સબળ કારણ જણાતું નથી. સમાજની એ પ્રકૃત્તિ પદ્ધતિ અથવા સ્થિતિ સુધરી તે શારીરિક માનસિક ઉન્નતિ થઇ તેના ફળરૂપ આધ્યાત્મિક ઉન્નતિ થાય તો સારૂં એવા વિચારપૂર્વક પરોપકાર વૃત્તિથી આ મહાશયે આ પ્રયત્ન કીધું છે તો જે વિવેકી જનોને અવનતિની ઇચ્છા રહિત હુવા આગળ શ્રેષ્ટતા પ્રાપ્ત કરવારૂપ ઇચ્છાં હોય તેમણે આ ગ્રંથવિચારવા યોગ્ય છે. એટલુંજ નહિ પણ અભ્યાસં દ્વારા ઇષ્ટ અર્થ સિદ્ધ કરી લેવો જરૂરનો છે. અને તેટલા માટે એ ગ્રંથ ખરીદી-મેળવી પાસે રાખી એના રહસ્યને સમજી બીજો ભાગ જોવાની ઇંતેજારીની હદપર આવી રહેવું જોઇએ. અમુક અંશે જનોમાં ધાર્મિક ઉન્નતિની ઉર્મિપણ ઝગકી રહી છે. અને તેવા સુજ્ઞ મહાશયો પોતાના જેવા સજ્જનોને વધુ ( આગળ વિશેષ પ્રકાશીત પ્રદેશનો ) લાભ અપાવવા પ્રવૃત્તિ સેવી ગ્રંથને ઉત્તેજન આપવા અપાવવા ન્યાયોપાર્જિત દ્રવ્યનો શુભોપયોગ કરશે એવી આશા રાખી બીજા ભાગની પ્રસિદ્ધિ સત્વર થવા લેખક સહિત અન્ય સજ્જનો આશા રાખે તો તે યોગ્ય જ છે. સદ્દગુરૂ પરમાત્મપ્રેરણા અનુસાર તેમ થવામાં તે સર્વેશ્વરની કૃપા ઇચ્છી વિરમાય છે.

તા. ૮-૧-૧૯૧૨. સુરત સોનાફળીઆ.

લી. ભક્તરાજ માણિકયલાલ જમનાદાસ ગેહલારજી.

—આપની તરફથી ઘણી મુદ્દત પહેલા વી. પી. થી શ્રી પ્રાણાયામ તથા શ્રી શ્રેયઃસુધાકર નામની બે બુકો પાઠવાઇ છે જેમો ઉપયોગ પ્રાતઃકાળમાં યથામતિ સેવુછું. અને સાધકવર્ગ પણ તેનો ઉપયોગ કરી આનંદમાં આવી જાય છે.

**મુ. તેલુદ. પોષ્ટ નેવેઇ** લી. **શ્રીચીન્મય વૈદ્ય.**
ડી. દુર્ગ તા. ૧૩-૧-૧૪. શ્રીશ્રેયષ્કર પુસ્તકાલય.
ભોમવાર.

---

—તમે તમારી ગ્રંથમાળાને જ્ઞાનવર્ધક વિશેષણ આપ્યુંછે. તે તમારો પ્રાણાયામનો ગ્રન્થ ભાગ ૧ લો અવલોકતાં ખરૂં નામ આપ્યું છે, એમ કહેતાં મને સંતોષ થાય છે. મારા સદ્ગુરૂ મહારાજ શ્રીમાન નથુરામશર્માએ પાતંજલ યોગ દર્શનનું ભાષાન્તર તેના મૂળ સૂત્રો સાથે છપાવ્યું છે તેમજ યોગ કૌસ્તુભાદિ લઘુ પુસ્તકો બહાર પાડયાં છે. તથા અમદાવાદની ગુજરાત વર્નાકયુલર સોસાયટીએ પણ સાક્ષર શ્રીમાન્ પ્રોફેસર જેકિશનદાસ કણિયાપાસે તે શાસ્ત્રીય ગ્રંથનું ભાષાંતર કરાવી પ્રકટ કર્યું છે. એ પ્રમાણે એ વિચારણીય ગુરુ ગમ્ય વિષય ઉપર નાનાં મોટાં પુસ્તકો રચાતાં જાય છે. એ ઘણું ઇચ્છવા યોગ્ય છે તેમાં તમારા પુસ્તકને આદર સાથે હું વધાવી લઉંછું. તેનું કારણ એ છે કે તમારૂં પુસ્તક એવી તો સરળ શૈલીમાં લખાયુંછે કે એ વિષયમાં જ્ઞાત તેમજ અજ્ઞાત વાંચનારને તે ઠેઠ સુધી વાંચવાનું મન થાય અને તેથી ઉપર જણાવેલા શાસ્ત્રીય ગ્રંથમાં તેને પ્રવેશ કરવાનું સહેલું થશે. જયારે અમેરિકાના અભ્યાસકો ( પ્રાણાયામ ) ના ભેદ તથા તેનાથી થતા લાભોની શોધ ખોળ કરવાને ઉત્સાહ પૂર્ણ થાય છે ત્યારે આપણાં આર્યાવર્ત એ શાસ્ત્રનું ઉત્પત્તિ સ્થાન

હોવા છતાં કેવળ શોચનીય અવનતિની નિદ્રામાં પડેલછે. તેમાં તમારો લઘુ લેખ ઉછરતી નવી પ્રજાને જાગ્રત કરનારો નિવડશે, એમ માનુંછું એટલુંજ નહિ પણ આપણા પૂર્વજોએ જે અમૂલ્ય વારસો આપણને આપ્યો છે તેનો ઉપભોગ કાળના કોઇ અગમ્ય નિયમને લીધે આપણે ભોગવવાનું ભૂલ્યા છીએ. તે તમારૂં પુસ્તક વાંચીને પ્રાણાયામનો ઉદ્દેશ અને તેનાથી થતા લાભો જાણીને તે કરતા થશે અને એ વિષયક પ્રાચીન ઋષિ મુનિઓના ગ્રન્થો વાંચવા વિચારવા શ્રદ્ધાવાળા થશે. અને ઉત્સાહથી આગળ વધશે એવી મને આશાછે. અને તેના નિમિત્તરૂપ તમે થશો. એમ સમજી તમને ધન્યવાદ આપું છું.

આવા ઉપયોગી લેખો તમે તમારા ચન્દ્રપ્રકાશ આદિદ્વારા તથા સ્વતંત્ર પુસ્તકો રચીને બહાર પાડતા રહો છો એમ હું વર્ષોથી જોતો આવ્યો છું તેથી તથા જે નમ્ર ભાવથી કેવળ નિરભિમાન રહી લોકસેવા કરતા રહો છો તેથી એવાં લોક હિતનાં કામો કરવાને સર્વે કર્મફલ પ્રદાતા પ્રભુ પ્રભુશંકરને લાંબુ જીવન અર્પો એમ મારા અંતઃકરણથી ઇચ્છુંછું.

**સુરત તા. ૨૬-૧૨-૧૯૧૩.**

**અંતરથી તમારૂં શુભ ઇચ્છનાર.**

**લી. ગણપતરામ અનુપરામ ત્રવાડી.**

લેઇટ એજ્યુકેશનલ ઓફીસર કાઠીયાવાડ.

---

**પ્રાણાયામ ભાગ પહેલો—**કર્તા શ્રીયુત પ્રભુશંકર નિર્ભયરામ વ્યાસ, ચંદ્રપ્રકાશ માસિકના સંપાદક સુરત. આ પુસ્તકનો વિષય ગહન છે; અને તે લક્ષપૂર્વક મનન કરવા યોગ્ય છે આ આખું પુસ્તક અમોએ વાંચ્યું છે. પુસ્તકકર્તા શ્રેયસ્સાધકઅધિકારી વર્ગના

અનુયાયી છે. એટલે આ વિષયમાં તેઓને શુભ સંસ્કાર હોય તેમાં કંઇ નવાઈ સરખું નથી. પુસ્તક સરળ ભાષામાં લખેલું છે અને તે પ્રારંભના અભ્યાસકોને અને એ વિદ્યામાં પ્રવેશ કરેલો ન હોય તેવાને પણ ઉપયોગી થઇ પડે એવી યોજના કર્તાએ રાખેલી છે. આ વિદ્યાના ઉપાસકો સાંપ્રતકાળમાં આપણા દેશમાં પ્રાચીનકાળ કરતાં ઘણાજ થોડા છે. તોપણ શ્રેયસ્સાધકઅધિકારી વર્ગના આદ્ય સંસ્થાપક અને સદ્ગુરૂ મહાત્મા શ્રીમન્ નૃસિંહાચાર્યજી મહારાજ આ વિદ્યાનું સર્વોત્તમ જ્ઞાન ધરાવતા હતા. જ્યારે હું સંવત ૧૯૩૫ ૩૬માં વીસનગર હતો ત્યારે મારા મિત્રો રા. રા. ત્રિકમલાલ અચરતલાલ દીવાની કોર્ટમાં નોકર હતા અને રા. રા. મણિલાલ ઝવેરીલાલ વહીવટદાર કચેરીમાં ફોજદારી કારકુન હતા, તેઓની સાથે ગાઢ સંબંધ હોવાથી કેટલીક વખત મહારાજશ્રીનું આવવું જવું થતું તેથી; અને હું જ્યારે સંવત ૧૯૪૩–૪૪માં નોકર હતો ત્યારે મારૂં ઉક્ત મહાત્માશ્રીને ત્યાં જવું આવવું થતું હતું અને આ વિદ્યામાં મને મૂળથી પ્રીતિ હોવાથી તેમના બહોળા જ્ઞાનનો મને અનુભવ હતો. એ મહાત્માશ્રીના નિકટના સહવાસથી સ્વર્ગસ્થ શ્રીમન છોટાલાલભાઈ જીવણલાલ અને બીજા શિષ્યો એ વિદ્યામાં પ્રવીણ થએલા અને હાલમાં એ સંસ્થાના આચાર્ય શ્રીમન ઉપેન્દ્ર ભગવાન છે. દર વરસે હુતાશણીના તહેવારોમાં સાધન સમારંભમાં આ મંડળના અનુયાયી એકત્ર થાય છે. અને પ્રાણાયામ અને સમાધિ વગેરેના પ્રયોગ અધિકાર પ્રમાણે કરે છે એટલે ગુરૂ પરંપરાથી આ જ્ઞાન એ મંડળમાં વધતું જોઇ વધારે આનંદ થાય છે.

પ્રાણાયામની સત્યતા અને મહત્વ માટે આ માસિકનાં તંત્રીને જાતિ અનુભવ છે. અને તે અનુભવ તંત્રીએ શ્રી બાળાસ્વવન અને

દૈવી અદ્દભુત ચમત્કારના પુસ્તકમાં લખ્યો છે. સંવત ૧૯૨૮-૨૯ ની સાલમાં તંત્રીની વય ૧૮-૧૯ વર્ષની હતી તે વખતે કડીમાં પંડિતજી નામના એક પવિત્ર અને મહાત્માશ્રી સાધુનો સમાગમ થયો હતો અને ઇશ્વરના અસ્તિત્વ સંબંધીના તંત્રીને સંકલ્પ વિકલ્પ હતા તે દૂર કરવા સારૂ ઉક્ત મહાત્માશ્રીએ પોતાની દેખરેખ નીચે આ ક્રિયા કરવા કહેલું અને તે સંબંધે સતત પરિશ્રમથી તંત્રીને અનાહત નાદ સાંભળવા સુધીનો અનુભવ થએલો પરંતુ દિલગીરીની વાત એ થઇ કે તેજ સાલમાં દોઢ બે માસ સુધીનો ભારે મંદવાડ થવાથી અશક્તિને લીધે આ વિદ્યાં પડતી મૂકવાની જરૂર પડી હતી. આ સંબંધી તંત્રીને સંપૂર્ણ અનુભવ લખવાનું આ સ્થળ નથી. પણ તે અનુભવ પ્રસંગોપાત નિત્યનોંધપોથીના ઉતારા સાથે લખવામાં આવશે.

મી. પ્રભુશંકરે આ પુસ્તક લખવામાં લીધેલો પરિશ્રમ સ્તુતિપાત્ર છે. આ વિદ્યાનું જ્ઞાન સંપાદન કરવાની પ્રીતિ ધરાવનાર અને તેનું મહત્વ સમજનાર અધિકારીને આ પુસ્તક ઉપયોગી થઈ પડશે એમ અમને લાગે છે. મૂલ્ય રૂ. ૦-૮-૦ છે અને ચંદ્રપ્રકાશના તંત્રી પ્રભુશંકર નિર્ભયરામ વ્યાસ, સુરત એ પત્તાથી મળશે.

**ધનવંતરિ** (પુ. ૭ અંક ૨-૩ સન ૧૯૧૪.)

---

**પ્રાણાયામ**- પ્રાણાયામ સંબંધી ઉપયોગી વિષયનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રકાશક શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ-સુરત.

**ભાગ્યોદય** વર્ષ ૨. માઘ. ૧૯૭૧ અંક ૧૨.

---

**પ્રાણાયામ ભાગ ૧ લો**-પ્રાણાયામ સંબંધી માહિતી આપનારૂં પુસ્તક છે. ભાષા સરળ ગુજરાતી છે. રચી પ્રસિદ્ધ કર્તા, પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી-ચંદ્ર પ્રકાશ સુરત. મૂલ્ય આઠ આના.

પ્રાણાયામ સંબંધી જ્ઞાન મેળવનાર જિજ્ઞાસુઓને માર્ગદર્શક થઈ પડે તેવું છે.

**બાલશિક્ષક** વર્ષ ૩જું જાન્યુઆરી ૧૯૧૪ અંક ૧લો.

---

**પ્રાણાયામ**—ભાગ ૧લો. રચી પ્રસિદ્ધકર્તા શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ. તંત્રી 'ચંદ્રપ્રકાશ' સુરત. કાગળ સારા, પૂઠું સામાન્ય, મૂલ્ય ૦ાા. પ્રાણાયામના વિષય માટે આ પુસ્તક બહુજ ઉપયોગી છે. દરેક મનુષ્યે આ વિષય સમજવાની આવશ્યકતા છે.

વિવિધ ગ્રંથમાળા (સસ્તા સાહિત્યની) પુસ્તક ૪૧-૪૨-૪૩

વર્ષ ૪થું ૧૯૭૦ ટુંકી વાર્તાઓ ભાગ ૨જો.

---

—તમારૂં પ્રાણાયામનું પુસ્તક વાંચ્યું છે તે ઘણું સારૂં છે. આવા વિષય ઉપર પ્રકટ થનાર તે પ્રથમ જ પુસ્તક છે. આપણી પ્રજા તેને પૂર્ણ પ્રેમે વધાવે એવું ઇચ્છુંછું. બીજો ભાગ ક્યારે બહાર પડવાનો છે તે લખશો.

અપર ઇન્ડીયા પ્રેસ ફેકટરી લી૦

કોસી. (મથુરાં) તા. ૨૭-૧-૧૪.

**વ્રીજવલ્લભ માણેકલાલ ઇન્જીનીયર.**

---

**પ્રાણાયામ** ( ભાગ ૧ લો )—રચી પ્રસિદ્ધ કર્ત્તા પ્રભુશંકર નરભેરામ વ્યાસ, તંત્રી "ચંદ્રપ્રકાશ," સુરત. કીંમત આઠ આના. પાકું પૂઠું, કાગળ છપાઇ સારાં.

પુસ્તકનો વિષય દેખીતી રીતેજ બહુ મહત્વનો છે અને તે સારી રીતે રજુ કરવામાં આવેલો છે.

**સત્ય** પુસ્તક ૩ માર્ચ ૧૯૧૪ અંક ૯

---

—અમોએ તમારી પાસેથી પ્રાણાયામ ભાગ ૧ લો નામનું પુસ્તક મંગાવ્યું વાંચી જોતાં આ પત્ર લખવાને અતિ હર્ષ ઉપજે છે. સબબ તમોએ આ પુસ્તક રચવામાં ઘણો શ્રમ ઉઠાવ્યો છે. ભાષા ઘણી સરળ વાપરી છે. જેથી અલ્પજ્ઞાનવાળાને પણ સામર્થવાન અનુકૂળ થઇ પડે તેવું છે. યોગના અભ્યાસીઓને તથા જીજ્ઞાસુઓને પ્રથમ પગથીયા રૂપે અતિ ઉપયોગી છે. પરમાત્મા પાસે મારી એવી પ્રાર્થના છે કે વિશેષ જનસમુહ આ પુસ્તકને વાંચી ઉત્સુકતાથી પોતાને યોગાભ્યાસમાં વધારે અભ્યાસ કરવાને ઉત્સાહી બનાવી પુસ્તકને ઉત્તેજન આપે

નીચેના પુસ્તકો વી. પી. થી મોકલાવશો.

પ્રાણાયામ ભાગ ૧લો પુસ્તક ત્રણ.

પ્રાણાયામ ભાગ ૨જો પુસ્તક એક.

સદ્બોધ સ્તવનમાળા નકલ એક.

મૂલ્યવાન રત્નો નકલ એક.

વિજયી કોણ થાય છે. કાર્ડ એક.

એ પ્રમાણે પુસ્તકો મોકલશો. તે ઉપરાંત ચંદ્રપ્રકાશના ગ્રાહક તરીકે નામ નોંધી અંકો મોકલશો.

ફરકેન્ડ (માનભૌમ-બેંગાલ)<br>
તા. ૪-૪-૧૯૧૪.

લી० **રામજી હલુ મીસ્તરી**<br>
મેનેજર<br>
બલિહારી કોલ કંપની

---

—પ્રાણાયામની રચનાથી ભારતને અપૂર્વ લાભ પ્રાપ્ત થયો છે. દ્વિતીય વિભાગમાં ગ્રાહક તરીકે મારૂં નામ નોંધી તૈયાર થયે વી. પી. થી મોકલવા કૃપા કરશો.

લી૦ **નારાયણજી ગોવર્ધનજી ભટ્ટ.**

---

**महाशयजी,**

**आपके प्राणायाम पुस्तक १ भाग परमोपयोगी है. एसी पुस्तकोसे मानवजातीका बहोत सुधारा हो शकता है. मैं अंतःकरणसे इस उभय लोकप्रद कार्यके लिये आपको धंन्यवाद अर्पण करता हुं. आशा है इसका दुसरा भागभी शीघ्र प्रकाशित होकर जिज्ञासु जनको आनंद प्रदान करेगा. और जब दुसरा भाग प्रकाशित होये तो मुझेबी कृपा करके १ कोपी वी. पी. से भेज देना.**

**उदयपुर ता. १४–८–१०१४ कु० चतुरसिंह.**

---

—પ્રાણાયામ ભાગ ૧લો વાંચી અત્યંત સંતોષ થયો. જન સમાજના હિતને માટે આ પ્રથમ અત્યંત સ્તુત્ય છે. જો ચિત્રો આપ્યાં હોત તો બહુ લાભદાયક થતી બીજી આવૃત્તિમાં આપશોજ. પ્રાણાયામ ભાગ ૨ જો બહાર પડયો હોય તો વળતી ટપાલે વી. પી. મોકલશો.

મેંસાણા તા. ૧૮-૮-૧૯૧૪. લી. **વકીલ જયશંકર ઈશ્વરચંદ્ર.**

ડીસ્ટીક કોટ પ્લીડર.

---

વિશેષ સવિનય પૂર્વક લખવાનું કે આપને ત્યાંથી પ્રાણાયામ સંબંધી માહિતી આપનાર પુસ્તક અમોએ મંગાવી વાંચી જોયું છે તે ઘણું મનન કરવા જેવું છે ને તેનો બીજો ભાગ ક્યારે બહાર પડશે તે લખી જણાવશો. એજ.

અમદાવાદ તા. ૧૫-૧૧-૧૯૧૪.

લી. શા. પીતામ્બરદાસ ગીરધરલાલ.

---

The enterprising editor of the "Chandra Prakash" of Surat has given out the first part of his treatise on Pranayam. The philosophy of rhythmic breath is expounded here in a clear manner so as to suit the ordinary intelligence The little book is deservedly popular as it makes short work of all confusion of thought on the subject.

ભાવાર્થ—

સુરતમાંથી પ્રકટ થતા ચંદ્રપ્રકાશ માસિકના સાહસિક તંત્રીએ પ્રાણાયામ ભાગ ૧લો એ નામનું એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. પ્રાણાયામની વિદ્યા તથા કલાનું રહસ્ય સાધારણ માણસને સમજ પડે તેવી સરળ ભાષામાં સમજાવવામાં આવ્યું છે. આ ગહનવિષયનું એવી સરળતાથી ટુંકામાં નિરૂપણ કરેલું છે કે આ પુસ્તક લોકપ્રિય થાય એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી.

ઇન્દુપ્રકાશ

નવેમ્બર ૧૯ સન ૧૯૧૪.

---

—કરામતે ખુદાના પ્રકટ કરતા શેઠ બરજોરજી હીરજીભાઇ એનજીનીયરની ભલામણથી આપ સાહેબે રચેલી પ્રાણાયામ નામની ઉપયોગી ચોપડીના જેટલા ભાગ પ્રકટ થયા હોય તેટલા ભાગ વેલ્યુ પેબલથી મારા ઉપર મોકલી આપવાની મહેરબાની કરશો તો મુજ ગરીબ ઉપર મોટો ઉપકાર થશેજી. તસ્દી માફ.

મુંબઇ તા. ૨૦-૨-૧૯૧૫

લી. **અરદેશર હોરમસજી વજીર**

---

—પ્રાણાયામનુ પુસ્તક વાંચવાથી બ્રાહ્મણ વર્ગના ધર્મ કર્મને ઉન્નતિ આપવાની સાથે જ્ઞાનનો વધારો કરી અભ્યુદય થાય તેવા વિષયોનો સંગ્રહ આપે કરેલો છે. આપને ધન્ય છે કે સમગ્ર જ્ઞાતિ ભાઇઓના કલ્યાણને અર્થે પરિશ્રમ લઈ આવાં સારા સારાં પુસ્તકો બહાર પાડો છો તેથી ઇશ્વર આપને સદા સર્વદા સન્મતિ આપે એવી જગતનિયંતા પ્રતિ મારી નિશદિન પ્રાર્થના છે.

તા. ૧૦-૯-૧૫ લિ. **વ્યાસ શિવશંકર અંબારામ કામદાર**

**માણથલી** (કાઠીયાવાડ)

---

—આપનું પ્રાણાયામનું પુસ્તક અમને બહુ ઉપયોગી તથા બોધદાયક માલમ પડયું છે. અમારો વિચાર તે માંહેલી થોડીક વિગત જામે દ્વારા લગાર પારસી ગુજરાતી શબ્દો નાંખી આપવાનો છે આપ તે માટે સહાનુભુતિ આપશો એવી આશા છે.

પ્રાણાયામના પુસ્તકમાંથી મને ઘણું નવું જાણવાનું મલ્યું છે.

તા ૩-૬-૧૫

હેલ્થહોમ-સાન્ટાક્રુઝ. **બેરામજી પીરોજશા માદન.**

---

**શ્રી શ્રેયઃ સુધાકર.** પ્રેરક શ્રીયુત દુર્ગેશ્વર નટવરજી ત્રીવેદિ બી. એ. તંત્રી હજુર ડેપ્યુટી કલેકટર સુરત. પ્રકાશક શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ સુરત પાકું પૂઠું મૂલ્ય એક રૂપિયો.

આ એક ઉત્તમ કાવ્યસંગ્રહ છે. શ્રી શ્રેયઃસ્સાધક અધિકારી વર્ગના શ્રીમાન્ નૃસિંહાચાર્યજી, વિશ્વવંદ્ય છોટાલાલ માસ્તર, શ્રીયુત પ્રોફેસર કણિયા ઇત્યાદિ અધ્યાત્મવિદ્યામાં આગળ વધેલા બુદ્ધિમાન પુરૂષોના રચેલાં કાવ્યોની આમાં ગુંથણી કરવામાં આવી છે, આમાંનું એકે એક કાવ્ય ભાષા વિચાર અને શૈલીમાં ઉત્તમ છે. એટલું જ નહિ પણ તે વાંચવાથી મનપર કાંઇ અલૌકિક અસર થાય છે.

**વિવેચક પુસ્તક ૨. અંક ૧.**

---

**શ્રી શ્રેયઃસુધાકર**–જેમાં શ્રેયઃ સાધક અધિકારી વર્ગ તરફથી પ્રસિદ્ધ થયેલા કાવ્યોમાંથી કેટલાંક ચુંટી કાઢેલાં કાવ્યોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. કીં. રૂ. ૧–૦–૦ કદ રોયલ ૧૬ પેજી પૃષ્ટ ૨૫૦ પ્રેરક શ્રીયુત દુર્ગેશ્વર નટવરજી ત્રીવેદિ હજુર ડેપ્યુટી કલેકટર સુરત અને પ્રકાશક શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ–સુરત.

**ભાગ્યોદય** વર્ષ ૨ અંક ૧૨ સંવત ૧૯૭૧.

---

ભાવનગર દરબારી કેળવણી ખાતું.

૫. જા. નં. ૨૪૯ તા. ૧૦–૪–૧૯૧૫.

સલામદીગર.

આપના તરફથી પુસ્તક નામે શ્રેયઃ સુધાકર પ્રત ૧ અત્રે ઉત્તેજન સારૂ આવેલી છે. આપના પુસ્તકની પ્રત ૭ કિંમત રૂા.

૭-૦-૦ થી ખરીદ કરવાની મંજુરી થઇ છે. તો તે પુસ્તકો આ ઓફીસને સરનામે મોકલશો.

**કો. વિ. મહેતા.**

દ. કે. ખા. ઉ. અધિકારી.

---

**શ્રી શ્રેય: સુધાકર.** ચીકણા કાગળ પાકું પૂઠું પૃષ્ઠ ૨૪૯ મૂલ્ય રૂા. ૧-૦-૦ લેખક વિદ્દ્વર્ય દુર્ગેશ્વર નટવરજી ત્રીવેદિ બી. એ. હજુર ડેપ્યુટી કલેક્ટર સુરત. આ પુસ્તકમાં લેખકની મીઠી મધુરી કાવ્ય પ્રસાદિ છે. ગુરૂકીર્તન અને હરિકીર્તન: છે. જ્ઞાન અને ભક્તિની અમૃતધારા છે. એનું પાન કરવાની કોને જીજ્ઞાસા નહિ થાય.

**સસ્તી વાર્તામાળા. બ્રહ્મચારિણી.**

---

સુલતાન બહાદુરની ચિત્તોડ પર ચડાઇ યાને પદ્મિનીનું અનુસંધાન ભાગ ૧-૨ પ્રકાશક પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ સુરત પૃષ્ટ સખ્યા ૨૫૦ કીંમત રૂ. ૧-૦-૦ રાજપુત રમણિનું શૌર્ય તેનું શિયળ રક્ષણ અને રાજપુત વીરોનું સ્વતંત્રતા માટેનું વીરત્વ. સ્વદેશભિમાનપણું વીગેર વીર રસ વિષયોથી ભરપુર પુસ્તક વાંચવા જેવું છે. ચંદ્રપ્રકાશના ગત વર્ષના ગ્રાહકોને તે ભેટ આપવામાં આવ્યું છે. એકદંરે પુસ્તક વાંચવા જેવું ને સારૂં છે.

**બ્રહ્મભટમિત્ર** વર્ષ ૧ લું સપટેમ્બર અકટોબર ૧૯૧૪ અંક ૭-૮

---

**સુલતાન બહાદુરની ચિતોડપર ચ્હાડાઇ:**—અનુવાદક રા. વ્રજલાલ **જા.** ઠક્કર પ્રકાશક રા. **પ્રભુશંકર ન.** વ્યાસ, **ચંદ્રપ્રકાશ ઓફિસ, ભાગાતળાવ, સુરત.**

'ચંદ્રપ્રકાશ' માસિકની ભેટ તરીકે આ ઐતિહાસિક નવલકથા 'ગુજરાતી' પ્રેસમાંથી બહાર પડેલી "પદ્મિની યાને ભસ્મીભૂત ચિતોડ" ના અનુસંધાન રૂપે પ્રકટ થએલી છે. રૂા. ૧-૪-૦ના લવાજમવાળા માસિકના ગ્રાહકોને ૨૫૦ પૃષ્ઠ ઉપરાંત કદની ભેટ આપવાનો રા. પ્રભુશંકરનો પ્રયાસ સ્તુત્ય છે. પુસ્તકનો વિષય સારો છે. મૂળનું લેખન-વર્ણન પણ સારૂં છે.

**સત્સંગ** વર્ષ ૬ ઠું. પોષપૂર્ણિમા.૧૯૭૧ અંક.૧૧ મો.

---

**સંસાર દર્પણ**—પૃષ્ટ સંખ્યા ૨૦૬ કાગળ છપાઈ ઉત્તમ પાકું પૂંઠું કીં. રૂા. ૧-૦-૦ અનુવાદક રા. નર્મદાશંકર બાળાશંકર પંડયા. પ્રકાશક-રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ ભાગાંતળાવ **સુરત.** આ પુસ્તકનો અનુવાદ બંગાળી ભાષાના પ્રખ્યાત લેખક. સ્વ. બાબુ રમેશચંદ્ર દત્તના "સમાજ" નામના પુસ્તકનો છે. અનુવાદક બંગાળી ભાષાનો સારો અનુવાદ કરી શકે છે, તેવીજ સરળ રીતે આ પુસ્તક લખવામાં આવ્યું છે અને એક સંસારિક નવલકથા તરીકે પુસ્તક ઉત્તમ છે. અમે દરેકને વાંચવા માટે ભલામણ કરીએ છીએ 'વિવેચક'ના ગ્રાહકોને બાર આને મળશે.

વિવેચક પુસ્તક રજું ઓગષ્ટ ૧૯૧૪ અંક ૮ મો.

---

**સંસારદર્પણઃ**—સંસાર સુધારાને લગતી ચર્ચાવાળી આ નવલકથા સ્વ. મહાન્ લેખક રમેશચન્દ્ર દત્તની સમાજનો અનુવાદ છે. આપણા સંસારમાં કેવા કેવા સડાઓ છે, તેમાં કયા કયા સુધારા દાખલ કરવામાં આવે તો આપણો ગૃહસંસાર હાલ જે સ્થિતિમાં તે તેનાં કરતાં ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરે લગ્નની ભાવના વધારે

વિશુદ્ધ અને દિવ્ય થાય પત્ની પ્રત્યેની પોતાની ફરજ પતિ સમજે, વિધવાઓના દુઃખ ઓછાં થાય અને આપણું જીવન વિકાશ ને ઉન્નતગામી થાય એ દર્શાવવાનો આ ગ્રંથનો ઉદ્દેશ છે.

આ પુસ્તકમાં નાની નવ દસ વરસની બાળકીને તેનાં માબાપ પૈસાના લોભથી મસાણે લાકડાં પહોંચ્યાં હોય, તેવાની સાથે પરણુવવાનું દુષ્ટ કૃત્ય કરી કેવા ગેરલાભ મેળવે છે તે સારી રીતે બતાવવામાં આવ્યું છે. સુધારાવાળાને ન્યાત બહાર મૂકાવવા પ્રયત્ન કરનાર કામિની બાણુ શિવ! શિવ! કરતાં જાય ને ખોજેસ્તા નામની મુસલમાન વેસ્યાના હાથની શરાબની પ્યાલી ઉડાવતા જાય એ પ્રસંગ તથા પાનીઆરીઓના પનઘટ પરના ગામગપાટા અને એક ડોસા કાકાનો "બુધે જાર બાજરી ને બુધે નાર પાધરી" વાળો જુવાનીઆઓને ઉપદેશ આપનાર પ્રકરણ ગમ્મત આપે એવાં છે. પુસ્તકમાંનો એક બનાવ બહુજ કરૂણાજનક છે અને તે વાંચી દરેક સહૃદયી માણસને આંખમાં આંસુ આવ્યા વિના રહેશે નહિ. ઘોસાલનો દીકરો તેની વહુને કાંસા રોગ થયલો છતાં તેની પાસે ઢોરની માફક કામ કરાવતો હતો. પાણીનાં બેઢાં લાવતાં લાવતાં તેને બિચારીને અશક્તિને લીધે ચકરી આવી ને તે ભોંયે પડી છતાં "કેમ કામ થાય છે કે? નહિ તો બીજી બાયડી લાવું?" આવાં કુહાડા જેવાં વચનો ઉચ્ચારતો દાઝયા ઉપર ડામ દેતો હતો! અલબત સ્ત્રીઓએ ઘર કામ કરવુંજ જોઇએ પણ તેનીએ હદ હોવી જોઇએ અને શરીરની સ્થિતિ ધ્યાનમાં લેવાવી જોઇએ.

અરે કેટલાક નરાધમો તો ખરચી ખૂટે તો બિચારીને કુવા હાંકામાં પણ નાખવા ચૂકતા નથી ને કેટલીક બિચારીઓ અસહ્ય

સીતમથી ત્રાસી ઝેર ખાવાનું પણ પસંદ કરે છે. આ ક્રુરતા આપણા સંસારને કલંકિત નથી કરતી? જૂનું તેટલું સારૂંજ એવો પોકાર કરનારાઓએ શું આ તરફ આખાડા કરવા ઘટે છે?

આ ઉપરાંત આ વાર્તામાં પોલિસના ઘોંટાળા, જમીનદારના કાવાદાવા વગેરે અનેકપ્રસંગ વાંચવા જેવા છે. પુસ્તકજ ભાષા સરળ અને મનોહર છે. અનુવાદક શ્રીયુત **નર્મદાશંકર બાળાશંકર**, પ્રકાશક **ચંદ્રપ્રકાશના** તંત્રી રા. રા. **પ્રભુશંકર નરભેશંકર વ્યાસ, ભાગાતળાવ સુરત**, પૃ. ૨૦૬×૪૯ પાકું પૂઠું સોનેરી નામ. કિ, રૂા: ૧-૦-૦.

**પટેલબન્ધુ** પૃ: ૭ પૌષ સા. ૧૯૭૧ અંક ૩

---

**સંસાર દર્પણ**—અનુવાદક-રા. **નર્મદાશંકર બાળાશંકર** અને પ્રકાશક રા. **પ્રભુશંકર નરભેરામ** વ્યાસ-તંત્રી ચન્દ્રપ્રકાશ સુરત; કીંમત રુ. ૧).

લોકપ્રિય સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી રમેશચન્દ્ર દત્તના " સમાજ " નામના બંગાળી પુસ્તકના અનુવાદરૂપ આ કથા બહાર પાડવામાં આવી છે. મી. દત્તની કલમથી સાહિત્ય–આલમ ભાગ્યેજ અજાણી હશે. જો કે એ તો ખરૂં છે કે એવા મહાનુભાવોની કલમને ઝીલનાર પણ કોઈ તેવો જ વીરલો હોવો જોઇએ, પણ મહાપુરૂષનાં લખાંણોમાં ખુબી જ એ હોય છે કે તે ગ્હાય તેવાના હાથમાં જવા પામે, તો પણ મૂળ રસની ઝમાવટ તેમાંથી બિલકુલ નાબુદ થવા પામે નહિ! તોપણ લેખકની મૂળ કૃતને બનતી કાળજીથી બરાબર જાળવવી એ કામ પરિપકવ કે ઉછરતા લેખકનું તો નથીજ. અમને જણાવતાં આનંદ થાય છે કે પ્રસ્તુત પુસ્તકની મૂળ વસ્તુને જાળવવામાં અનુવાદક ઘણે અંશે વિજયી નીવડયા છે. સામાજીક દૃશ્ય ચિતાર સારી રીતે ચિતારમાં આવ્યો છે. એટલું જ નહિ પણ

અનુવાદકે માત્ર અનુવાદ પૂરતું જ ધ્યાન નહિ આપતાં પ્રાયઃ સમય સ્થિતિ અને સંજોગો સંબંધી પણ પ્રથમ જ વિચાર કર્યો હોય એમ અનુમાન કરવાનું અમને એમાંથી કારણ મળે છે.

લેખકના એક જ પુસ્તકનું એક કરતાં વધારે હાથે ભાષાન્તર વા અનુવાદ થવાથી હિત-હાનિની તારવણી સારી નીકળી શકે છે. અને તેના દૃષ્ટાંત રૂપ બંગાળી 'સમાજ' પુસ્તકના બે અનુવાદો-ગુજરાતી 'સમાજ' અને "સંસાર દર્પણ"-છે. અમે તો કહીએ છીએ કે એક જ પુસ્તકના, સારાના હાથે ભલે એકથી વધારે અનુવાદો થવા પામે, અને તેમ થવામાં જનસમાજને હાનિ નહીં પણ હિત થવાનો જ સંભવ અમને તો જણાય છે. જે વસ્તુ (કૃતિ) નામાં નૂર હશે તે તરફ જ સ્વાભાવિક આકર્ષણ થશે. તો શા વાસ્તે અનુવાદમાટે પ્રતિબંધો હોવા જોઇયે તે અમે સમજી શકતા નથી. માત્ર એમાં જોવાનું છે એટલું કે કોઇ, કોઇનામાંથી ચોરી કરવા જેવી હલકી વૃત્તિને અનુસરે નહીં,

**વાર્તાવારિધિ** વર્ષ ૬ પોષ ૬ ૧૯૭૧ અંક ૯.

---

**સંસાર દર્પણ- સ્વ. બાબુ રમેશચંદ્ર દત્તની "સમાજ"**નો અનુવાદ કરનાર રા. **નર્મદાશંકર બાળાશંકર**, અને પ્રસિદ્ધ કરનાર રા. રા. **પ્રભુશંકર નરભેરામ વ્યાસ**, તંત્રી "ચંદ્રપ્રકાશ", ભાગાતળાવ, સુરત. પાકું પૂઠું પૃષ્ઠ ૨૦૬. કીંમત એક રૂપૈયો. "**ભારતીય પ્રજાનો** ગૃહસંસાર હાલ જે સ્થિતિમાં છે તેના કરતાં ઉંચો સ્થિતિ પ્રાપ્ત કરે, આપણી લગ્નભાવના વધારે વિશુદ્ધ અને દિવ્ય થાય, પત્ની પ્રત્યેની પોતાની ફરજ પતિ સમજે, વિધવાઓનાં દુઃખ ઓછાં થાય,

આપણા સંસારમાં કેટલાક કાળથી જે કાળાં કલંક ચ્હડતાં આવ્યા છે તે ધોવાઇ જાય, આપણું જીવન હાલ છે તે કરતાં વધારે વિશાળ ઉદાર અને ઉન્નતગામી થાય," એવા એવા ઉચ્ચ હેતુ લેખક અને અનુવાદકના મનમાં આવ્યાથીજ આ પુસ્તક અસ્તિત્વમાં આવેલું જણાય છે, અને મૂળ લેખક બાબુ રમેશ દત્તની લેખક તરીકેની કીર્તિ એટલી જગજાહેર છે કે તે વિષે અમારી તરફની પ્રશંસાની અપેક્ષા રહેતી નથી. નવલકથાના શોખીનોને બને તો આ પુસ્તક વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

ધન્વંતરિ ડીસેમ્બર–૧૯૧૪
વર્ષ ૭ મું અંક ૧૨ મો.

---

વિ. ખા. ખા. નં. ૨૨

નં. ૪૦૯૧ એનકરેજ મેન્ટ સંબંધી

—આપના તરફથી સંસાર દર્પણ નામનું પુસ્તક ઉ-તેજન માટે આવેલું તેને માટે ઠરાવ ૧૪-૧૫ નો (૪૩) કરવામાં આવ્યો તે નીચે પ્રમાણે.

| | | નંગ | કિંમત. |
|---|---|---|---|
| ૧ | એનકરેજમેન્ટ ખાતે ખરીદ કર્યા તે. | ૧૦ | ૧૦–૦–૦ |
| ૨ | શાળા લાયબ્રેરી ખાતે મંજુર | | |
| ૩ | શાળાઓમાં ઇનામ ખાતે મંજુર | | |

**Varjlal K.**

---

(" ૫. જા. ન. ૨૧૫ ભાવનગર દરબારી કેળવણીખાતુ
તા. ૨૩. ૩–૧૯૧૫

સલામદીગર આપના તરફથી નીચે લખ્યા મુજબના પુસ્તકો

ઉત્તેજન સારૂં આવેલાં તે બાબત આપના પુસ્તકની કુલપ્રત ૧૫ કિંમત રૂા. ૧૩-૯-૦ થી ખરીદવાની મંજુરી થઇ છે. તો તે પુસ્તકો આ ઓફીસને શિરનામે મોકલશો. વી. પી. પાસલો લેવામાં આવશે નહિ તેની કિંમતનું બીલ રજુ થયેથી નાણું મોકલવામાં

| | | | |
|---|---|---|---|
| સંસાર દર્પણ | પ્રત | ૫ | રૂા. ૫-૦-૦ |
| ગૃહસ્થાશ્રમ | પ્રત | ૪ | રૂા. ૫-૦-૦ |
| આરોગ્ય | પ્રત | ૪ | રૂા. ૨-૮-૦ |
| પ્રાણાયામ | પ્રત | ૨ | રૂા. ૧-૦-૦ |

કૌશિકરામ. વિ. મહેતા.
દ. કે. ખા. ઉ. અધિકારી

---

**સંસાર દર્પણ**:—લેખક રા. **નર્મદાશંકર બાળાશંકર** પ્રકાશક રા. **પ્રભુશંકર ન. વ્યાસ ચંદ્રપ્રકાશ** ઓફિસ, **ભાગાતળાવ સુરત.**

મૂળ બંગાળીમાં સ્વ. રમેશચંદ્રદત્તે લખેલી **સમાજનું** ભાષાંતર છે. મૂળ પુસ્તક બંગાળી તથા અંગ્રેજીમાં સંમાનિત થયું છે. તેજ પુસ્તક ગુજરાતીમાં પણ સંમાનિત થાય તો નવાઇ નથી. પરંતુ ગુજરાતી નીતિ રીતિ કેટલાક અંશે વિરૂદ્ધ હોવાથી વાચકને અંતે કાંઇક અણગમો થાય છે. અનુવાદક બંગાળીના સારા જાણકાર છે, તેમણે મૂળનો શબ્દશઃ અનુવાદ ન કરતાં મૂળના વિચારો શુદ્ધ ગુજરાતીમાં મૂકવાથી ગુજરાતી નીતિ રીતિની વિરૂદ્ધતા દૂર કરીએ તો પુસ્તકમાં રસક્ષતિ ન થતાં પ્રવાહ અવિચ્છિન્ન વહ્યા કરે છે. તેમજ ઓરીજીનલ પુસ્તકની ભ્રાન્તિ થાય છે, કારણ આજના અન્ય અનુવાદકો મૂળના આશયને ન વળગતા શબ્દને વળગી રહી

પુસ્તકની રસિકતા આણુવામાં ગોથું ખાય છે. આ પુસ્તકનો આગળ પણ અનુવાદ થયો છે, તેના કરતાં આ અનુવાદ બેશક ઉત્તમ અને આદરણીય છે. પ્રથમ સ્નેહ–વાત્સલ્યના રમુજી વાકયોથી આરંભ થઇ સંસાર સુધારામાં અંતરાય ૩૫ પ્રસંગોનું નિરાકરણ થઇ અંતે ધર્મનોજય થઇ શુભ સમાચારમાં અંત આવે છે. અમો આ અનુવાદકના અન્ય ગ્રંથો બહાર પડેલા જોવાઆકાંક્ષા રાખીએ છીએ. પુસ્તકની કિંમત રૂ૦ ૧–૦–૦ કાંઇ વધારા પડતી છે ખરી. પરંતુ ગુર્જર લેખક મંડળની સ્થિતિ જોતાં તેનું કાંઇક સમાધાન થાય છે.

**સત્સંગ. વર્ષ ૬ઠું. અંક ૧૧. ૧૯૭૧ પૌષ.**

---

We have also received a copy of "Sansar Darpan" a Gujarati rendering of the late lamented Babu Romesh Chandra Dutt's Society novel entitled "Samaj" dealing trenchantly with the anomalies of Hindu social system in relation to marriage. The translation preserves the spirit of the original, and we recommend the book to social reformers of Guzerat and Kathiawar.

**ભાવાર્થ**—મર્હુમ બાબુ રમેશચંદ્ર દત્તની સમાજ નામની સાંસારિક નવલકથાનો અનુવાદ જેને **સંસાર દર્પણ** નામ આપવામાં આવ્યું છે તેની એક પ્રત અમને પ્રાપ્ત થએલી છે. આ વાર્તામાં હિન્દુ લગ્ન પદ્ધતિ તથા એવી બીજી સંસાર સુધારણાને લગતી બાબતો

ઉપર રમેશ બાબુએ સખત અને સચોટ ભાષામાં લખ્યું છે. ભાષાંતર એવી ખુબીથી થયું છે કે અસલ લખાણનો જુસ્સો બીલકુલ કમી થયો નથી. ગુજરાત સંસાર સુધારકોને અવસ્ય વાંચવા માટે અમે ભલામણ કરીએ છીએ.

**ઈન્દુપ્રકાશ** નવેમ્બર ૧૯ સને ૧૯૧૪.

---

**ગૃહસ્થાશ્રમઃ**—સર્વ આશ્રમોમાં શ્રેષ્ઠ ગૃહસ્થાશ્રમ મનાયો છે, કારણ કે તેના ઉપર જ બાકીના ત્રણ આશ્રમવાસીઓનો નિર્વાહ થાય છે, એ આશ્રમ કેવી રીતે સુખમય થાય, પવિત્ર થાય, ને ગૃહજીવન સ્વર્ગસમ સુન્દર કેવી રીતે બની રહે, એ સઘળું આમાં સરળ ભાષામાં સુન્દર રીતે બતાવાયું છે. લગ્ન એટલું શું ? તેની ભાવના, હાલનાં લગ્નો કેવાં ભવપથગામી થઇ પડયાં છે ને તેમાં કયા કયા સુધારા કરવા જેવા છે તે, તથા સ્ત્રીઓની ફરજ, રડવા કુટવાના ગેરફાયદા, સાસુનું વહુ પ્રત્યેનું વર્તન કેવું હોવું જોઇએ, માતાની બાળક પ્રત્યે કેટલી કેટલી ફરજો છે, તેનું લાલન પાલન કેમ કરવું વગેરે અનેક ઉપયોગી માહિતીનો ભંડાર આ સચિત્ર પુસ્તકમાં તેના લેખક " **ચન્દ્રપ્રકાશ** " ના તંત્રી શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસે ઘણો શ્રમ લઈ એકત્ર કર્યો છે. પુસ્તક ૩૫૦ પાનાનું પાકાં સોનેરી નામવાળાં પૂઠાંનું છતાં તેની કિમ્મત રૂપીઓ સવા રાખવામાં આવી છે. જે યોગ્યજ કહેવાય, મળવાનું ઠેકાણું "ચન્દ્રપ્રકાશ " ઓફિસ, ભાગાતળાવ સુરત.

**પટેલબન્ધુ** પુસ્તક ૭ અંક ૩. પોષ સા. ૧૯૭૧

---

**ગૃહસ્થાશ્રમ**—રચી પ્રસિદ્ધ કર્તા શા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ, 'ચંદ્રપ્રકાશ' માસકના તંત્રી (સુરત); પૃ. ૩૫૦, રોયલ ૧૬ પેજી પાકું પૂઠું. કીં. રૂ. ૧ા. એકંદર આ ગ્રંથ ઐતિહાસિક તથા કાલ્પનિક દૃષ્ટાંતો તેમજ શાસ્ત્રોનાં પ્રમાણથી ભરપુર છે. ભાષા સરલ અને સ્ત્રી વગેરે માટે ખાસ વાંચવા લાયક છે. વષયોનું પ્રતિપાદન અને સ્ફોટન ઘણી સારી રીતે કર્યું છે.

સત્ય પુ. ૪ ફેબ્રુઆરી સને ૧૯૧૫ અંક ૮

---

અનેક પુસ્તકોના દોહનરૂપ આ પુસ્તક ગૃહસ્થ માત્ર સ્ત્રી તથા પુરૂષ ઉભય કે જે ગૃહસ્થાશ્રમના બે ચક્ર છે, તે સર્વનું આવશ્યક વાચન છે. મુખ્યત્વે મનુષ્ય પોતાની જીંદગીનું શ્રેય યુવાવસ્થા કે જે સમય ગૃહસ્થાશ્રમનો છે, ત્યારેજ કરી શકે છે. કારણ બાલ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થા કે જે વખતે મનુષ્ય સર્વ શક્તિહીન હોઇ અપવાદ સિવાય સર્વ એ અવસ્થાઓ ખાસ કરીને વૃદ્ધાવસ્થામાં તો **येन केन प्रकारेण** વ્યતિત કરે છે. આ જોતાં મનુષ્યને ખાસ કરી ગૃહસ્થાશ્રમને માટે સમતોલન રહી સરળ રસ્તો બતાવનારાં સાધનોની જરૂર છે, અને એ સાધનોમાંજ આ પુસ્તક પણ તેની ભભક ભરી સાથે માર્દવયુક્ત સરળવાણીથી સ્થાન લેવા ભાગ્યશાળી થાય એવું છે. પુસ્તકમાં ગૃહસ્થધર્મને આવશ્યક સર્વ બીનાઓનો સમાવેશ કરવા યથા પ્રયાસ કરવામાં આવ્યો છે, અને લેખકે તેમાં સારી સફળતા મેળવી છે. કદ ૩૫૦ પૃષ્ટ કિંમત રૂા. ૧–૪–૦ છે જે કાંઇક વધારે છે, પરંતુ પુસ્તકની આવશ્યકતા, તેમજ સમય વિચારતાં સ્વાભાવિક એનો પરિહાર થઇ શકે છે.

**સત્સંગ** વર્ષ ૬ ઠું ફાલ્ગુન પૂર્ણિમાં ૧૯૭૧ અંક ૧૫ મો

**ગૃહસ્થાશ્રમ**—એ નામનું ઉત્તમ પુસ્તક પણ અમને રા. રા. વ્યાસ પ્રભુશંકર નરભેશંકર તરફથી મળ્યું છે. આ પુસ્તક ૩૫ ઉપયોગી પ્રકરણમાં લખાયલું છે. અને તેનાં ૩૫૦ પૃષ્ઠ છે. આર્ટ-પેપર પર છાપેલા કેટલાંક સુંદર ચિત્રો પણ આપેલાં છે કર્તા છેક જૂના વિચારના ન હોવાથી–હાલના જમાનાને અનુસરીને ગૃહસ્થાશ્રમ કેવો જોઇએ તેનો ઉત્તમ પ્રકારનો ચિતાર આ પુસ્તકમાં આપેલો છે. કિંમત રા. ૧-૪-૦ છે અને ઉપર બતાવેલા ઠેકાણે ચંદ્રપ્રકાશ ઓફીસમાંથી કર્ત્તા પાસેથી મળશે.

ધન્વતરિ પુઃ ૮મું ફેબ્રુવારી ૧૯૧૫ અંક ૨જો

---

**ગૃહસ્થાશ્રમઃ**—ચંદ્રપ્રકાશ ઓફીસ ગ્રંથમાળાના ૧૦ મા ગ્રંથાંક તરિકે આ પુસ્તક ચંદ્રપ્રકાશ માસિકના તંત્રી રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ એમણે રચીને પ્રસિદ્ધ કર્યું છે. વર્તમાન દેશકાળને અનુસરીને ગૃહસ્થાશ્રમી સુખી કેમ થઇ શકે એ આ પુસ્તકનો ઉદ્દેશ છે અને તે લેખકે સાદી અને સહેલી પણ શુદ્ધ ભાષામાં અનેક દૃષ્ટાંન્ત સિદ્ધાન્તથી પ્રતિપાદિત કર્યો છે. વિષયને અનુરૂપ ચિત્રો પણ ઠામ ઠામ આપ્યાં છે. ચિત્રો સુંદર છે. પૃ. ૯૬મા આગળનું ચિત્ર બોધક અને રમૂજી છે. ઘરસંસારને સુધારવા ઇચ્છનાર દરેક સ્ત્રી પુરૂષે પુસ્તક વાંચવા જેવું છે. બહુધા દરેક પ્રકરણ પૂરૂં થયા પછી પ્રકરણનો સાર અથવા સિદ્ધાન્તો આપ્યા છે તે પણ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે. સોળ પેજી પોણી ચારસો પૃષ્ઠના પાકા પૂઠાની ચોપડીની કિંમત રૂ. ૧-૪-૦ છે. ચંદ્રપ્રકાશના તંત્રી, ભાગાતળાવ, સુરત, એ સરનામે લખવાથી મળી શકશે.

**કેળવણી** પુસ્તક ૨૭મું સને ૧૯૧૫ માર્ચ અંક ૮મો.

—ગૃહસ્થાશ્રમ એ નામની બુક વાંચી ગયો. એ બુકમાં તમે જે જે સિદ્ધાંતો આલેખ્યા છે. તે તે બધા શશાસ્ત્ર અને પ્રમાણભૂત છે. તથા સરળ, સાદી, બાળક સ્ત્રી. વિદ્વાન કે ચાહ્ય તે સમજી શકે અને આચારમાં ઉતારી શકે એવા સરળ સાદા અને પ્રિયકર તથા રૂચિકર નિયમો. વાર્તાઓ તથા પ્રસંગો વડે ગ્રંથ ગૃહસ્થોને ભુષણરૂપ છે. પણ તમોએ આટલો બધો લખવાનો શ્રમ કયારે કર્યો. તથા કયાં કયાંથી તમારી મતિ ઉચ્ચલક્ષોને ગ્રહણ કરી બધોજ નિયમસર લેખં સમારા બધાં પુસ્તકો યથા નિયમે અને કંઈક પણ જનપ્રિય તથા હિતંકરં નિવડયાં છે. ને ભવિષ્યમાં તમે મોટા ઉત્તમ ઓથર તથા કાવ્યકળા રસના ભોગી અને જન સ્વભાવના યથાર્થ જ્ઞાતા તથા સર્વ રીતે ઉત્તમ તત્વજ્ઞપણાના રસથી ભરપુર તમારૂં હૃદય અને તમને નેચર અદષ્ટ સત્તા, દૈવી સત્તા, ઇશ્વરી સત્તા, કે પ્રેરક પ્રવર્તક સત્તા છે તે તમારા પર સંપૂર્ણ પ્રસન્ન અને તમારા ચિત્તમાંજ એ સત્તા જે જે યોગ્ય ઉચિત હોય છે તે તે પ્રેરી તમારા હાથવડે અનેક જનપ્રિય તથા હિતકર કાર્યો કરાવવા ધારતી હોય એમ મને તો સ્પષ્ટ ભાન થાય છે.

ચાહ્ય તો પૈસો હો, વા ન હો, સત્તા હો વા ન હો, ચાહ્ય તેવી બહારની અનુકૂળ વા પ્રતિકૂલ સ્થિતિ મનુષ્યોની ઉન્નતિનું સાચું કારણ નથી પણ અંતરમાં કોઇ એક વિલક્ષણ વેગ અને સત્ય વર્તન વાળું તેનું ચારિત્ર્ય હોય છે તો તેની ઉન્નતિ વિલક્ષણ રીતે ચઢતા ક્રમે થયાજ કરે છે. માટે કોઇ પણ સામગ્રીની અપેક્ષા સાચી ઉન્નતિને હોતી નથી. માટે જે જે મહાપુરૂષો સાચા થયા છે ને થશે તે તેમના અંતરના સાચા કોઈ વિલક્ષણ વેગ વડેજ છે માટે તમો પણ તેવાજ થશો.

તમારા ગ્રંથોની શૈલી તથા તેમાં આવતા વિષયો અને લેખન કળા રસ અલંકાર, ભાવ. સમયોચિતપણું વિગેરે સર્વ પ્રતિ સૂક્ષ્મ રીતે જોતાં બહુ આનંદ અને તમારા પ્રતિ અત્યંત માન બુદ્ધિ થાય છે.

જ્યાં જેવા ઘટે તેવાં પ્રમાણો છે. તથા ઉત્તમ રીતે સત્યનું પાલન ચારિત્ર્ય અને નીતિ ધર્મ વ્યવહારમાં સરળ સત્ય તથા તત્વજ્ઞાન એ આદિ ઘણુંજ ઉત્તમ છે. તમને તથા તમારી કલમને ધન્યવાદ છે. પરમાત્મા ભવિષ્યમાં તમારા ચિત્તમાં અમોઘ દૈવી પ્રસાદ ઉપજાવો અને અનેક એવાં સત્કાર્ય કરી જનપ્રિય થાય એવી શુભાશા પૂર્વક જયજય.

વડોદરો
તા. ૨૯ ૧–૧૯૧૫

**લી. ઇશ્વરભાઇ જીવાભાઇ**
**બરોડા યુનીયન એન્ડ ડાઈંગ કમ્પની ચાંગમીલ**
**અને અમદાવાદ ફાઇનમાલાના એજન્ટ**

---

ગૃહસ્થાશ્રમ માટે મારા વિચાર હલકા નથી. તે સરળ ભાષામાં લખાયલું સ્ત્રી પુરૂષ બંનેને માટે બહુજ મનન કરવા લાયક છે. અને ખાસ કરીને તો સ્ત્રીઓને તો બહુજ ઉપયોગી છે.

**કરાંચી** તા. ૧૫–૧–૧૫ **લી. ચુનીલાલ જટાશંકર પંડ્યા.**

---

ગૃહસ્થાશ્રમ ( રચી પ્રસિદ્ધ કર્તા શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ માસિક ભાગાતળાવ સુરત પૃષ્ઠ સંખ્યા ૩૫૮ પાકું બાઇંડીંગ કીંમત રૂા. ૧–૪–૦ ઉક્ત પુસ્તકમાં ગૃહસ્થાશ્રમ સંબંધી સંપૂર્ણ માહિતી સહેલી અને સરળ રીતે આપવામાં આવી છે. અને તેવું સાહિત્ય ભેગુ કરવામાં રા. પ્રભુશંકરે ઘણો કામ લીધેલો દેખાઇ આવે છે. કોઈ પણ દેશજ્ઞાતિ કે મનુષ્યની ઉન્નતિ વા અવનતિનો આધાર પ્રત્યેકના ગૃહસ્થાશ્રમની નીતિ અને શિક્ષણ

ઉપર આધાર રાખે છે. ગુર્જર ભાષામાં એવા સાહિત્યની અછત હતી તે અછત ઓછી કરવામાં ઉક્ત પુસ્તક ફતેહમંદ નિવડયું છે એ જોઇ આનંદ થાય છે. ઉક્ત પુસ્તકના ૭૯માં કહ્યું છે કે

સોને મઢયા સુખપાલ, મેડીને જરૂખા માળ.
હેમને હિરા વિશાળ, એથી શું સુખી સંસાર

તેવી રીતે અનેક પ્રકારનાં સુખો હોવા છતાં જે મનુષ્યો ગૃહસ્થાશ્રમના ધર્મથી અજ્ઞાત હોય છે તેઓને તે સુખ ભમાદુઃખ રૂપ દેખાય છે. પ્રત્યેક સ્ત્રી પુરૂષને ગૃહસ્થાશ્રમ સંબંધીનું સંપૂર્ણ. જ્ઞાન. મેળવવામાં ઉક્ત પુસ્તક એક સારા સલાહકારની ગરજ સારે છે. ઉછરતા નવ યુવકોને ઉક્ત પુસ્તક અવશ્ય વંચાવવું જોઇએ. ૩૫૦ પૃષ્ઠ પાકુ બાઇન્ડીગ અને કાગળ વગેરે જોતાં સવા રૂપીઓ કિંમત વધારે પડતી નથી જેથી હમો વાંચક બંધુઓને ઉક્ત ગ્રંથ ખરીદવા અને વાંચવા ભલામણ કરીએ છીએ.

બ્રહ્મભટ્ટમિત્ર (માસિક) વર્ષ ૨જું માર્ચ એપ્રીલ ૧૯૧૫ અંક ૧-૨

---

**ગૃહસ્થાશ્રમ** કર્તા પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ સુરત કિંમત રૂા. ૧-૪-૦ ગૃહસ્થાશ્રમ સંબંધી સંપૂર્ણ માહીતી આપનાર પુસ્તક છે. પ્રસ્તાવનામાં સુધારાવાળા અને જૂના વિચારવાળાને ઠીક બોધ આપ્યો છે તેમજ પ્રકરણ ૧ લામાં ગૃહસ્થાશ્રમની મહત્તા અને જરૂર બરોબર સાબીત કરી છે. એટલુંજ નહિ પણ તે સંબંધી ખોટા વિચાર કોણે કેવી રીતે ઉપજાવ્યો તે સારી રીતે સમજાવ્યું છે પોતાની દલીલોની પુષ્ટિ માટે કર્તાએ કેટલાક ખરા

બનેલા દાખલાઓ પણ ટાંકયા છે. ભાષા સહેલી છે. આ પુસ્તક વાંચવાને માટે અમે ઘણી ખુશીની સાથે સૌને ભલામણ કરીએ છીએ.

**સાહિત્ય** (માસિક) પુસ્તક ૩ મે ૧૯૧૫ અંક ૫

---

—આપનું ગૃહસ્થાશ્રમ નામનું પુસ્તક વાંચી મને ઘણી અસર થઇ છે. તેથી મારૂં જીવન સાદુ રાખવાનો વિચાર છે. માટે મને ઉપયોગી બીજું કોઇ પુસ્તક હોય તો જણાવશો.

**અમદાવાદ** તા. ૨-૩-૧૯૧૫ લી. દવે **ઝવેરીલાલ**

**ચંપકરાય ઈનજીનીયર.**

---

મહેરબાન ઓનરેબલ મી. પ્રભાશંકર દલપતરામ પટણી સાહેબને તમારો કાગળ તથા પુસ્તકો પહોંચ્યા છે. ઉત્તેજન માટે રૂા. ૨૫) ના પુસ્તકો તેઓ સાહેબ ખરીદે છે. અને તે રકમનો મુંબઇ બેંકનો ચેક આ સાથે બીડયો છે. તેની પહોંચ લખશો અને તે રકમમાંથી જેટલી નકલ **સંસાર દર્પણ** અને ગૃહ**સ્થાશ્રમ**ની મોકલી શકાય તેટલી રા. રા. અનંતરાય પ્રભાશંકર પટણી રાજ્ય ખર્ચના કાર્યભારી ભાવનગર એ શિરનામે મોકલી આપશો.

મુંબઇ તા. ૧૭-૩-૧૫ લી. **રણજીતરામ વાવાભાઇ.**

ઓનરેબલ મી. પટણીના

પ્રાઇવેટ સેક્રેટરી

---

આપનું ગૃહસ્થાશ્રમનું પુસ્તક ઉત્તમ માલુમ પડવાથી બે કોપી વધુ ગામમાં ખપી ગઈ છે. તે જાણશો. વળી કોઈ સચીન આવતા સાથે બીજી પાંચ કોપીઓ મોકલી આપશો. સચીન તા. ૩-૩-૧૯૧૫

લી. ભાઇલાલ વિશ્વનાથ અવલકારકુન

---

We congratulate Mr. Prabhushanker N. Vyas, Editor of the *Chandra Prakash* on his bringing out an excellent manual on home-life and its problems (" Grihastashram "). The author has done well to explain the far reaching implications of the marriage right hitherto regarded by ordinary men as meaningless jargon. Another salient feature of the book before us is a brief statement of the principles undetlying every one of the thirtyfive chapters of the book. We wish goodspeed and continued success to the author.

ગુલશન.

---

ચંદ્રપ્રકાશના તંત્રી રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસને (ગૃહસ્થાશ્રમ નામનું) ગૃહજીવન અને એના વિષયોને લગતું ઉત્તમ પુસ્તક પ્રકટ કરવા માટે અમે અભિનન્દન આપીએ છીએ. અત્યાર સુધી સમાજ જેને અર્થ વિનાનાં ખાંખાં માનતો હતો તે વિવાહ સંબંધી ગૂઢ જ્ઞાન લેખકે સારું આપ્યું છે. એ પુસ્તકની એક ધ્યાન ખેંચે એવી બાબત

એ છે કે પુસ્તકનાં પાંત્રીશ પ્રકરણોમાંના દરેક પ્રકરણમાં આવતા સિદ્ધાન્તોનું ટુંકમાં ટાંચણ કર્યું છે. અમે લેખકને સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ.

---

તમારૂં ગૃહસ્થાશ્રમ પુસ્તક મને ગયા જાન્યુઆરી માસમાં મળ્યું છે. તેને લગતો અભિપ્રાય આજે છ મહિને આપું છું તે દરગુજર કરશો. એનાં ૩૫ પ્રકરણ આપણાં સ્ત્રી તથા પુરૂષોએ વાંચવા વિચારવાં જેવાં છે. તમો તમારી પદ્ધતિ પ્રમાણે વિષયને અનુસરતી સાદી અને સરળ ભાષા વાપરી છે તેથી આશા છે કે એ ચોપડીનો આપણામાં સારો ફેલાવો થશે. મને આ ઠેકાણે જણાવતાં આનંદ થાય છે કે તમે એક પછી એક જે લેખો બહાર પાડતા જાઓ છો તે એવા ઉપયોગી જણાય છે કે તેને માટે તમે વ્યાજબી રીતે અભિમાન લઇ શકો. છેવટે ઇચ્છું છું કે તમારા ઉક્ત લેખો અને અને તમારા હાથથી હવે પછી લખાય તે લેખોરૂપ પુષ્પોનો પરિમળ આપણા મંડળમાં ચોમેર વિસ્તારને પામો અને તેની ઉપયોગીતા સર્વના જાણવા સમજવામાં આવો.

સુરત તા. ૧૮-૭-૧૫. **ગણપતરામ અનુપરામ ત્રવાડી.**

---

**ગૃહસ્થાશ્રમ**—પૃ. ૩૫૦ મૂલ્ય ૧-૪-૦ લેખક પ્રભુશંકર નરભેરામ વ્યાસ. તંત્રી 'ચન્દ્રપ્રકાશ' સુરત.

વર્તમાન સમયમાં છાપખાનાની વૃદ્ધિ થવાથી પુસ્તકોની જે ટંકશાળ શરૂ થઇ છે તેમાંથી પૌંડ, રૂપિયા, બેઆની અને પાઇઓ વગેરે ઓછી વત્તી કિંમતનું નાણું ઝપાટાબંધ બહાર પડે છે. પણ તેમાં વિશેષે કરીને બેઆનીથી પાઈ સૂધીનાજ સિક્કાનું ભરણું અધિક

હોય છે. પ્રસ્તુત **ગૃહસ્થાશ્રમ** પુસ્તક સોના મહોર છે એમ લખતાં અમોને સંતોષ થાય છે. આ પુસ્તક તૈયાર કરવામાં રાજેશ્રી વ્યાસે જે શ્રમ લીધો જણાય છે તેવો શ્રમ હમણાંના કેટલાક ગ્રંથકારો તરફથી કવચિતજ થતો હશે. આ પુસ્તકને એકંદરે ૩૫ પ્રકરણોમાં વહેંચીને તેમાં ગૃહસ્થાશ્રમમાં અનુભવાતા ન્હાના મ્હોટા અનેક વિષયોનું વિવેચન કર્યું છે. વળી ભિન્ન ભિન્ન પ્રકરણોદ્વારા જે જે વિચારો પોતાના તરફથી દર્શાવવામાં આવ્યા. છે તે તે વિચારોને પ્રત્યક્ષ આચારમાં મૂકવાની સગવડતાને અર્થે પ્રત્યેક પ્રકરણના વિચારોની તારવણી કરી તેના સંક્ષિપ્ત મુદ્દાઓ તે તે પ્રકરણની છેવટે બાળબોધ લીપીમાં આપવાની નવીન પણ આવકારદાયક શૈલી રાજેશ્રી વ્યાસે ગ્રહણ કરી છે જે સર્વથા અન્ય ગ્રંથકારોને પણ અનુકરણીય છે. પુસ્તકની ભાષા વિષયને શોભે તેવી સાદી, સરલ અને રસીક છે પુસ્તકનાં મહત્ત્વ અને ઉપયોગીતાને માટે સહુ કોઇની એક વાકયતાંજ થશે એવી અમારી ખાત્રી છે. આજકાલની શૃંગાર રસથી છલકાતી નીતિવિઘાતક નવલકથાઓના ઢગલા વચ્ચે આવું પુસ્તક અવશ્ય આવકારદાયક છે પુસ્તકનું બાહ્યાંગ પણ અંતરંગની પેઠેજ સુંદર છે. પુસ્તક લેખક પાસેથી મળી શકશે.

**ચિત્રમય જગત.**

વર્ષ ૧ અંક ૧૯ ડીસેમ્બર ૧૯૧૫

---

ગૃહસ્થાશ્રમ પુસ્તક એવું સારૂં છે કે તેની ઘણી આવૃત્તિઓ થશે. મુંબઇ. તા. ૨૫-૭-૧૬. **રણજીતરામ વાવાભાઈ.**

---

ગૃહસ્થાશ્રમની પ્રત ૧૫) અને આરોગ્યની પ્રત ૧૫) ઉત્તેજનાર્થે ખરીદવાનો ઠરાવ થયો છે. માટે તે મોકલી આપશો.

અમદાવાદ તા. ૧૨-૬-૧૫ ગુજરાત વર્નાકયુલર સોસાયટી

---

ગૃહસ્થાશ્રમ ચીકણા કાગળ પાકું પૂઠું પૃષ્ઠ ૩૫૦ મૂલ્ય રૂ. ૧-૪-૦ (સચિત્ર) લેખક-પ્રકાશક રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ, આ પુસ્તક ગૃહસ્થાશ્રમને લગતી વિવિધ માહિતી દર્શાવે છે. એમાં ગૃહસ્થાશ્રમની સરૂઆત થાય છે ત્યારથી સ્ત્રીપુરુષે કેવા પ્રકારનો બોધ ગ્રહણ કરી સંસાર સાગરમાં જીવન નૌકા ચલાવવું જોઇએ તે સંબંધી અનેક પ્રયોગો દર્શાવ્યા છે. ગૃહસ્થ માત્રને વાંચવા જેવું છે.

સતીવાર્તામાળા બાળાચરિણી

---

આરોગ્ય:—કર્તા, રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ, ( સુરત ) ચંદ્રપ્રકાશ ઓફીસ ગ્રંથમાળા, ગ્રંથાંક, ૧૧ પૃ. ૧૫૦ ( સુપર રોયલ ૧૨ પેજી ) મૂલ્ય ૧૦ આના.

કુદરતી ઉપચારો તથા ભોજન-વ્યાયામ આદિથીજ રોગની નિવૃત્તિ તથા આરોગ્યની સિદ્ધિ કરવાના ઉપાયોનું આ ગ્રંથમાં નિરૂપણ છે. તે કામમાં મહાકાલ, ધન્વંતરિ આદિ માસિકો વગેરેની કર્તાએ સહાયતા લીધી છે. તે ઉપરાંત અમુક ઔષધોના લાભ પણ વર્ણવ્યા છે. ગ્રંથ ઉપયોગી છે.

સમાલોચક પુસ્તક ૪. ફેબ્રુવારી. ૧૯૧૫ અંક ૮

---

**આરોગ્ય**—એ નામનું પુસ્તક તેના કર્તા વ્યાસ પ્રભુશંકર નરભેરામ "ચંદ્રપ્રકાશ" માસિકના તંત્રી એમના તરફથી અમને અભિપ્રાય માટે મળ્યું છે. તંત્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગના છે. દવા વગર રોગો મટાડવાની નેચરોપથી વિદ્યા ઉપર તેમની પૂર્ણ શ્રદ્ધા છે, અને તેમનાં માસિકમાં નેચરોપથી સબંધીના ઘણી વખત લેખો પણ આવે છે, તે જોઈ અમને વધારે આનંદ થાય છે. નેચરોપથી જેવી સાદી વિદ્યાનો પ્રસાર આપણા દેશમાં થવાથી વધારે ફાયદા છે કારણ પુરાતન કાળથી આપણે સાદું જીવન ગાળતા આવ્યા છીએ, તેથી એ વિદ્યાનાં ઉપાયો આપણને અનુકૂળ છે, એટલુંજ નહિ પણ વગર પૈસાથી ગરીબ અને શ્રીમંત કરી શકે તેવા છે, અને તેવા ઉપાયો કામે લગાડયાથી આરોગ્યને કોઇ પણ જાતની હાનિ થતી નથી. આ પુસ્તકમાં કર્તાએ કુદરતી જીવન અને ઉપાયોનું વર્ણન કરવામાં લગભગ ૨૫ પ્રકરણો ૯૫ પાનામાં લખ્યાં છે. અને તે પછીનાં ૨૦ પ્રકરણ દવાઓ સંબંધીનાં લખ્યાં છે. તેમાં સાદા અને ટુંકા ઉપાયો કેટલાક રોગના બતાવ્યા છે. નેચરોપથી વિદ્યાનો આપણા દેશમાં દરેક સ્થળે પ્રસાર થતો જોવાને અમે ઘણો ઉત્સાહ ધરાવીએ છીએ. આવા શુભ કાર્યમાં આરોગ્ય જેવું ઉત્તમ પુસ્તક લખી કર્તાએ એ વિદ્યાનો પ્રસાર થવામાં જે મદદ આપી છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. આ પુસ્તકની કિંમત રૂ. ૦–૧૦–૦ છે અને તે ચંદ્રપ્રકાશ માસિકના અધિપતિ રા. રા. પ્રભુશંકર નરભેશંકર વ્યાસ, ભાગાતળાવ સુરત એમની પાસેથી મળશે.

ધન્વતંરિ.

આરોગ્યની બુક મળી છે. બુકની અંદરનું લખાણ બહુજ સારૂં છે. ગૃહસ્થાશ્રમની બુક વિષે પણ અંદરથી જોતાં તેમજ વાંચતા તે બુક પણ શોભાવાળી તથા લખાણ ઘણું ઉપયોગી છે. મારાથી બનતા પ્રયાસે તેનો ફેલાવો કરીશ.

મોરબી
તા. ૧૬–૧–૧૯૧૫ } લી. હરીશંકર માધવજી ભટ.

---

તમારા તરફથી આરોગ્ય મળ્યું તે વાંચી ગયો છું. બુક પ્રત્યેક ગૃહસ્થે પાસે રાખવા યોગ્ય છે. આ બુકમાં વિચારો અને નેચર પ્રતિ દ્રષ્ટિ વાળવાના તથા સહજ શ્રમે આરોગ્યનો લાભ મળે તથા આનંદ ઉપસ્થિત થાય તેવી દ્રષ્ટ અદ્રષ્ટ અનેક લાભ કરનારી બુક પ્રશંસનિય છે.

તમે ઘણુંજ કામ કરો છો. સ્વલ્પ સમયમાં આવાં પુસ્તકો તૈયાર કરી બહાર ઝટ પાડો છો એ તમારો જનહિતાર્થ યત્ન સાર્થક્ય છે. પ્રત્યેકનું શુભાશુભ ફળ હોય છે અને તે કર્તાને ક્રિયાના અંતમાં મળે છે.

આ પુસ્તકના વાંચન અને તેના અનુભવથી આરોગ્યનો લાભ અવસ્ય થશે. સરળ, સાદુ, સર્વ નાના મોટા સમજી શકે તેવું લખાણ અને આચારમાં મૂકી શકે એવા સહજ સહેલા ઉપચારો આનંદથી આચરણીય છે.

તમારી કલમ કળા આધ્યાત્મિક શક્તિથી વિકાસ પામતી જાય છે. તમો તત્વવિદ્ ઉત્તમ લેખક નિષ્ઠાવાળા અને સત્યાગ્રહી સર્વોત્તમ થશો.

જેમ મહા ભયંકર સર્પની દ્રષ્ટા કાઢી નાંખ્યા પછી ગારૂડી નિર્ભયપણે તેનાથી વ્યવહાર કરે છે તેમ અભ્યાસ વૈરાગ્યરૂપ પાંખાવાળી સાણુસીથી આ મહા અનર્થકર નામ રૂપાત્મક પ્રપંચ સર્પની વિષમયી અવિદ્યા દ્રષ્ટાને ખેંચી કાઢયા પછી પરમાત્માના સચ્ચિદઘન વિલાસરૂપે પલટાઇ ગએલા પ્રપંચરૂપ સર્પથી હવે ભય પામવાનો નથી પણું તેની સાથે રમતાં સ્વરૂપાનંદને સેવતાં વિષયી જનોને ગારૂડીવત આશ્ચર્ય પમાડવાનું છે. કર્તવ્યમાં અપ્રમાદ એજ આપણા ભૂષણરૂપ છે. તમે તમારા કર્તવ્યમાં યથાર્થ જાગ્રત રહો છો એ આનંદની વાર્તા છે. સર્વ કાર્યો પ્રસન્નચિત્ત અને આરોગ્ય પૂર્વક કરવાનાં છે. તમે તો સ્વાર્થ, પરાર્થ, અને પરમાર્થ ત્રણે સાથે સાધો છો. પરમાત્મા તમને તમારા કાર્યોમાં વિજય અર્પો એજ શુભેચ્છા છે. લગભગ સામાન્ય રીતે મન શરીર અને સર્વ યથાન્યાય આનંદથી પ્રવાસ કરી જીવન ઉત્તમ પ્રકારથી ગાળી શકે એવા સત્ય સિદ્ધાંતો અને સરળતા વડે લખાયલી બુક જન સમાજને અત્યંત લાભકર જ છે.

વડોદરા ૧૯-૧-૧૯૧૫ લી. ઇશ્વરભાઈ જીવાભાઈ.

અરોડા યુનીયન એન્ડ ડાઈંગ એન્ડ બ્લીચીંગ મીલ

અને અમદાવાદ ફાઈન મીલના એજન્ટ.

---

આપ સાહેબ તરફથી આરોગ્ય નામનું પુસ્તક મને મળ્યું છે. તે મને ઘણુંજ પસંદ પડયું છે. તે વાંચી મને અપૂર્વ આનંદ

થયો છે. તેની સાથે મૂલ્યવાન રત્નો નામે બે ચોપડીઓ પણ મળી છે તે પણ ઘણીજ ઉત્તમ છે

જામલી મહોલ્લો મુંબઇ

તા. ૨૯-૭-૧૫

તારાચંદ કીલાચંદ શાહ.

---

પ્રાણ ચિકિત્સા—આ નામનો લઘુગ્રંથ અમને રા. રા. પ્રભાશંકર નરભેશંકર વ્યાસ, ચંદ્રપ્રકાશના તંત્રી તરફથી મળ્યો છે. મૂલ્ય આના ત્રણ પોષ્ટેજ સાથે છે. આ ગ્રંથ અમે અથથી તે ઇતિ સુધી વાંચી જોયો છે. આત્મા અને પ્રાણ એના વચ્ચે શો તફાવત છે, તેનાં કાર્યો શાં છે, શરીરને થતા રોગો દવા સિવાય મનોબળથી મટાડી શકાય છે, મનના વિચારો શરીર ઉપર કેવી રીતે કાર્ય કરે છે, પ્રાણાયામ અને ધ્યાન કેવી રીતે કરવું, કયા વખતે કરવું, વગેરે વિસ્તારથી બતાવ્યું છે. એકંદરે પુસ્તક મનન કરવા અને આચારમાં મૂકવા લાયક છે.

ધન્વંતરિ પુ. ૮ અંક ૫-૬. સને૧૯૧૬.

---

આપની પ્રાણચિકિત્સાની કિતાબ વાંચી ઘણોજ આનંદ આવ્યો છે. અને હું એ સાધના પ્રમાણે કર્યા કરૂં છુ. કૃપા કરી પ્રાણાયામ ભાગ ૧ લો વી. પી. થી મોકલશો.

બ્યાવર રાજપુતાના તા. ૬-૧-૧૬

ઉદેસીંહ સાવલજી.

---

**શ્રીરૂદ્રાક્ષજાબાલોપનિષત્—**આ નામનું લઘુ પુસ્તક પણ રા. રા. **પ્રભુશંકર નરભેશંકર વ્યાસ** એમના તરફથી અમને મળ્યું છે, અનુવાદકર્તા રા. રા. દુર્ગેશ્વર નટવરજી બી. એ. હજુર ડેપ્યુટી કલેક્ટર સુરત, પ્રસિદ્ધ કરનાર પ્રભુશંકર નરભેશંકર વ્યાસ છે. આપણે રૂદ્રાક્ષ શા માટે ધારણ કરીએ છીએ, તેનાથી શા ફાયદા છે, કઇ રૂદ્રાક્ષ ધારણ કરવાને અને જાપ કરવાને ઉપયોગી છે, રૂદ્રાક્ષ કેટલી જાતની છે, કઈ રૂદ્રાક્ષ ઉત્તમ છે, તેની ઉત્પત્તિ ક્યાંથી થઈ છે, રૂદ્રાક્ષમાં રોગનિવારણ કરવાના ગુણો પણ છે. શરીરના કયા અંગે કેટલા રૂદ્રાક્ષ કયા મંત્રથી ધારણ કરવાં? રૂદ્રાક્ષ ધારણ કરવાની પાંચ મંત્ર છે તેમાં (૧) સદ્યોજાત મંત્ર, (૨) વામદેવ મંત્ર (૩) અઘોર મંત્ર, (૪) તત્પુરૂષ મંત્ર અને (૫) ઇશાન મંત્ર; એના વિસ્તાર પૂર્વક અક્ષર અને શબ્દસહ અર્થ કરવામાં આવ્યા છે. એકમુખી રૂદ્રાક્ષથી માંડીને ચૌદમુખી રૂદ્રાક્ષમાં કયા કયા દેવતાનો વાસ છે અને તે ધારણ કરવાથી શું શું ફળ આપે છે એનું વિસ્તારથી વર્ણન છે. તેમજ ભસ્મ ધારણ કરતી વખતની ત્રિપુંડની ત્રણ રેખાઓ માટે સારૂં વર્ણન છે. એકંદરે આ ઉપનિષદ્ શ્રવણ અને મનન કરવા લાયક છે.

**ધન્વન્તરિ** પુસ્તક અંક ૫–૬ સને ૧૯૧૬.

---

રૂદ્રાક્ષ ઉપનિષદ ઘણું ઉત્તમ છે. તેમાં મહા મૃત્યુંજય સરહસ્ય લખ્યું છે. એ ગ્રંથ બહુ ઉપયોગી અને પરમતત્વમાં નિષ્ઠા ઉત્પન્ન કરે તેવો અદ્વિતીય બન્યો છે. એનાથી બહુ પ્રસન્નતા થાય છે.

તા, ૧–૭–૧૫
રંગશાળા, વડોદરા.

**ઇશ્વરભાઇ છોટાભાઇ**

---

આ સુબોધ વાર્તામાળાની નકલ ૧) આપના તરફથી મંગાવેલી તે મને ઘણી પસંદ પડી છે. જન સમાજમાં ફરી વહેંચવા સારૂં નકલ ૧૦૦) વ્યાજબી કિંમતે મોકલાવી આપશો.

ઝાડેશ્વર તા. ૨૧-૫-૧૬ **અમીન કાળીદાસ પ્રભુદાસ.**

---

**સૂતસંહિતા**—સૂતસંહિતા ગ્રંથ વિષે આર્ય પ્રજા સજ્ઞાત છેજ. તેના પૂર્વ વિભાગનું આ ગુજરાતીમાં ભાષાંતર ઉત્તમ થએલું છે. અને જેમણે આ પુસ્તક ન વાંચ્યુ હોય તેમણે અવસ્ય વાંચવા યોગ્ય છે.

પ્રાતઃકાલ વર્ષ ૧૪ અંક ૧૨.

સા. ૧૯૭૨ આશ્વિન.

---

તમારા સુખના મહામંત્ર પુસ્તકની નકલ મને ઘણીજ ઉપયોગી જણાવાથી સમાજમાં વહેંચવા માટે તેની સો પ્રત મોકલી આપશો.

મીન ચાઇનાબેડ ડી. ભાવલપુર

**જોગીભાઈ પાંચીઆ.**

---

☛ **આ સીવાય બીજા ઘણા અભિપ્રાયો નિત્ય મળતા જાય છે, પણ વધુ વિસ્તાર થવાના ભયે ફક્ત આટલાથીજ સંતોષ માનવામાં આવે છે.**

**પ્રગતિ મંદિર, અડાજણ-સુરત.**

વાંચો! વાંચો!! વાંચો!!!

# એક ભયંકર લડાઈ.

જેમ સાચા અને જુઠાને, પ્રમાણિક અને લુચ્ચાને સજ્જન અને દુર્જનને વેર હોય છે, તેમ ધંધાને અંગે પણ સમજવું. કેટલાક મીઠા બોલો એવી તો કુંચી છુપી રીતે રાખે છે કે ગ્રાહકો અંજાઇ જઇ ઠગાઇ જાય છે. દુધનો બળેલો છાસ પણ ફુંકીને પીએ જેથી પ્રમાણિક વેપારીઓને બહુ વેઠવું પડે છે, પણ અંતે

## ધર્મે જય છે. જુઠું ઝાંઝું ટકતું નથી.

સાચાને થોડો વખત સોસવું પડે છે પણ આખરે તો ત્રાંબાની હાંડીજ આંગપર ચઢે છે.

અમોએ ખાસ કારીગરોને રાખીને મુંબઇના ધોરણ પર અમારા પોતાના કારખાનામાં, નવી નવી જાતના મસીન પોલીસ અને બીજા દાગીના બનાવવા માંડયા છે, જેથી માલ ચોખો, વખતસર અને મનપસંદ મળી શકશે.

અમારા વેચેલા માલની ગેરંટી એટલી કે માત્ર ખરીદનારને મજુરીનું નુકસાન દાગીનો પાછો આવતાં બજાર ભાવે કોઈ પણ વખતે પુરા નાણાં અમે આપીએ છીએ.

## અમારે ત્યાં નીચે પ્રમાણે માલ તૈયાર રહે છે.

• બંગડી, નેકલેસ, બ્રેસલેટ, બ્રુચીસ, ઘડીઆળોના છેડા, લોકેટો, ચાર્મ્સ, ફેનસી વીંટીઓ, હીરા માણેકની વીંટીઓ તથા હીરાકંઠી વીગેરે વીગેરે.

ચાંદીના ફેનસી દાગીના તથા પ્રેઝંટ આપવા લાયક ચીજોનો મોટો જથો તૈયાર રાખીએ છીએ, તથા રજવાડી તેમજ પારસી, હિંદુ, મુસલમાન તથા દરેક કોમના બરનો અને અંગ્રેજી ફેશનનો માલ નમુના પ્રમાણે બનાવી આપીએ છીએ.

એકવાર દુકાનની મુલાકાત લઇ ખાત્રી કરવી.

" કે. પ્રેમચંદ ભાંડુતવાળાની કંપની

ઠે. કણપીઠ બજાર સુરત.

**૨-સૂર્યોદય** અથવા **છત્રપતિ શિવાજી મહારાજનો ઉદયકાલ.** (લખનાર-ડા. રા. મહેતા.) આ ઐતિહાસિક નવલકથામાં છત્રપતિ શિવાજી મહારાજે મહારાષ્ટ્રમાં સ્વરાજ્યની કેવી રીતે સ્થાપના કરી અને મોગલોને કેવા કળ, બળ અને છળથી પરાજય પમાડી દક્ષિણને બંધુત્વના સૂત્રમાં ગાંઠયું તે આકર્ષક રીતે ચિતર્યું છે. માતા જીજાબાઈનો સ્વદેશપ્રેમ અને સ્વરાજ્ય-વિસ્તાર-પ્રીતિ જોઇ છક થઇ જવાશે. પુસ્તક વીર કરૂણારસથી ભરપુર છે. **પૃષ્ઠ આસરે ૩૦૦.**

**૩-સંસાર કથાકુંજ**-આ પુસ્તકમાં ટુંકી ટુંકી વાર્તાઓ આપ. વચ્ચે આવશે, તે દરેક વાર્તા વાંચકને ધર્મ, નીતિ, ઉદારતા, પરોપકાર, દાનશીલતા અને સહૃદયતા શીખવશે. ગુજરાતી ભાષામાં તદન નવીનજ છે. નર, નારીઓનાં ચરિત્રો વાંચતાં હૃદય તલ્લીન થઇ જશે. વાંચકોને અપૂર્વ બોધ મળશે. **પૃષ્ઠ ૩૦૦**

**૪-જાપાની જાસુસ** આ પુસ્તકમાં જાપાનની ઠીંગણી સ્ત્રી ડીટેકટીવોનાં અદ્દભૂત, પરાક્રમો વર્ણવ્યાં છે. તમે અંગ્રેજ ડીટેકટીવોનાં પરાક્રમો વાંચ્યાં હશે પણ અમે કહીએ છીએ કે જાપાનની સ્ત્રી ડીટેકટીવોના જેવી ચતુરાઇ ભાગ્યેજ બીજામાં હશે. **પૃષ્ઠ ૨૫૦**

**૫-સતી ત્રિવેણી**-આ સામાજિક નવલકથામાં ત્રણ અપ્રસિદ્ધ સતી પતિવ્રતા નારીઓના સતીત્વનાં મનોવેધક, શિક્ષણીય, બોધપ્રદ જીવનવૃત્તાંત પ્રકટ થશે. પ્રત્યેક વાર્તા શાસ્ત્રકથા જેવી પુણ્યપ્રદ છે. જેઓ પોતાની સ્ત્રીઓને સતી પતિવ્રતા બનાવવા ચ્હાતા હોય તેમણે આ અમૂલ્ય ગ્રંથ-રત્ન અવશ્ય વાંચવો જોઇએ. ગમે તેવી હઠિલી સ્ત્રીઓ પતિવ્રતા-સતી બનશે. આ વાર્તાઓ સાચી બનેલી છે. **પૃષ્ઠ ૩૦૦.**

# પોતાનું ભવિષ્ય જાણવાની મનુષ્યને

# શાથી જરૂર છે ?

પોતાના જીવનમાં **શું** શું **પ્રસંગો** બનનાર છે તે સંબંધી આપણને જરા પણ ખબર હોય તો તેમાં આપણે શી સાવધાનતા રાખવાની આવશ્યક્તા છે તે જાણવા અર્થે પ્રત્યેક મનુષ્યને પોતાનું ભવિષ્ય જાણવાની જરૂર છે. અમારે ત્યાં જ્યોતિષ તત્વસાર અને ભવિષ્ય ફળદર્પણ કહેવાની સાથે જન્મોત્રી, જન્માક્ષર વીગેરે બનાવી આપવામાં આવે છે, તથા દરેક પ્રશ્નના ખુલાસા સાથે જીંદગીનો વરતારો પણ કહેવામાં આવે છે. આજના સમયમાં કેટલાક નામધારી માણસોએ જ્યોતિષનું બિલકુલ જ્ઞાન ન હોવા છતાં જોશી થઈ બેસો આ આપણી પ્રાચીન વિદ્યાને કલંક લગાડવારૂપ કામ કરવા માંડયું છે. પણ **ચમત્કાર વિના નમસ્કાર નહિ** એ ન્યાયે અમારે ત્યાં આવનાર દરેક માણસને જ્યોતિષવિદ્યાની સત્યતાની ખાત્રી થયા સિવાય રહેશે નહિ.

મનનું ધારેલું પ્રશ્ન રૂબરૂ વગર રીથી કહેવામાં આવે છે. તથા સ્ત્રીઓને ગર્ભધારણ થવાની દવા મફત મળે છે. વિશેષ માટે રૂબરૂ મળો યા લખો. અમારી એક વખતની મુલાકાતથી આપ અવશ્ય સંતોષ પામશોજ. **મેળાપ ટાઇમ** સવારના ૯ થી ૧૨ સાંજે ૪ થી ૬.

**જ્યોતિષિ-રેવાશંકર ભવાનીશંકર**

**મહિધરપુરા ગોરીઆશેરી-સુરત.**

